# ધર્મ-પ્રવચન

## ( ભાગ ૧ લો )

લેખક:

સ્વર્ગસ્થ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય
શ્રીવિજયધર્મસૂરિ મહારાજ.

સમ્પાદક

મુનિરાજ શ્રીવિદ્યાવિજયજી.

મૂલ્ય એક રૂપિયો.

વીર સં. ૨૪૫૫ ધર્મ સં. ૭ સં. ૧૯૮૫

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

સાંસારિક ઉપાધિઓથી વિરક્ત થઇ, જેઓ સાધુત્વ સ્વીકારે છે, તેઓને માટે પોતાના જીવનમા જો કોઇ વ્યવસાય રહેતો હોય, તો તે **ઉપદેશ** અને **સાહિત્ય પ્રવૃત્તિ** આ બે છે. સાધુ, એટલે ગૃહસ્થાશ્રમનો ત્યાગી. એને નથી પુત્ર કલત્રના નિર્વાહ માટે દ્રવ્ય ઉપાર્જન કરવાનું કે નથી એશઆરામના સાધનો એકત્રિત કરવાનાં. ભિક્ષાવૃત્તિથી પોતાનો ઉદર નિર્વાહ કરી, બધો સમય જ્ઞાન-ધ્યાન અને ઉપદેશ તેમજ સાહિત્યપ્રવૃત્તિમાં ગાળવાનો છે.

વસ્તુતઃ વિચારીએ તો જે સાધુએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો છે તેને ઉદરનિર્વાહ માટે અર્ધો શેર અન્ન, શરીર ઢાંકવા માટે પરિમિત વસ્ત્રો અને સૂવા બેસવા માટે ત્રણ હાથ જમીન, આ શિવાય બીજું શું જોઇએ વારૂ ? એને બીજી શી ફીકર હોય વારૂ ? હા, એક ફિકર એણે અવશ્ય રાખવાની છે અને તે, જો તે સમજે તો, ઘણી મ્હોટી ફિકર છે. આ ફિકર છે જગતના કલ્યાણની. પોતાનું હિત સંભાળવા સાથે એણે જગતનું હિત જોવાનું છે. કારણ કે સાધુ એટલે જગતનો આદર્શ, સાધુ એટલે ધર્મગુરૂ, સાધુ એટલે એક **નાવિક**. એણે પોતાના જીવનને એક એવા આદર્શભૂત બનાવવાનું છે કે જેથી જગતના જીવો એના જીવનનું અનુકરણ કરી પોતાના દુર્ગુણો દૂર કરી શકે. સાધુ એક ધર્મગુરૂ છે. ધર્મનું ગુરૂત્વ-ભારેપણું-વજન એના માથે રહેલું છે એટલે એની જવાબદારી એક સાંસારિક મનુષ્ય કરતાં કઇ ગુણી વધી જાય છે અને સાધુ એક નાવિક છે એટલે સાંસારિક મનુષ્યોનું નાવ એણે સંસાર સમુદ્રથી પાર કરવાનું છે. આ બધી વસ્તુને આજનો

સાધુ સમજે તો ઘણું કરી શકે. ભારતવર્ષમાં બહોતેર લાખ સાધુઓની સંખ્યા હોવા છતાં, ભારતીય પ્રજાની અતિશોચનીય દશા છે, એનું કારણ, એના ધર્મગુરૂઓ પોતાની જવાબદારી નથી સમજતા એ નથી શું ? આજે સાધુઓનો મ્હોટો ભાગ કઇ સ્થિતિમાં જીવન વ્યતીત કરી રહ્યો છે, એ કોઇથી અજાણ્યું છે શું ? અને, અતએવ ભારતવર્ષની એ સાધુસંસ્થા પોતાના માનમર્તબાને પણ કેટલી ખોઇ બેઠી છે, એ પણ કોનાથી અજાણ્યું છે. અસ્તુ.

આ ઉત્તમ સાધુ જીવનના બે વ્યવસાયો હું ઉપર બતાવી ગયો છું ઉપદેશ અને સાહિત્ય પ્રવૃત્તિ. સાધુ આ બે કાર્યોથી જગતનો ઉપર ઘણો ઉપકાર કરી શકે. પ્રાચીન ભંડારોનું અવલોકન કરવામાં આવે તો સ્પષ્ટ જણાશે કે-ભારતના સાચા સાધુઓએ પોતાની પાછળની પ્રજાને માટે જ્ઞાનનો અખૂટ ખજાનો વારસામાં આપેલો છે. હજારો, બલ્કે લાખો ગ્રંથો ભંડારોમાં અત્યારે મૌજૂદ છે, એ આપણા પ્રાચીન ઋષિઓની પ્રસાદી છે. તેઓ પોતાના શરીરની વિદ્યમાનાવસ્થામાં ઉપદેશ દ્વારા જગતને કલ્યાણનો માર્ગ બતાવી ગયા, અને ઉપરાન્ત પોતાના જ્ઞાન, ધ્યાન, સંધ્યા, ક્રિયાકાંડ વિગેરે કરવા ઉપરાન્ત બચતા સમયમાં ગ્રંથલેખનનું કાર્ય કરતા હતા.

આજના સાધુઓનો મોટો ભાગ પોતાની આવશ્યક ક્રિયાઓ ઉપરાન્ત બચતા સમયનો ઉપયોગ લોકો સાથે ગપ્પા મારવામાં, આરામ તેમ ફરવામાં અને એવી નિરર્થક ક્રિયાઓમાં ગાળે છે, ત્યારે પ્રાચીન સાધુઓ ઉપદેશ અને આવશ્યક ક્રિયાથી બચતો સમય ગ્રંથલેખનમાં ગાળતા હતા. અને તેનુંજ એ પરિણામ છે કે, જો કે કાળના વ્હેવા સાથે ઘણા ગ્રંથો કીડાઓને ભોગ થયા, ઘણા ગ્રંથો વિદેશમાં ગયા, અને હજારો ગ્રંથો, કહેવાય છે કે, અગ્નિને ભોગ આપવામાં નષ્ટ થયા, તેમ છતાં હજુ પણ લાખો ગ્રંથો ભંડારોમાં હયાતિ ભોગવી રહ્યા છે.

અને એ તો નક્કી જ છે કે, જો માણસ થોડો થોડો સમય પણ બચાવે, અથવા જે સમય પોતાનો બચે છે, એનો ઉપયોગ બીજી નિરર્થક ક્રિયાઓમાં ન કરતાં ગ્રંથલેખનમા કરે, તો પોતાના ટૂંકા આયુષ્યમાં પણ મ્હોટો વારસો પોતાની શિષ્ય પરંપરા કિંવા ભાવી પ્રજાને માટે મૂકી જાય. હેમચંદ્રાચાર્યનું આયુષ્ય કેટલું થોડું ! છતાં એટલા ટૂંકા આયુષ્યમાં પણ સાડાત્રણ કરોડ શ્લોકોની રચના કરી અને એ સાડા ત્રણ ક્રોડ શ્લોકોમાં તમામ વિષયોના ગ્રંથો રચ્યા. ઉમાસ્વાતિ વાચકે ૫૦૦ ગ્રંથોની રચના કરી. હરિભદ્રસૂરિએ ૧૪૪૪ ગ્રંથો રચ્યા. આ ઉપરાન્ત ઉદ્યોતનસૂરિ, મહાત્મા સિદ્ધર્ષિ, મલ્લવાદી, મલધારી હેમચંદ્ર, વાદિદેવસૂરિ, યશોવિજય ઉપાધ્યાય, વિગેરે સેંકડો પૂર્વપુરુષો–સાધુઓનાં જીવનો તપાસીએ છીએ તો તેમણે સેંકડો ગ્રંથોની રચનાઓ કરી છે. આ ગ્રંથો પણ સામાન્ય નહિ; આ ગ્રંથો ઊંડી વિદ્વત્તા અને યુક્તિઓ તેમજ શાસ્ત્રના રહસ્યોથી ભરેલા.

કહેવાની મતલબ કે ટૂંકા આયુષ્યમાં પણ અને ઉપદેશ ક્રિયાકાંડ આદિ અનેક બાબતોમા વ્યવસાયી રહેવા છતા પણ જો માણસ ધારે તો ઘણું સાહિત્ય રચી શકે.

સ્વર્ગસ્થ જગત્પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય **શ્રી વિજયધર્મસૂરિ મહારાજ**, એ વીસમી સદીના એક મહાત્મા પુરુષ. ઓગણીસ વર્ષની વયે દીક્ષા લેવાના સમયે જેનું અક્ષરજ્ઞાન પણ સારૂં નહિ, એટલે કે ' ભાવનગર ' એટલા પાચ અક્ષરો લખતાં જેને બે ત્રણ મિનિટ જોઇએ. તે ઓગણીસ વર્ષે દીક્ષા લે છે અને ૫૫ વર્ષની વયે પોતાનું આયુષ્ય પૂરૂં કરે છે. માત્ર વચલાં છત્રીસ વર્ષમાં આ વીસમી સદીના મહાત્મા કેટલું કામ કરી ગયા, એનું બારિકાઇથી અવલોકન કરનાર ભારે આશ્ચર્યમાં ગરકાવ થયા સિવાય ન

રહી શકે. દીક્ષા લીધા પછીજ અભ્યાસ શરૂ કરે છે. દિવસના ચારે ચાર કલાક ગુરૂની સેવા કરવી, સાધુઓને માટે આહાર-પાણી ભિક્ષા માગીને લાવી દેવાં. પોતાની રોજની સાધુક્રિયા કરવી, અને અભ્યાસ કરવો.

માતૃભાષાના પ્રારંભિક જ્ઞાનથી જેવું જ્ઞાન ઓગણીસ વર્ષે શરૂ થાય, તે ધીરે ધીરે ન્યાય-વ્યાકરણ સાહિત્યનો અભ્યાસ કરે છે. ગુરૂના સ્વર્ગવાસ પછી પોતાના સાધુધર્મ પ્રમાણે વર્ષમાં આઠ માસ વિચરે છે, ચોમાસાના ચાર મહીના એક સ્થળે રહે છે. મુસાફરીમાં ગામગામ ઉપદેશ આપે છે, તીર્થાદિની આશાતનાઓ મટાડવા શક્ય પ્રયત્ન કરે છે. ધીરે ધીરે, ઓગણીસ વર્ષની ઉમરે લગભગ બાળાક્ષરી ઘુંટનાર મૂલચંદ વિજયધર્મસૂરિ બને છે. કોઈ વર્ષ મધ્યહિંદુસ્થાનમાં તો કોઈ વર્ષ બંગાળામાં, કોઈ વર્ષ મારવાડમાં તો કોઈ વર્ષ દક્ષિણમાં—એમ હજારો માઈલોની મુસાફરી પગે ચાલીને કરનો આ મહાત્મા દેખાય છે કોઈ વાર અન્યજનોના વાસમાં તો કોઈ વાર ઉપાશ્રયમાં, કોઈ વાર બગીચામાં તો કોઈ વાર પબ્લિક હોલમાં હાથમાં દંડો લઈ હિંદુ કે મુસલમાન, ક્રિશ્ચિયન કે પારસી, જૈન કે જૈનેતર-સૌની સમક્ષ ધારા વાહિક ગંભીર ગર્જનાથી ગાજતો-ઉપદેશ દેતો દેખાય છે. કોઈ વાર કોઈ રાજાના દરબારમાં મળેલી ધર્મસભામાં ચર્ચા કરી રહેલો દેખાય છે, તો કોઈ વાર મ્હોટા મ્હોટા ધનાઢ્ય જૈન ગૃહસ્થો સાથે કોઈ પણ તીર્થના ઝઘડાઓ માટે મસલતો કરતો દેખાય છે, કોઈ વાર પોતાના સાધુઓને સૂત્રોનું અધ્યયન કરાવતો દેખાય છે તો કોઈ વાર પર્વના દિવસોમાં હજારો જૈન ગૃહસ્થોને દેવવંદનાદિ જરૂરની ક્રિયા કરાવતો જોવાય છે. આ બધા વ્યવસાયો ઉપરાન્ત એક તરફ યશોવિજય ગ્રંથમાળાનું સમ્પાદન કાર્ય, અને યશોવિજય પાઠશાળા-બનારસનું સંચાલન કાર્ય—આ બે કાર્યો તો

નિયમિત બરાબર ચાલનાજ હોય. વિદ્યાર્થીઓની તમામ પ્રકારની સંભાળ રાખવી, ભણાવવા, કાશીના ધુરંધર વિદ્વાનોને પાઠશાળા તરફ આકર્ષવા રાતદિન પ્રયત્ન કરવો, મ્હોટા મ્હોટા આવના વિઝીટરોને પાઠશાળાનું કાર્ય બતાવવું, આ બધું તો રોજનું નિયમિત-ચાલુ કાર્ય.

પરોપકારની આવી બાહ્યપ્રવૃત્તિમાં રાતદિવસ મચી રહેનારો એક મહાત્મા ગ્રંથલેખન પણ કેટલું કરી શકે છે, એનું આદર્શ જોવું હોય, તો સ્વર્ગસ્થ ગુરૂદેવ **વિજયધર્મસૂરિ મહારાજ** તે પૂરૂ પાડે છે. સ્વર્ગસ્થ ગુરૂદેવના મૌલિક ગ્રંથો, અને લેખો છપાયેલ, અને નહિ છપાયેલાની એક મ્હોટી સંખ્યાનો ઢગલો જ્યારે નિહાળવામાં આવે છે, ત્યારે આપણને પારાવાર આશ્ચર્ય થાય છે કે આ બધું એ મહાત્માએ લખ્યું હશે ક્યારે ? અરે, અવિચ્છિન્ન સત્તર વર્ષ સુધી સેવામાં હાજર રહેનાર આ પંક્તિઓના લેખક જેવા એક સેવકને પણ કોઇ કોઈવાર એ આશ્ચર્ય થાય છે કે ' ગુરૂદેવે ' લખ્યું ક્યારે ?

સ્વર્ગસ્થ ગુરૂદેવે જે જે ગ્રંથો લખ્યા છે, તેમાંના ઘણાખરા તો તેઓશ્રીની વિદ્યમાનતામાં જ પ્રકાશિત થઇ ચૂક્યા છે. જેવા કે ૧ **अहिंसा दिग्दर्शन, २ पुरुषार्थ दिग्दर्शन, ३ आत्मोन्नति दिग्दर्शन ४ जैनतत्त्वदिग्दर्शन, ५ जैनशिक्षादिग्दर्शन, ६ धर्मदेशना, ७ ऐतिहासिकरास संग्रह भा० १ ८ भाग २. ९ भा. ३, १० देवकुलपाटक, ११ इन्द्रियपराजय-दिग्दर्शन, १२ जैनतत्त्वज्ञानम् ( संस्कृत ), १३ ब्रह्मचर्य दिग्दर्शन, १४ देवद्रव्यसबंधी मारा विचारो, १५ गृहस्थ-धर्म, १६ ऐतिहासिक तीर्थ माला १०**

વિગેરે વિગેરે. જ્યારે **गुरुतत्त्वदिग्दर्शन** અને એવા બીજા સંખ્યાબંધ ગ્રંથો અને લેખોનો એક મ્હોટો સમૂહ અત્યારે ગુરૂદેવના સંગ્રહમાં વિદ્યમાન છે. જે ધીરે ધીરે પ્રકાશિત થશે.

ગુરૂદેવના સંગ્રહમાની અનેક કૃતિયો–લેખોમાના કેટલાક, આ **ધર્મપ્રવચન ભાગ ૧** લામાં પ્રકટ કરાય છે. આવી જ રીતે ગુરૂદેવે પોતાની વિદ્યમાનતામાં સંગ્રહ કરેલ લગભગ પાચેક હજાર શિલાલેખો પૈકીના પાચસો શિલાલેખોનો એક સંગ્રહ પણ '**પ્રાચીન લેખ સંગ્રહ ભા. ૧**' ના નામથી આ પુસ્તકની સાથે જ હમણા પ્રકાશિત થઇ રહ્યો છે. એમ ગુરૂદેવના સ્વર્ગવાસ પછી ગુરૂદેવની કૃતિયો પૈકીનાં બે પુસ્તકો બહાર પાડવા અમે ભાગ્યશાળી થયા છીએ. ઉપરાત '**ધર્મદેશના**'ની હિંદી આવૃત્તિ પણ છપાઇ રહી છે, જે થોડા વખતમા બહાર પડશે. આશા છે કે ગૃહસ્થોની મદદ મળતા બીજા ગ્રંથો અને લેખો પણ શીઘ્ર બહાર પાડવામાં આવશે.

સ્વર્ગસ્થ ગુરૂદેવના પુસ્તકો અને લેખોની ઉપયોગિતાના સંબંધમા 'હાથ કંકણને આરસીની શી જરૂર હોય?' એટલું કહેવા સિવાય વધારે કહેવુ તે નકામું છે. તેમ છતા એટલું તો જરૂર કહીશ કે, ઘણા ખરા જૈન લેખકો–ખાસ કરીને આધુનિક જૈન-સાધુ લેખકોના હાથે લખાએલા પુસ્તકો બુકસેલરો અને પ્રકાશકોને ત્યા અભરાઇએ ઉધઇ ખાતા થોકડા ને થોકડા પડી રહેલા જોઇએ છીએ ત્યારે સ્વર્ગસ્થ ગુરૂદેવના અત્યાર સુધીમાં પ્રકાશિત થયેલ પુસ્તકોમાના ઘણાખરાઓની ચાર–ચાર પાચ પાચ આવૃત્તિઓ કેટલાએ હજારોની સખ્યામા નિકળી ચૂકી છે. એટલુંજ નહિં પરન્તુ તે પુસ્તકોમાથી કેટલાક હિંદી, બંગાળી, મરાઠી વિગેરે જુદી જુદી ભાષાઓમાં અનુવાદિત પણ થયા છે. વળી તેઓશ્રીનાં પુસ્તકો યુરોપના વિદ્વાનો પણ, કે જેઓ ભારતીય ભાષાઓના અભ્યાસી છે તેઓ દિલચસ્પીથી વાચે છે, અને પોતાના શિષ્યોને વંચાવે છે. સ્વર્ગસ્થ ગુરૂદેવના ગ્રંથોની ઉપયોગિતાનું આથી વધારે શું પ્રમાણપત્ર હોઇ શકે?

સ્વર્ગસ્થ ગુરૂદેવ **શ્રીવિજયધર્મસૂરીશ્વરજી** મહારાજના ઉપદેશમાં એક ખાસ ખુબી હતી. તેઓએ હમેશાં પ્રતિપાદક શૈલીનો સ્વીકાર કર્યો હતો. ખંડનાત્મકશૈલીના તેઓ વિરોધી હતી. કોઇ સૈદ્ધાન્તિક ચર્ચા કોઈ વખત કરવી પડતી, તો પણ સામાના મતનું ખંડન તેઓ એવી ખુબીથી કરતા કે, જેમાં કોઇને પણ દુઃખ થવાનું કારણજ ન હોય. ગુરૂદેવની એજ પદ્ધતિ, તેમના પ્રત્યેક ગ્રંથમાં પણ આપણે જોઇ શકીએ છીએ. 'ઈશ્વર અને જગત' જેવો વિવાદાસ્પદ વિષય પણ પૂજ્યપાદ ગુરૂદેવે કેટલો સુંદર રીતે ચર્ચ્યો છે. એ, આ પુસ્તકમા વાચકો જોઇ શકશે.

જમાનો ફર્યો છે. અત્યારે ખંડનમંડનની શૈલી તરફ લોકોને ઘૃણા થઇ છે. કોઇ વ્યક્તિને કે સિદ્ધાન્તને બુરો કહેવો, એના કરતાં સાચાનું-ખરાનું પ્રતિપાદન કરવું એનું સ્વરૂપ બતાવવું, એ આ સમયમાં આવશ્યક છે. આ પદ્ધતિ પ્રમાણે સ્વર્ગસ્થ ગુરૂદેવે પોતાના ગ્રંથો અને લેખો લખ્યા છે. અને એનુંજ કારણ છે કે જૈન કે અજૈન—દરેકમાં ગુરૂદેવનાં પુસ્તકોએ સમ્માન પ્રાપ્ત કર્યું છે.

આ પુસ્તક, એ સ્વર્ગસ્થ ગુરૂદેવના ૧૫ લેખોનો સંગ્રહ છે. જુદાજુદા લેખોમાં જુદીજુદી ભાવનાઓનું પોષણ છે. છતાં સમુચ્ચય રીતે કહીએ તો બધા લેખોમાંથી વૈરાગ્ય, તાત્વિકતા, કર્ત્તવ્ય સૂચન અને સમય પ્રત્યે આકર્ષણ તરી આવે છે. અને તેથી આ બધાયે લેખો, એ જાણે કે સ્વર્ગસ્થ ગુરૂદેવના મુખાવિંદથી નિકળતું-અવાજ કરતું-બોલતું વચનજ ન હોય, એવા લાગે છે, અને અતએવ આ સંગ્રહનું નામ '**ધર્મપ્રવચન**' રાખવું ઉચિત ધાર્યું છે. આવી રીતે હવે પછી પ્રકાશિત થનારા છૂટક લેખોનો સંગ્રહ પણ 'ધર્મપ્રવચન'ના ભાગો તરીકે બહાર પાડવામાં આવશે.

એક વાત કહેવી જરૂરની છે, સ્વર્ગસ્થ ગુરૂદેવે પોતાના આખા

જીવનમા ક્યારે પણ શાહીનો ઉપયોગ કર્યો નથી. હમેશા તેઓ પેન્સીલથી જ લખતા. અમે આ પુસ્તકમા ગુરૂદેવના હસ્તાક્ષરનો ફેટો આપીએ છીએ તે તેમના પેન્સીલનાજ અક્ષરોનો છે. ગુરૂદેવ હમેશા પોતાની પાસે થોડા કાગળો, એક પૂઠું અને એક બે પેન્સીલો રાખતા. જ્યારે જ્યારે થોડો પણ સમય મળતો, ઝટ પેન્સીલ હાથમા લઇ, પૂંઠું, ઢીંચણ ઉપર મૂકી કંઇને કંઇ લખવું શરૂ કરતા. ગુરૂદેવની આ ખાસ પદ્ધતિ હતી. આમ બીજી પ્રવૃત્તિઓમાં ધ્યાન આપતા જવું, અને જરાક વખત મળ્યો એટલે લખતા જવું, એના પરિણામે ઘણી વખત અમુક એક વિષય ઉપર લખાયલું લખાણ અધૂરૂંજ રહી જતું. આવા લેખો ગુરૂદેવના સંગ્રહમાં સેંખ્યાબંધ છે. આ સંગ્રહમા પણ ૩-૯-૧૦ નંબરના લેખો અપૂર્ણજ છે, જો કે આમાના બીજા કેટલાક લેખો પણ અપૂર્ણ જેવા દેખાય છે, પરંતુ તેના છેલ્લા લખાણનો સંબંધ તૂટક જેવો નહિં લાગતો હોવાથી તેની નીચે નોટ કરવામાં નથી આવી. ગુરૂદેવની ભાષા અને વિચારોમા ભેદ ન પડે, એટલા માટે તે અપૂર્ણ લેખોને પૂરા ન કરતા જેમના તેમજ આપવામા આવ્યા છે.

સ્વર્ગસ્થ ગુરૂશ્રી વિજયધર્મસૂરિ મહારાજ જેવા જૂના વિચારના હતા, તેવા સુધારક પણ હતા. જૂના અને નવાનો ભેદ એ એમના મન રાગદ્વેષના પરિણામ રૂપે નહિં હતો. પરન્તુ ગુણગ્રાહકતાની દૃષ્ટિએ સમાન હતો જૂનામા જે સારૂં છે, તે રાખવું જ રહ્યું, અને નવામાં જે નાશ કરનારૂં છે, તેને દૂર કરવું રહ્યું, એ ગુરૂદેવનો સિદ્ધાન્ત હતો. પ્રાચીન નિર્મૂલ રૂઢિયો કે જે રૂઢિઓ આ સમયને માટે સમાજનાશક છે, હાનિકર્ત્તા છે, એવી રૂઢિયોને દૂર કરવી, એમાં ગુરૂદેવ ખૂબ માનતા હતા, અને એનુંજ કારણ છે કે કેટલાક લેખોમાં સમયને ઓળખવાની ઉદ્દ્ઘોષણા ગુરૂઓએ કરી છે. ઉપરાન્ત સાધુસંસ્થાની જે કિંમત ઘટી રહી છે,

એ વાત ગુરૂદેવને ખૂબ ખટકતી હતી. એ વાત એમના ' એક્-અગત્યનો પ્રશ્ન ' એ નામના લેખમાંથી આપણે જાણી શકીએ છીએ. ગુરૂદેવે, આવા કઠિન સમયમાં પણ જૈનસાધુઓને ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ આચાર વિચાર, ઉત્તમક્રિયાઓ અને કઠિન તપસ્યાઓ હોવા છતાં તેઓ જોઇએ તેવો પ્રભાવ નથી પાડી શકતા, એનાં જે કારણો બતાવ્યાં છે, એ પ્રત્યેક સાધુએજ નહિં, પ્રત્યેક શાસન પ્રેમીએ વિચારવા જેવાં છે. વિચારવા જેવાંજ નહિં, પરંતુ એ કારણોને દૂર કરી સંગઠનના માર્ગ તરફ પ્રયાણ કરવાની જરૂર છે.

પહેલાં કહેવામાં આવ્યું છે તેમ, સ્વર્ગસ્થ વિજયધર્મસૂરિ મહારાજ એક જૈન સાધુ હોવા છતાં, તેઓ પોતાને આખા જગતના સાધુ સમજતા હતા. તેઓ સામ્પ્રદાયિક બન્ધનોના વિરોધી હતા. અને તેમની તે ઉદાર ભાવનાને અનુલક્ષીને જ તેઓ જગતને ઉપદેશ આપતા. એ ઉપદેશ સાંભળનાર કોઇ પણ વ્યકિત એમને કોઇ સામ્પ્રદાયિક સાધુ તરીકે ન ઓળખતો. સૌ પોતપોતાના ગુરુ તરીકે નેતા તરીકે તેમને નિહાળતા અને તેથી એક વિદ્વાન્ બ્રાહ્મણ કવિએ એ મહાત્માની સ્તુતિ કરતાં ગાયું છેઃ—

**जैना जैनमुनिं प्रभावसहितं, शैवाः शिवोपासकं,**
**श्रीविष्णोः खलु वैष्णवा हरिजनं, शाक्तं च शाक्ताः परं ।**
**देशोद्धारि सुधारकाः, हितकरं सौम्यं सुधारोद्यतं,**
**मांसारा विजयादिधर्मसुमुनिं जानन्ति वक्त्रासने ॥**

જ્યારે વિજયધર્મસૂરિ દેશનાના આસન ઉપર આરૂઢ થાય છે, ત્યારે તેમની સભામાં બેઠેલા ભિન્ન ભિન્ન વિચારના શ્રોતાઓમાં જેઓ જૈન છે, તેઓ તેમને જૈનમુનિ તરીકે જૂએ છે, શૈવો શિવોપાસક તરીકે ઓળખે છે, શ્રી વિષ્ણુના ભક્ત વૈષ્ણવો

એમને હરિજન તરીકે નિહાળે છે, અને દેશોદ્ધાર કરવામાં તત્પર એવા સુધારકો એમને સુખને કરનારા શાન્ત એવા સુધારક તરીકે નમે છે.

આ પ્રમાણે જે મહાત્માને કોઇ પણ દેશના, કોઇ પણ જાતિના, કોઇ પણ સમ્પ્રદાયના, અને કોઇ પણ ક્રિયામાં મશગુલ થયેલા મનુષ્યો પોતપોતાના નેતા આગેવાન સમજતા હતા, એવા ઉદારચરિત, નવયુગ પ્રવર્તક મહાત્મા **વિજયધર્મસૂરિજી** મહારાજના આ '**ધર્મ પ્રવચન**'નો લોકો આદર કરે, એનું વાચન, મનન, અને નિદિધ્યાસન કરે, અને તેમાં બતાવેલ માર્ગ તરફ પ્રયાણ કરી પોતાનું આત્મકલ્યાણ કરે એજ અંતિમ આકાંક્ષા રાખી, સ્વર્ગસ્થ મહાત્માના ચરણમાં નમસ્કાર-વંદન કરી અહિં જ વિરમું છું.

ॐ શાન્તિઃ

શિવપુરી ( ગ્વાલીયર )
જ્યેષ્ઠ શુકલ, ૧, ૨૪૫૫,
ધર્મ સં. ૭

**વિદ્યાવિજય.**

પણ પ્રથમ રાત્રિની આજ્ઞા નથી તેનુ
કારણ અવલંબી વ્યવહારની લોપના
થવા બાબત. તીર્થંકર મહારાજાઓ
એ અચિત્ત તળાવ તથા અચિત્ત
ધાન્ય રાશિઓ છતાં પણ સાધુઓને
લેવાની આજ્ઞા ન આપી પ્રશ્નવ્યાકર
ણમાં તેનો ખુલાસો છે માટે વ્યવહારે
ચાલવાનુ છે દેશ સમય કાલ ભાવાનુ
સાર જયણા ને યતના પૂર્વક જ્ઞાન
દર્શન ચારિત્રનો ખપ કરવો મનો
વૃત્તિને અત્યંત નમ્ર રાખવી નવી
કલ્પના ન કરવી દેવદર્શન કરતાં
ચાદર જો ભાદરવા વદિ ૫

મુ. કરચલી.
દ. ધર્મવિજયના.

સ્વર્ગસ્થ જગત્પૂજ્ય શ્રી વિજયધર્મસૂરિ મહારાજના
હસ્તાક્ષરો.

( १ )

## क्षमा वीरस्य भूषणम् ।

વીરનું—મહાવીરનું—જગદુદ્ધારકનું ભૂષણ **ક્ષમા** જ હતું. વીરના અનુયાયિઓનું ભૂષણ પણ **ક્ષમા** જ હોવું જોઇએ. જ્યાં ક્ષમાનો અભાવ અને ક્રોધનો પ્રભાવ હોય ત્યાં **અહિંસા** મહાદેવીનો નિવાસ હોઇજ કેમ શકે ? અને જ્યાં **અહિંસાની** શીતલ છાયા નથી, ત્યાં બીજાં વ્રતોની સંભાવના જ કેમ રાખી શકાય ? બીજાં વ્રતો તો **અહિંસા** વ્રત રૂપી બગીચાની રક્ષા માટે બનાવેલી વાડો છે. પણ જ્યાં રક્ષણીય કોઇ ચીજ જ ન હોય ત્યાં વાડની આવશ્યકતા શી ? માટે **અહિંસાના** પાલન માટે ક્રોધને દૂર કરી ક્ષમા શસ્ત્ર ધારણ કરવું જોઇએ. ક્ષમા કેમ રહી શકતી નથી ? લોભના કારણે. લોભ એક–બે જાતનો નથી હોતો. કીર્ત્તિ, પ્રતિષ્ઠા, યશોવાદ, શિષ્ય, પુસ્તક, પાત્ર, વસ્ત્ર ઇત્યાદિ અનેક ચીજોનો લોભ થાય છે. તે લોભની પૂર્ત્તિ ન થાય એટલે ક્રોધ થાય. ક્રોધનો જય કરી **ક્ષમા** ગુણ આદરવો—ક્ષમાનું બખતર ધારણ કરવું, એ આત્મકલ્યાણાભિલાષિઓનું કર્ત્તવ્ય છે.

( ૨ )

# भावना.

" भावना भवनाशिनी " આ મહાન્ વાક્ય સયુક્તિક અને અનુભવસિદ્ધ છે. ભાવના વિનાનાં સમસ્ત કાર્યો નિરર્થક પ્રાયઃ છે. તુષ વાવવાથી ઉગી ન શકે, તેમ જ્ઞાન-ધ્યાન અને તપ-જપાદિ ભાવના વિના યથાર્થ ફલ નજ આપી શકે. વર્ત્તમાન સમયમાં ક્રિયા-કાંડ તો ઘણાએ કરે છે અને કરાવે છે, પરન્તુ તેમાં ભાવનાનું પ્રાધાન્ય નહિં હોવાથી તે ક્રિયાઓમાં શુષ્કતા જોવાય છે અને જનતાને 'કિન્તુ' કહેવાનો પ્રસંગ આવે છે. યોગ, ઉપધાનાદિ ક્રિયાઓમાં, પાઠશાળા, બોર્ડિંગાદિ સંસ્થાઓના સ્થાપન કરાવવામાં, કિંવા યાત્રાર્થે સંઘ

આદિ કાઢવામાં ભાવનાદેવીની ઉપાસનાનો અભાવ રહેવાથીજ નિંદા થવાનો સમય આવે છે. દાખલા તરીકે-ક્રિયા કરનાર કે કરાવનાર ' હું ક્રિયા કરૂં છું તેજ સાચી છે. '' ' જુઓ ફલાણાની ક્રિયામાં ગોટાળો છે. ' ઇત્યાદિ કુથલીમાં પડે છે. જો તેની પાસે ભાવના મહાદેવી નિવાસ કરતી હોય તો તે અશુદ્ધ ક્રિયા કરનાર કે કરાવનાર પર **ભાવદયાજ** લાવે. અને નિંદા કરેજ નહિં. નિંદા કરવાથી પોતાની શુદ્ધક્રિયા બીજાની અશુદ્ધ ક્રિયાની બરાબર થઇ જાય છે; એનું એને ભાનજ રહેતું નથી. જોગ વહન કરનાર અને કરાવનાર ભાવનાના અભાવથીજ તેનો હેતુ સમજી શકતા નથી અને હેતુ નહિં સમજવાના કારણે યોગ સાધનાનું અપૂર્વ ફળ લઇ શકાતું નથી. હા, જોગ કરનાર એક વાત જરૂર સમજે છે, અને તે એ કે-હું અમુક સૂત્રના જોગ સુધી પહોંચીશ એટલે પંન્યાસ, કે ગણિ થઇશ. બસ આ પદપ્રાપ્તિની આકાંક્ષા માત્ર હોવાથી યોગનું માહાત્મ્ય ભૂલી જવાય છે. આવી ઉત્તમ ક્રિયામાં પણ એક બીજાની સ્વાર્થ વૃત્તિઓ સ્પષ્ટ જોવાય છે. જો તેમ ન હોય તો વર્તમાન સમયમાં વ્રતી કે અવ્રતી, ગુણી કે નિર્ગુણી, કલંકી કે નિષ્કલંકી, જ્ઞાની કે અજ્ઞાની, અને વિનયી કે અવિનયી-બધાએ એકાકાર વૃત્તિથી પદવીઓની લૂટાલૂટમાં પડી ગયેલા જોવાતજ નહિ. જોગ વહેનાર તો જાણે છે કે ગમે તેમ પણ મારૂં તો કામ થાય છે, જ્યારે જોગ વહેવરાવનાર ' અમુક સાધુ મારી પાસે જોગ વહન કરી પંન્યાસ થયેલ છે; એમ કહેવાશે, '' ' પત્રોમાં મારી સાથે આટલા ઠાણાં લખાશે '

વિગેરે મનમાં ધારે છે. આ લાલચોના કારણે એ પણ જોવાનો ખ્યાલ નથી રાખતા કે આ સાધુ કે સાધ્વી કયા સમુદાયનાં છે? કેવો આચાર પાળે છે? તે પોતાના ગુરૂની આજ્ઞામાં છે કે કેમ? ઇત્યાદિ. આવો વિચાર નહિ થવાનું કારણ મનોમંદિરમાં ભાવનાદેવીનો નિવાસ નથી, તેજ છે. જો ભાવનાદેવી તેમના હૃદયમાં સ્થિત હોય તો પંન્યાસ કે કોઈ પણ જાતનું પદ આપવા પહેલાં અવશ્ય વિચાર કરે કે આ પદપ્રદાનનું ભવિષ્યમાં પરિણામ શું આવશે? તે પોતાની સમાજ કે શાસન પ્રત્યેની ફર્જ અદા કરશે કે કેમ? તેની પદવી શાસનમાં શોભારૂપ થશે કે કલંકરૂપ? ઇત્યાદિ વિચાર થવોજ જોઈએ. પરંતુ પદપ્રદાન કરનારાઓને આ વિચાર કેટલો થાય છે, તે સ્પષ્ટ જોવાય છે.

આવીજ રીતે શાસ્ત્રના ભણવા–ભણાવવામાં પણ સ્વચ્છંદતાનાંજ દર્શન થાય છે. પૂર્વના મુનિઓ ગમે તેટલા જ્ઞાની હોવા છતાં અને સંસ્કૃત–પ્રાકૃતના અને સૂત્રોના અભ્યાસી હોવા છતાં એક સામાન્ય સ્તવનાદિ શીખવું હોય, તોપણ ગુર્વાદિકની પાસે શીખતા હતા. જ્યારે વર્તમાન સમયમાં થોડાક શ્લોકો કંઠસ્થ કરી લીધા, પાંચ પચીસ કિસ્સા–કહાનીયો યાદ કરી લીધી અથવા થોડુંક ઉપરચોટીયું વાંચી લીધું કે તે શાસ્ત્રના પારગામીપણાનો આડંબર કરી સમુદાયથી અલગ ખીચડી પકાવવી શરૂ કરે છે. આનું કારણ પણ ભાવનાનો અભાવ છે. આ તો ભણનારની વાત થઈ; પણ ભણાવનારાઓ

પણ પોતાની સ્વાર્થવૃત્તિના કારણે ભણનારની યોગ્યતા અયોગ્યતા, વ્રતની શુદ્ધતા-અશુદ્ધતા, અને શ્રદ્ધાની સ્થિતિ તપાસ્યા વિના ભણાવવું શરૂ કરે છે. યોગ્યતા હોય દશવૈકાલિકની અને ભણાવે વિશેષાવશ્યક કે નંદી અથવા અનુયોગદ્વાર. આમ યોગ્યતા તપાસ્યા વિના સ્વાર્થમાં અંધ બની સૂત્રોનાં રહસ્યો આપવાં, એનું કારણ પણ **ભાવના**ના અભાવ સિવાય બીજું શું કહી શકાય ?

આવી રીતે ઉપધાન વિગેરે જેટલી ક્રિયાઓ થઇ રહી છે-થાય છે. તેમાં પ્રાયઃ ભાવનાના અભાવથી ઉલટું જ થઇ રહ્યું છે, અને તેથી પરિણામ પણ ઉલટું જ જોવાય છે. આત્મસાધનની ક્રિયાઓનું પરિણામ ઉત્તમજ હોવું જોઇએ. તેની છાપ જનતા ઉપર અવશ્ય પડવીજ જોઇએ. પરન્તુ નથી પડતી, બલ્કે તેથી ઉલટું પરિણામ આવે છે એનું કારણ ક્રિયાઓનો હેતુ સમજ્યા વગર અને શુદ્ધ ભાવના રાખ્યા સિવાય ક્રિયાઓ કરાય છે અને કરાવાય છે, એજ છે. અતએવ યોગ્યતા પ્રમાણે ભાવનાયુક્ત ક્રિયાઓ કરાય-કરાવાય અને પોતાના આત્માને અને સમાજને પણ લાભકર્ત્તા થાય એજ ઇચ્છી વિરમું છું.



( ૩ )

# गृहस्थ धर्म.

ધર્મના નામથી એક બાળક પણ જાણીતો છે, પરંતુ ધર્મના સ્વરૂપને સમજનારા બહુ થોડા છે. ધર્મનું રૂપ, રંગ કે આકાર કાંઈજ નથી. 'શુભાશુભ પ્રવૃત્તિ' એજ 'ધર્મ' અને 'અધર્મ' નું સંક્ષેપમાં સ્વરૂપ છે. શુભ પ્રવૃત્તિ તે 'ધર્મ' અશુભ પ્રવૃત્તિ તે 'અધર્મ'. બીજા શબ્દોમાં કહીએ તો અંતઃકરણ શુદ્ધ થવું એ 'ધર્મ' અને અંતઃકરણનું મલિન થવું એ 'અધર્મ', વસ્તુતઃ આવા ધર્મના ભેદો ન હોઈ શકે, પરન્તુ કારણનો કાર્યમાં ઉપચાર કરી ધર્મના ભેદો તરીકે ઓળખવામાં આવે છે. જેમ ગૃહસ્થ ધર્મ અને સાધુ ધર્મ. જે સાધનો-

દ્વારા ગૃહસ્થો અંતઃકરણની શુદ્ધિ-પવિત્રતા કરી શકે તે **સાધુ ધર્મ**. જૈન ગૃહસ્થો **શ્રાવકો**ના નામથી ઓળખાય છે. રૂઢથી અત્યારે તો ઓશવાળ, પોરવાળ, શ્રીમાળ આદિ જેઓ જૈન તરીકે ઓળખાય છે, તેઓજ શ્રાવક કહેવાય છે; પરન્તુ વ્યુત્પત્તિ ઉપર ધ્યાન આપીએ તો તે બધાએ-જૈન-જૈનેતર-બધાએ શ્રાવક કહી શકાય કે જેઓ હિતકારી વચનોને શ્રવણ કરે. કેમકે **शृणोति हितानि वाक्यानीति श्रावकः ।** જૈનશાસ્ત્રોમાં જે ગૃહસ્થ ધર્મ બતાવવામાં આવ્યો છે, તે ચોક્કસ વ્યક્તિઓ અથવા જેઓ જૈન તરીકે ઓળખાય છે, તેમને માટેજ નહિં, પરન્તુ મનુષ્ય માત્રને માટે છે. આ ગૃહસ્થ ધર્મને "સમ્યક્ત્વમૂલ બારવ્રત" ના નામથી ઓળખવામાં આવે છે. 'સમ્યક્ત્વ' એટલે કે દેવને દેવ, ગુરૂને ગુરૂ, ધર્મને ધર્મ, સત્યને સત્ય, કર્ત્તવ્યને કર્ત્તવ્ય, અને અકર્ત્તવ્યને અકર્ત્તવ્ય રૂપ માનવું-સમજવું. તેજ યથાર્થ શ્રદ્ધાન કહેવાય. અને આથી ઉલટાપણું એનું નામ જ વિપરિત જ્ઞાન કે મિથ્યાત્વ છે. તે મિથ્યાત્વના ત્યાગ પૂર્વક સમ્યકત્વ પર આરૂઢ થવું-સમ્યકત્વની પ્રાપ્તિ કરવી, એ મનુષ્ય માત્રને માટે શ્રેયસ્કર છે. સત્યજ્ઞાનને કોણ ન ચાહે ? મિથ્યા જ્ઞાનનો કોણ આદર કરવા રાજી હોય ?

યથાર્થ શ્રદ્ધા એજ ધર્મનું મૂલ છે. મૂલ વિના વૃક્ષ કેમ ટકી શકે ? જે ઘરનો પાયો મજબૂત તે ઘર મજબૂત. મજબૂત ઘરને અકસ્માતનો ડર ઓછોજ હોય. જે **શ્રદ્ધા**ને ધર્મનું મૂળ બતાવવામાં આવે છે, તેને દૃઢ-મજબુત રાખવા-બનાવવા

શાસ્ત્રકારોએ ઘણો ઘણો ઉપદેશ કર્યો છે અને આજ પ્રમાણે દરેક દર્શનકારોએ પણ ઉપદેશ કર્યો છે, પરન્તુ એક વાત અવશ્ય કહેવી પડશે કે—તમામ દર્શનકારોએ પોતપોતાની કિલ્લેબંધી કરવા ખંડન–મંડનની યુક્તિઓ વાપરી છે. આવા સમયમાં રાગદ્વેષના પંજાથી કોઈ બચ્યો હોય તેમ જણાતું નથી. કોઇપણ ગ્રંથ હાથમાં ઉઠાવો; "અમારૂં દર્શન અમૂલ્ય છે અને પરદર્શન નિર્માલ્ય છે." આ પ્રયાસો પ્રાયઃ સર્વ દર્શનોમાં થયા છે. ત્યાંથી આગળ વધીને એક બીજાને ઉતારી પાડવા અને ભદ્રિક જીવોને પોતાના વાડામાંજ ગોંધી રાખવા માટે એક બીજાનાં વચનો સાંભળવામાં, મંદિરોમાં જવામાં અને નામ લેવામાં ધર્મનો નાશ અને પાપના પૂંજો બતાવવામાં આવ્યા. જ્યાં આ કદાગ્રહ હોય, ત્યા કેમ આપણે **ધર્મ** માની શકીએ ? આ ઝઘડાલૂ ધર્મોને આપણે બાજૂ ઉપર મૂકી સાર્વજનિક **ધર્મ**ની વ્યાખ્યા ઉપર જ આપણે નજર નાખીશું

દેવમાં દેવબુદ્ધિ, ગુરૂમાં ગુરૂબુદ્ધિ અને ધર્મમાં ધર્મબુદ્ધિ ધારણ કરવી, એનું નામ પહેલાં **શ્રદ્ધાન–સમ્યક્ત્વ** કહેવામાં આવ્યું છે. હવે દેવ, ગુરૂ, અને ધર્મનું સ્વરૂપ જોઇએ.

વીતરાગ, સર્વજ્ઞ, સર્વદર્શી પુરૂષ વિશેષ તે **ઈશ્વર** કિંવા **દેવ** છે. કંચન કામિનીના સર્વથા ત્યાગી તે **ગુરૂ** અને ઉપર્યુક્ત સર્વજ્ઞકથિત ધર્મ, એજ સાચો **ધર્મ** છે. શ્રીહેમચંદ્રાચાર્ય યોગશાસ્ત્રમાં કહે છેઃ—

सरागोपि हि देवश्चेत् गुरुरब्रह्मचार्यपि ।
कृपाहीनोपि धर्मः स्यात् कष्टं नष्टं हहा जगत् ॥

જો રાગી દેવ હોય, અબ્રહ્મચારી ગુરૂ હોય અને દયા-હીન ધર્મ હોય, તો હા ! જગત્ કષ્ટપૂર્વક નષ્ટ થયું.

દેવમાં રાગ-દ્વેષાદિ દુર્ગુણો હોવાજ ન જોઇએ, અને હોય તો તે દેવજ ન કહેવાય. જે આત્મા ઉચ્ચ ઉચ્ચતર કોટીનાં કાર્યો કરી પરમાત્મદશાને પ્રાપ્ત થાય છે, તેજ **સર્વજ્ઞ** કે **ઈશ્વર** કહેવાય છે. જેને જૈનો તીર્થંકરના નામથી ઓળખે છે. અને બીજાઓ બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, પીર, પેગમ્બર આદિ નામોથી ઉપાસના કરે છે.

જૈનો, તીર્થંકરોનો વીતરાગ ભાવ વર્ત્તન, વચન અને મૂર્ત્તિથી સિદ્ધ કરે છે, ત્યારે બીજાઓ પોતાના દેવની મૂર્ત્તિ, ક્રિયા અને વચનોથી સરાગ ભાવ સિદ્ધ કરે છે. તીર્થંકરોની મૂર્તિઓ શાન્ત ભાવને પ્રકટ કરે છે, નથી હાથમાં શસ્ત્ર કે નથી જપમાળા, તેમ નથી ગદા કે નથી ખોળામાં સ્ત્રી. મોહનાં ચિન્હો દેવની મૂર્તિને તો નજ શોભે. કૃષ્ણ મહારાજ પરમ બ્રહ્મચારી, ત્રણ ખંડના ભોક્તા, અને પ્રામાણિક. તેમનું જીવન પવિત્રજ હોય અને છે, પણ “ તેઓ સ્ત્રીનાં કપડાં લઇ વૃક્ષ પર ચડી જાય, ગોપાંગનાઓ પોતાની એબ એક હાથે ઢાંકી બીજા હાથે વસ્ત્રની માંગણી કરે, કૃષ્ણમહારાજ બન્ને હાથે યાચના કરવાનું કહે. ” આવું જીવન એમના જીવનમાં ઘટા-

વવું, એનો અર્થ શો ? પોતાનો સ્વાર્થ સાધવા પરમાર્થી પુરૂષોનાં જીવનો આવા ઘટાવવાં-જનતા સમક્ષ રજુ કરવાં, એ કેમ શોભે ? આવીજ ભૂલ કવિયો દ્વારા પણ થવા પામી છે. કેટલાક કવિઓ અલંકારોની ધૂનમાં વિવેક-વિનયનું પણ ભાન ભૂલી ગયા છે. અને તેને પરિણામે પોતાના અભીષ્ટ દેવોને પણ કામી, રાગી-વિષયી બનાવવા ચૂક્યા નથી. એકજ દૃષ્ટાન્ત—

એક કવિ મહાદેવની સ્તુતિ કરતાં કહે છે "પાર્વતીના પગમાં પડેલ શંકરના લલાટમાં પાર્વતીએ સિંદુરવાળા પગની લાત મારી, તે લલાટવાળા મહાદેવ તમારૂં કલ્યાણ કરો."

જે દેવથી આપણે કલ્યાણ ઇચ્છીએ, જે દેવથી આપણે વીતરાગના ભાવનો પાઠ શીખવા ચાહિએ, તેમની આવી સ્તુતિ હોય ખરી ? સંક્ષેપાર્થ એજ કે-દેવ તેજ માનવાને યોગ્ય છે જેઓ રાગ-દ્વેષ અને મોહથી રહિત છે. આવીજ રીતે ગુરૂ તેજ છે કે જેઓ કંચન અને કામિનીના ત્યાગી છે. ગૃહસ્થો કંચન-કામિનીમાં ફસાએલા રહે, તેજ કંચનકામિનીના ભોગવનાર સાધુ પણ હોય તો પછી તેમનામાં અને ગૃહસ્થમાં ફેર શો ? તેમને ગુરૂ ગણાયજ કેમ ? સાધુ હોઇ કરીને કંચન-કામિની રાખે તો તેમને ઉત્તમાંગ-મસ્તક ઝુકાવાયજ કેમ ?

આમજ **ધર્મ** પણ તેજ છે કે-જેમાં કર્મબંધનનાં કારણો ન હોય. **ધર્મ** તો રાગ-દ્વેષના ક્ષય થવાના કારણ રૂપજ હોય.

જો ધર્મ નિમિત્તે કર્મ બંધાય તો તે ધર્મ કેમ કહેવાય? શાન્તિ વધે, વિષય-વાંછા ઘટે, ન્યાયનીતિ પળાય, દુનિયાના સમસ્ત જીવો સાથે પ્રેમ પ્રકટ થાય, એનું નામજ **ધર્મ.** અથવા પદાર્થ માત્રમાં સાપેક્ષરીત્યા નિત્યાનિત્યતાદિ અનુભવાય, પક્ષપાતને તિલાંજલી અપાય, અને સમસ્ત જીવોની, સ્વાત્માની માફક, રક્ષાબુદ્ધિ થાય, એનું નામજ **ધર્મ.**

ઉપર કહેલ લક્ષણોવાળા **દેવ, ગુરૂ** અને **ધર્મ** ઉપર શ્રદ્ધા રાખવી એનું નામ છે **સમ્યકૃત્વ.**

આ સમ્યકત્વ છે મૂલ જેનું એવા બાર નિયમો **ગૃહસ્થ ધર્મ** તરીકે શાસ્ત્રોમાં પ્રતિપાદિત કર્યા છે, તેનું સંક્ષિપ્ત સ્વરૂપ આ પ્રમાણે છેઃ—

પ્રથમ નિયમ છે **અહિંસા.** ગૃહસ્થોને માટે અહિંસાની વ્યાખ્યા કરતાં કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય કહે છે— **निरागस्त्रसजन्तूनां हिंसां संकल्पतस्त्यजेत् ।** અર્થાત્ નિરપરાધી એવા ત્રસ—બે ઇંદ્રિયાદિ જીવને—મારવાની બુદ્ધિથી મારે નહિ. આ નિયમ સમસ્ત મનુષ્ય જાતિને સ્વીકારવા જેવો છે. બિન ગુન્હેગારને સતાવવાનો કોઈનો પણ શો અધિકાર છે? નીતિ પણ એજ કહે છે કે-સો ગુન્હેગાર છૂટી જાય એનો હરકત નહિં, પણ એક બિન ગુન્હેગારને સજા ન થવી જોઈએ. મતલબ કે પોતાના સ્વાર્થની ખાતર બિન ગુન્હેગારને સતાવવો નહિં, એ ગૃહસ્થોનો **પ્રથમ ધર્મ** છે. પરંતુ જિવ્હા ઇંદ્રિયની

લાલચ કે એવી સ્વાર્થવૃત્તિના કારણે ગૃહસ્થો આ નિયમનું કવચિત્‌જ પાલન કરતા જોવાય છે. આશ્ચર્યનો વિષય એ છે કે જેને લોકો અનાર્ય કહેતા, એવા લોકો તો ઉપર્યુક્ત નિયમને કેટલાક અંશે પાળતા થયા છે. ત્યારે આર્યત્વની છાપ લઇ બેસનારા ભારતીય લોકો ઉપરની આર્યભાવનાને ભૂલતા જાય છે. અરે ઉત્તમકુલોત્પન્ન ગૃહસ્થોમાં પણ મદ્યપાન અને માંસાહારની પ્રથા પ્રવેશ કરતી જાય છે. એ શું ઓછો ખેદનો વિષય કહેવાય ?

આ પ્રસંગે જરા એ વાત તરફ વાચકનું ધ્યાન આકર્ષિત કરવું આવશ્યક છે કે ભારતવર્ષની તમામ પ્રજાના જીવનનો આધાર ઘી, દૂધ, દહિં અને છાશ છે. આજ વસ્તુઓ ઉપર ભારતીય પ્રજાનું જીવન ઘડાયું છે. છતાં આ ચીજોને ઉત્પન્ન કરનાર પશુઓનો ભારતવર્ષમાં કેટલો સંહાર થઇ રહ્યો છે, એ કોઈથી અજાણ્યું નથી. આવા ઉપયોગી પશુધનનો નાશ પોતાના સ્વાર્થની ખાતર કરનાર કે કરાવનાર કેવો દેશદ્રોહી અને અધર્મી ગણાવો જોઇએ, એ સમજાવવાની આવશ્યકતા નથી. સંક્ષેપમાં–કોઈપણ પ્રાણિને પોતાના સ્વાર્થની ખાતર તકલીફ ન પહોંચાડવી. એજ ગૃહસ્થોનો **પ્રથમ ધર્મ** છે.

હવે બીજો ધર્મ છે **મૃષાવાદનો ત્યાગ.** આર્યાવર્ત્તની દુર્દશાનું કારણ આ મૃષાવાદનો દુર્ગુણ છે, એમ કહીએ, તો કોઇ અપેક્ષાએ ખોટું નથી. ભારતનો પ્રાચીન ઇતિહાસ એ

બતાવી રહ્યો છે કે ભારત બધા દેશો કરતાં ઉન્નત, આબાદ, કીર્ત્તિવંત અને પરાક્રમી હતો. મને લાગે છે કે જ્યારથી અસત્યનું સામ્રાજ્ય વધ્યું, ત્યારથી ભારતવર્ષ અવનતિના પંજામાં સપડાવા માંડયો. અસત્ય એ અવિશ્વાસનું પ્રધાન કારણ છે. વિરોધનું દ્વાર છે. અતએવ જૈનશાસ્ત્રકારો કોઈપણ ગૃહસ્થને આ પાંચ પ્રકારના જૂઠથી તો અવશ્ય બચવાનો અનુરોધ કરે છેઃ—

કન્યા સંબંધી, ગૌ સંબંધી, ભૂમિ સંબંધી, ન્યાસાપહરણ-સંબંધી અને કૂટસાક્ષી સંબંધી. આ પાંચેનો જરા વિસ્તારથી અર્થ જોઇએ. **કન્યાસંબંધી**—કન્યાની લેવડ દેવડ સંબંધી કંઇપણ જાતનો પ્રપંચ કરવો નહિં. પ્રપંચ, ખુલ્લો થયા વિના રહેતો નથી. અને ખુલ્લો થતાં સંબંધિઓમાં ભારે વિરોધ ઉભો કરાવે છે. પરિણામે પ્રેમનો અભાવ થાય છે. માટે કન્યા સંબંધી અસત્ય ક્યારે પણ ન બોલવું. અસત્ય બોલનાર વધી શકતો નથી. *



* આ લેખ ગુરૂદેવના હાથે આટલા સુધીજ લખેલો તેમના સંગ્રહમાંથી મળ્યો છે; એટલે અહિં સુધીજ આપી બંધ કરવામાં આવે છે. વિ. વિ..

( ૪ )

## भावशून्य प्रवृत्ति.

" કીડો લાકડું કોતરતાં કંઇક આંકની આકૃતિ બનાવી દે છે, પણ તે આંકની ગણતરીમાં ન આવે."

" પત્થર નદીમાં ઠોકરો ખાતો ખાતો લિંગાકૃતિવાળો બને, પણ લોકો તેની પૂજા ન કરે."

" ઉધઇવાળી જમીન ઉપર શિખરની આકૃતિનું વલ્મીક બને, પણ તે શિખર કે ડુંગર ન કહેવાય."

તેવી રીતે જે સાધુઓ સ્વધર્મને છોડી–ભાવશૂન્ય બની ક્રિયા કરે, એ ક્રિયા એને આત્મિક શો લાભ કરે ? સ્વધર્મને

છોડી કરેલી ક્રિયા તો અનાચારને વધારનાર, મોહ–મમતામાં પાડનાર, જ્ઞાન, દર્શન ચારિત્રને મલિન કરનાર અને ભાવના દેવીથી વિમુખ કરાવનાર જ નીવડે. જે ક્રિયા કરાય, તે ભાવપૂર્વક–વિચારપૂર્વક કરાય, તોજ તે લાભકર્ત્તા થઈ પડે. નહિં તો ભાવશૂન્ય પ્રવૃત્તિ કરનાર સાધુમાં અને કેદીમાં કંઈજ ફેરક જોવાતો નથી. જૂઓ—

ભાવશૂન્ય સાધુ દ્રવ્યથી કંચન–કામિનીનો ત્યાગી, કેદી પણ કેદ પર્યન્ત તેનો ત્યાગી. સાધુ ભૂમિ સંથારી, કેદી પણ ભૂમિ સંથારી. સાધુ ઇચ્છા મૂજબ આહાર મેળવી શકે નહિં, કેદી પણ તેમાં પરાધીનજ. સાધુ રાત્રિએ બહાર જઇ શકે નહિં, કેદી પણ પોલીસના પહેરા સિવાય ક્યાંય જઇ શકે નહિં. સાધુ સમાજ અને ધર્મનું કાર્ય વિના પગારથી કરે છે, કેદી પણ આખો દિવસ વિના પગારે મજૂરી કરે છે. સાધુ રાત્રિ ભોજન ન કરે, કેદી પણ ન કરે. ભાવ શૂન્ય સાધુથી કેદી કઇ વાતમાં ઉતરતો છે વારૂ ? કેદી કેદમાંથી છૂટવા અનેક પ્રકારના કાવા દાવા કરે છે, તેમ ભાવશૂન્ય સાધુ અનાચાર સેવવા અનેક પ્રકારનાં કૂડ–કપટની રચના કરે છે. ભાવશૂન્ય સાધુ કેદી કરતાં પૌદ્ગલિક સુખો વધુ ભોગવે છે, છતાં તે ભારે દુઃખી છે. જ્યાં ભાવના નથી ત્યાં તમામ ક્રિયાઓ નિરર્થક પ્રાયઃ છે. જ્યાં ભાવના છે, જ્યાં સમજપૂર્વકની ક્રિયા છે, ત્યાં ઇંદ્ર–ચંદ્ર–નાગેન્દ્ર કરતાં પણ વધુ સુખ છે. ભાવનાભાવિતાન્તઃકરણસાધુને શત્રુ પર દ્વેષ કે મિત્ર પર રાગ નથી હોતો,

ભોગમાં લોભ કે તપમાં ક્લેશ નથી હોતો; રત્નમાં રાજી કે પત્થરમાં નારાજી નથી હોતી, સ્તુતિમાં સુખ કે આક્રોશમાં દુઃખ નથી હોતું. સુગંધમાં આસક્તિ કે દુર્ગંધમાં ઘૃણા નથી હોતી. તે પાંચ મહાવ્રતના પાલનની ક્રિયામાં રાત દિન મસ્ત રહે છે. વિકથાથી દૂર રહી વિષયથી ઉદાસીન રહે છે. આત્મધ્યાનનો વિકાશ કરવા સાથ ક્ષમા—ક્ષાન્તિનું બખતર ધારણ કરે છે. ભાવ પ્રાધાન્ય સાધુજ સદા સુખી છે અને વાસ્તવિક આત્મશુદ્ધિના અભિલાષી રહી પ્રપંચથી વિમુખ થઈ પરમાનંદને પ્રાપ્ત કરે છે. આવા આત્મધ્યાનમાં મગ્ન રહેનાર ભાવપ્રધાન સાધુઓના સુખનું વર્ણન કરતાં **ભગવતીસૂત્ર**ના ચૌદમા શતકના નવમા ઉદ્દેશામાં કહ્યું છે કે—

"એક મહીનાના સંયમ પર્યાયવડે નિર્ગ્રંથ સાધુ વાણ્વ્યંતર દેવોના સુખથી અધિક સુખી છે. બે માસના સંયમ પર્યાયવડે ચમર બલિવર્જિત ભવનવાસી દેવોના સુખથી અધિક સુખી છે."

એમ એક એક માસના પર્યાય વધારતાં સુખની વૃદ્ધિ બતાવવામાં આવી છે. ત્યાં સુધી કે જેમ જેમ પર્યાયો વધતા જાય, તેમ તેમ શુક્લલેશ્યાની બની પરમાનંદને અનુભવનાર બતાવેલ છે; તેમાં કેટલાક ઘાતીકર્મનો ક્ષય કરી **કેવલી** પણ થાય છે.

મુનિઓના આ સુખોના વર્ણનની સાથે વાર્ત્તમાનિક કેટલાક મુનિઓના સુખનો મુકાબલો કરીએ તો શું દેખાય

છે ? અત્યારે તો જેમ જેમ પર્યાયો વધતા જાય, તેમ તેમ પ્રાયઃ ઉપાધિઓ અને ઇચ્છાઓ વધતી જાય છે. યશોવાદ, કીર્ત્તિવાદ અને પ્રતિષ્ઠા વધારવા માટે પ્રપંચો થતા જોવાય છે. પરન્તુ જો દરેક ક્રિયાઓમાં—સાધુધર્મના પાલનમાં ભાવ પ્રધાનતા હોય તો આવી ઇચ્છાઓ થાયજ શાની ? ધર્મની ક્રિયાઓ કરાવવાના નિમિત્તે તેમાં પોતાનું આધિપત્ય કરી લેઇ અર્થાત્ ઉપધાનાદિના નિમિત્તે પોતાના ખાનગી શ્રાવકો પાસે દ્રવ્ય એકત્રિત કરાવાય, શિષ્યોની વૃદ્ધિ કરવા મહાવ્રતનો ભંગ કરવા સુધીની પણ નોબતો આવે, અને છતાંયે તેમાં ધર્મ માનવામાં આવે, એ ભાવશૂન્યતાનું કારણ નહિં તો બીજું શું કહી શકાય ? જૈનસાધુઓની સ્થિતિ આટલેથીજ નથી અટકી. સ્વચ્છંદતા વધી છે. પરનાં દૂષણો કાઢવાં અને માત્ર લોક લાગણીને માન આપી અધર્મમાં પ્રવૃત્તિ વધતી રહી છે. પરિગ્રહ, પ્રપંચ, રેલવિહાર, મંત્ર-તંત્ર—જંત્રાદિ, અને દુરાચારનો પણ પ્રવેશ થતો જાય. છે. આ બધું શાનું પરિણામ છે ? એક ભાવશૂન્યતાનુંજ. આવા સમયમાં ઉત્પાતિયોના ઉત્પાતની દરકાર કર્યા સિવાય શાસનના સાચા પ્રેમી સાધુઓએ બીજા અનેક **સત્યવિજય** પંન્યાસ થઇ બહાર આવવાની જરૂર છે. અને તોજ સાધુસમુદાયમાં સુધારો થઇ શકે.



( ५ )

# भक्ति-धर्म.

મુક્તિનું અસાધારણ કારણ ભક્તિ છે. ભક્તિધર્મન રહસ્યને નહિં સમજનારજ ભક્તિનું મહાત્મ્ય ન જાણી શકે દરેક ધર્મના અનુયાયિઓને માટે ષટ્કર્મ ( ખટ્કર્મ ) બતાવવામાં આવ્યાં છે. અને તેમાં ભક્તિધર્મનેજ પ્રધાનપ આપવામાં આવેલ છે. બલ્કે એમ કહેવું જોઇએ કે બધ કર્મોની—ષટ્કર્મોની સફલતા ભક્તિધર્મના આરાધનમાં જ બતાવેલ છે. અશુભ કર્મની નિષ્ફલતા અને શુભકર્મની સફલત **ભક્તિધર્મ** પરજ આધાર રાખે છે. અનેક ક્લિષ્ટકર્મો કરના પણ ભક્તિદેવીની પ્રસન્નતાથી સંસાર સમુદ્ર પાર કરી શકય

છે. સાચી ભક્તિ-આંતરિક ભક્તિ કરનારજ ભક્તનું પદ મેળવી શકે છે. પરંતુ અત્યારે તો ભક્ત, નહિં-ભગત-એટલે દુનિયાને ઠગનાર. વસ્તુતઃ બને છે પણ એમજ. મ્હોટે ભાગે જોવામાં આવે છે કે-કેટલાક મનુષ્યો ઉપરિ આડંબર ભક્તપણાનો રાખે છે, પરન્તુ તેનાં કાવત્રાં જુઓ તો એક અધર્મી પણ ન કરી શકે, કરતાં ડરે, તેવાં હોય છે. અસ્તુ.

ભક્તિના અનેક પ્રકારો બતાવવામાં આવ્યા છે, પરન્તુ અત્યારે આપણે ખાસ ઉપયોગી અને સૌએ મનન કરવા લાયક ત્રણ પ્રકારની ભક્તિનો વિચાર કરીશું. તે પ્રકાર આ છે. **સ્મરણભક્તિ, દર્શનભક્તિ અને સ્પર્શનભક્તિ.**

પ્રથમ સ્મરણભક્તિ. શુદ્ધ અંતઃકરણ પૂર્વક પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરવું તે સ્મરણભક્તિ છે.સ્મરણભક્તિ કરવાનો સમય રાત્રિના છેલ્લા ભાગનો છે. નિદ્રા વિરામ પામી હોય, આ વખતે તમામ આધિ-વ્યાધિ-ઉપાધિઓ વિસ્મૃત થયેલી હોય છે અને તેથી મન તથા બુદ્ધિ-બધું સ્થિર હોય છે. જેમ નદી અને તળાવનું પાણી આખો દિવસ તો લોકોની આવ-જાથી મેહુ-ડોળાએલું રહે છે. પરન્તુ રાત્રે તેમાં કોઇપણ જાતનો આઘાત પ્રત્યાઘાત નહિં થવાથી પ્રાતઃકાલમાં નિર્મળ અને શાન્ત હોય છે. તેવી સ્થિતિ મનુષ્યોની બુદ્ધિની અને મનની પણ હોય છે. આખો દિવસ આધિ-વ્યાધિ અને ઉપાધિનાં આંદોલનો બુદ્ધિ અને મનને અસ્થિર-ડોલાએલ બનાવી મૂકે

છે, પરન્તુ ૭-૮ કલાક નિદ્રા લીધા પછી બધું શાન્ત બની જાય છે અને તેથી આ સમયે જે કંઇ વિચારો કરવામાં આવે છે તે લગભગ નિશ્ચિત પરિણામ દેખાડનારા અને વિકાર વિનાના થાય છે. આજ વખતે આત્મકલ્યાણાભિલાષી પુરૂષોએ ઇષ્ટદેવનું સ્મરણ કે આત્મચિંતન કરવું જોઇએ. સ્મરણભક્તિનો આજ સુંદર સમય છે. આ વખતે મંદિરો ઉઘડેલાં નથી હોતાં, તેમ સૂર્યોદય ન થાય ત્યાં સુધી ધાર્મિક પુરૂષો સ્નાનપૂજા ગમનાદિ ક્રિયા કરતા નથી.

સ્મરણભક્તિ કરવા વખતે શરીર, વસ્ત્ર અને ભૂમિશુદ્ધિનો બરાબર ઉપયોગ રાખવો જોઇએ. આ ત્રણે પ્રકારની શુદ્ધિ પૂર્વક ઉચિતાસને બેસી મન, વચન, કાયાની એકાગ્રતા પૂર્વક પરમાત્માનું નામસ્મરણ કરવું જોઇએ. નામસ્મરણ કરતી વખતે પરમાત્માના ગુણો અને આકૃતિનું ચિત્ર આપણા હૃદયપટપર ખડું થાય છે અને તેમ થવું જ જોઇએ. કેવળ શુક મેનાની માફક નામમાત્રનું ઉચ્ચારણ કરવાથી કંઇ નજ વળી શકે. શુક-મેનાને આપણે એક નામ શીખવીએ, તે શીખે છે; પરન્તુ તેને તે વસ્તુનું જ્ઞાન તો નથી જ થતું. તેવી રીતે જે દેવનું-ઇષ્ટદેવનું નામ સ્મરણ આપણે કરતા હોઇએ, તેનું સ્વરૂપ-ગુણ-પ્રતિકૃતિ આપણા હૃદયપટ પણ ન ખડાં થાય, તો આપણી નામસ્મરણની ક્રિયા નિરર્થકજ થાય. આ સ્મરણભક્તિ, દર્શનભક્તિના અભાવમાં કરવાની છે અને જ્યાં દર્શનભક્તિ થશે ત્યાં તો સ્મરણભક્તિ થવાનીજ. સ્મરણભક્તિ પણ

મુક્તિ માટે જ કરવાની છે. નહિં કે દુશ્મનનો ક્ષય, ધનની પૂર્તિ, કે યશોવાદને માટે. હા, ભક્તિના અંગે આ સાંસારિક લાભો–સાંસારિક સુખ પ્રાપ્તિના લાભો અવશ્ય મળે છે; પરન્તુ તે અવાન્તર લાભો છે, નહિં કે મુખ્ય. અનાજ વાવવાનો હેતુ ઘાસ પ્રાપ્તિનો ન હોવો જોઇએ, તેનું ધ્યેય તો 'અનાજ' જ હોય. તેવી રીતે ભક્તિમાં ધ્યેય મુક્તિનુંજ હોવું જોઇએ, બલ્કે ભક્તિ કરવી, તે નિષ્કામ ભક્તિજ કરવી જોઇએ. मुक्तीच्छा मुक्तिरोधिनी । મુક્તિની ઇચ્છા પણ એક પ્રકારે મુક્તિ પ્રાપ્તિમાં બાધક નીવડે છે. માટે કોઈપણ આશારહિત ભક્તિ થાય, એ તો સર્વોત્તમ જ છે. માટે જેની ભક્તિ કરવાની હોવ, તેમાં ભક્તે તમામ પ્રકારની ઇચ્છાઓને બાજુ ઉપર મૂકી તલ્લીન થઇ જવું જોઇએ. કોઇ પણ કાર્યમાં તન્મયતા મેળવ્યા સિવાય પૂરો રસ આવી શકતો નથી. સ્મરણભક્તિમાં પણ જેનું સ્મરણ કરવામાં આવે, તેમાં તન્મય થઇ જવું જોઇએ. અને આ વિષયમાં એકજ દૃષ્ટાન્ત યાદ રાખવા જેવું છે.

ધારો કે–કોઇ ગૃહસ્થનો પુત્ર વગર રજાએ પરદેશમાં ચાલ્યો ગયો. બાર વર્ષ સુધી તેના કંઇ સમાચાર ન મળ્યા. આખરે તેનું એક પોસ્ટ કાર્ડ તેના પિતાને મળ્યું. પિતાના હાથમાં જ્યારે આ કાર્ડ આવશે, ત્યારે તેને શું થશે ? છોકરો યાદ આવશે. છોકરાની આકૃતિ, તેની ક્રીડા અને તેના ગુણો બધું યાદ આવશે. સાક્ષાત્કાર જ ન થયો હોય, તેમ બધું સ્મરણમાં આવશે. આવીજ રીતે પરમાત્માની સ્મરણભક્તિ કરતી વખતે

તેટલોજ પ્રેમ થવો જોઇએ—જાગવો જોઇએ, જેટલો પુત્રનો ઘણા વર્ષો પછી પત્ર મળતાં પિતાને પ્રેમ જાગ્રત થાય છે.

હવે દર્શનભક્તિ માટે થોડો વિચાર કરીએ. દર્શનભક્તિનો અનુભવ કરનાર જ દર્શનભક્તિમાં કેવો આનંદ આવે છે તે સમજી શકે છે. ઇષ્ટદેવની—પરમાત્માની પ્રતિકૃતિ—મૂર્તિનાં દર્શન કરવાં—ભાવથી દર્શન કરવાં—બહુમાન પૂર્વક—શ્રદ્ધાપૂર્વક દર્શન કરવાં, એનું નામ છે **દર્શનભક્તિ**, સાક્ષાત્ પરમાત્માનાં દર્શન તો વર્ત્તમાનમાં ન થઇ શકે, ત્યારે તેની મૂર્ત્તિ કે તસબીરના દર્શન કરવાં, એ પણ ભાગ્યનો જ ઉદય સમજવો જોઇએ. જેઓ શ્રદ્ધા—ભક્તિ—પ્રવૃત્તિ કે કર્ત્તવ્યથી દર્શનભક્તિથી દૂર છે, તેની સ્મરણભક્તિ પણ નિરર્થકપ્રાય છે. જેનું આપણે સ્મરણ કરતા હોઇએ તે માણસ યદિ સન્મુખ આવે તો આપણે તેનું કેવલ સ્મરણ કરતા હતા, તે ભૂલી સાક્ષાત્ સમ્માન કરવાને તૈયાર થઇશું. અને ખરી રીતે જોઇએ તો સ્મરણ પણ તેનું જ વ્યાજબી છે, જેની મૂર્ત્તિ ઉપર પણ આપણને પૂર્ણ પ્રેમ હોય. મૂર્ત્તિ પર પ્રેમ નહિં અને નામ પર પ્રેમ, એનો કંઇ અર્થ ? મૂર્ત્તિ જડ તો શું નામ જડ નથી ? બલ્કે મૂર્ત્તિથી તો આકૃતિ વિગેરેનું પણ જ્ઞાન થાય છે, પરન્તુ નામથી શું થવાનું હતું ? મૂર્ત્તિમાં તો એ તાકાત છે, કે જેની તે મૂર્ત્તિ છે, તેના કર્ત્તવ્યોનું ઝટ સ્મરણ કરાવે છે, જ્યારે તે શક્તિ તો નામ માત્રમાં નથી. શસ્ત્રધારી વીર પુરૂષની મૂર્ત્તિ તેનામાં ઓતપ્રોત થઇને રહેલી વીરતાનું સ્મરણ કરાવે છે;

મ્હોંએ મુહપત્તિ બાંધેલ સાધુની મૂર્ત્તિ સ્થાનકવાસી ઢુંઢક સાધુનું સ્મરણ કરાવે છે, મૂર્ત્તિમાં આ તાકાત છે. એકલા નામસ્મરણમાં તે તાકાત નથી. ખરૂં કહીએ તો મૂર્ત્તિ વિના સંસારમાં કામજ કોનું ચાલે છે ? એવી કઈ વસ્તુ છે કે જેની મૂર્ત્તિ વિના–આકૃતિ વિના આપણે સમજી અથવા બીજાને સમજાવી શકીએ તેમ છીએ ? હવે દર્શનભક્તિ તે છે કે પોતાના ઇષ્ટદેવની મૂર્ત્તિનું બહુમાન પૂર્વક–ભકિતપૂર્વક દર્શન કરવું તે દર્શનભક્તિ. ધ્યાનમાં રાખવું જોઇએ કે– સ્મરણભકિત કરતાં દર્શનભક્તિથી અનન્તગુણી કર્મની નિર્જરા થાય છે, કારણ એ છે કે નામ કરતાં દર્શનમાં પ્રભુ પ્રત્યેની ભકિતની માત્રા કઈ ગુણી વધે છે. તેનું દૃષ્ટાન્ત ઉપર આપ્યું છે તેજ છે. પિતા ઉપર પુત્રનો પત્ર આવવાથી પિતાને પુત્રનું સ્મરણ થયું. સ્મરણ થતાં તેના અંતઃકરણની લાગણીએ ઉછાળો માર્યો. પુત્ર યાદ આવ્યો, પરન્તુ ધારો કે તે કાર્ડમાં પુત્રે એમ લખ્યું હોય કે હું અમુક દિવસે સ્ટેશન ઉતરીશ. તે દિવસ આવ્યો, પિતા સ્ટેશન પર ઉત્સુકતાથી ગયો. અને રેલથી ઉતરતાં છોકરાને જોયો. હવે વિચારો છોકરાને જોતી વખતે તે પિતાના હૃદયમાં કાર્ડની પ્રાપ્તિ થઇ હતી, તે વખત કરતાં કંઈ વધારે પ્રેમ ઉમળકો ઉછળશે ખરો કે ? કહેવું જ પડશે કે હા ! પુત્રનું સ્મરણ થતાં જે પ્રેમ ઉદ્ભવ્યો, તેના કરતાં કઇ ગુણો પ્રેમ પુત્રને જોઇને ઉછળવો જ જોઇએ. તેવી જ રીતે પરમાત્માનું નામ સ્મરણ કરતી વખતે આપણને જે ભકિતનો આવેશ પ્રકટ થાય છે, તે કરતાં, પરમાત્માની મૂર્ત્તિ કે ચિત્રનાં દર્શન થતી

તેટલોજ પ્રેમ થવો જોઇએ-જાગવો જોઇએ, જેટલો પુત્રનો ઘણા વર્ષો પછી પત્ર મળતાં પિતાને પ્રેમ જાગ્રત થાય છે.

હવે દર્શનભક્તિ માટે થોડો વિચાર કરીએ. દર્શનભક્તિનો અનુભવ કરનાર જ દર્શનભક્તિમાં કેવો આનંદ આવે છે તે સમજી શકે છે. ઇષ્ટદેવની-પરમાત્માની પ્રતિકૃતિ-મૂર્તિનાં દર્શન કરવાં-ભાવથી દર્શન કરવાં-બહુમાન પૂર્વક-શ્રદ્ધાપૂર્વક દર્શન કરવાં, એનું નામ છે **દર્શનભક્તિ**, સાક્ષાત્ પરમાત્માના દર્શન તો વર્ત્તમાનમાં ન થઇ શકે, ત્યારે તેની મૂર્ત્તિ કે તસબીરના દર્શન કરવાં, એ પણ ભાગ્યનો જ ઉદય સમજવો જોઇએ. જેઓ શ્રદ્ધા-ભક્તિ-પ્રવૃત્તિ કે કર્ત્તવ્યથી દર્શનભક્તિથી દૂર છે, તેની સ્મરણભક્તિ પણ નિરર્થકપ્રાય છે. જેનું આપણે સ્મરણ કરતા હોઇએ તે માણસ યદિ સન્મુખ આવે તો આપણે તેનું કેવલ સ્મરણ કરતા હતા, તે ભૂલી સાક્ષાત્ સમ્માન કરવાને તૈયાર થઇશું. અને ખરી રીતે જોઇએ તો સ્મરણ પણ તેનું જ વ્યાજબી છે, જેની મૂર્ત્તિ ઉપર પણ આપણને પૂર્ણ પ્રેમ હોય. મૂર્ત્તિ પર પ્રેમ નહિં અને નામ પર પ્રેમ, એનો કંઇ અર્થ ? મૂર્ત્તિ જડ તો શું નામ જડ નથી ? બલ્કે મૂર્ત્તિથી તો આકૃતિ વિગેરેનું પણ જ્ઞાન થાય છે, પરન્તુ નામથી શું થવાનું હતું ? મૂર્ત્તિમા તો એ તાકાત છે, કે જેની તે મૂર્ત્તિ છે, તેના કર્ત્તવ્યોનું ઝટ સ્મરણ કરાવે છે, જ્યારે તે શક્તિ તો નામ માત્રમાં નથી. શસ્ત્રધારી વીર પુરૂષની મૂર્ત્તિ તેનામાં ઓતપ્રોત થઇને રહેલી વીરતાનું સ્મરણ કરાવે છે;

મ્હોંએ મુહપત્તિ બાંધેલ સાધુની મૂર્ત્તિ સ્થાનકવાસી ઢુંઢક સાધુનું સ્મરણ કરાવે છે, મૂર્ત્તિમાં આ તાકાત છે. એકલા નામસ્મરણમાં તે તાકાત નથી. ખરૂં કહીએ તો મૂર્ત્તિ વિના સંસારમાં કામજ કોનું ચાલે છે ? એવી કઈ વસ્તુ છે કે જેની મૂર્ત્તિ વિના–આકૃતિ વિના આપણે સમજી અથવા બીજાને સમજાવી શકીએ તેમ છીએ ? હવે દર્શનભક્તિ તે છે કે પોતાના ઇષ્ટદેવની મૂર્ત્તિનું બહુમાન પૂર્વક–ભક્તિપૂર્વક દર્શન કરવું તે દર્શનભક્તિ. ધ્યાનમાં રાખવું જોઇએ કે– સ્મરણભક્તિ કરતાં દર્શનભક્તિથી અનન્તગુણી કર્મની નિર્જરા થાય છે, કારણ એ છે કે નામ કરતાં દર્શનમાં પ્રભુ પ્રત્યેની ભક્તિની માત્રા કઈ ગુણી વધે છે. તેનું દૃષ્ટાન્ત ઉપર આપ્યું છે તેજ છે. પિતા ઉપર પુત્રનો પત્ર આવવાથી પિતાને પુત્રનું સ્મરણ થયું. સ્મરણ થતાં તેના અંતઃકરણની લાગણીએ ઉછાળો માર્યો. પુત્ર યાદ આવ્યો, પરન્તુ ધારો કે તે કાર્ડમાં પુત્રે એમ લખ્યું હોય કે હું અમુક દિવસે સ્ટેશન ઉતરીશ. તે દિવસ આવ્યો, પિતા સ્ટેશન પર ઉત્સુકતાથી ગયો. અને રેલથી ઉતરતાં છોકરાને જોયો. હવે વિચારો છોકરાને જોતી વખતે તે પિતાના હૃદયમાં કાર્ડની પ્રાપ્તિ થઇ હતી, તે વખત કરતાં કંઈ વધારે પ્રેમ ઉમળકો ઉછળશે ખરો કે ? કહેવું જ પડશે કે હા ! પુત્રનું સ્મરણ થતાં જે પ્રેમ ઉદ્‌ભવ્યો, તેના કરતાં કઇ ગુણો પ્રેમ પુત્રને જોઇને ઉછળવો જ જોઇએ. તેવી જ રીતે પરમાત્માનું નામ સ્મરણ કરતી વખતે આપણને જે ભક્તિનો આવેશ પ્રકટ થાય છે, તે કરતાં, પરમાત્માની મૂર્ત્તિ કે ચિત્રનાં દર્શન થતી

વખતે કઇ ગુણી ભકિત અને પ્રેમ જાગ્રત થવાં જ જોઇએ. પિતાનું નામ યાદ કરીએ, તે કરતાં પિતાનું ચિત્ર જોઇએ, તે વખતે વધારે ભકિતભાવ પ્રકટ થાય-હર્ષ થાય, એ એક બાળક પણ સમજી શકે તેવી હકીકત છે.

હવે ત્રીજી ભકિત રહી સ્પર્શનભક્તિ. બહુમાન પૂર્વક-ભક્તિપૂર્વક ઇષ્ટદેવની મૂર્ત્તિને સ્પર્શ કરવો એનું નામ **સ્પર્શન-ભક્તિ** છે. આ સ્પર્શનભક્તિમાં દર્શનભક્તિ કરતાં વધુ આનંદ આવવો જોઇએ. પુત્રના પત્રથી પિતાને જે આનંદ થયો હતો, એના કરતાં પુત્રનાં દર્શનથી વધુ થયો.અને હવે તેજ પિતા રેલ્વે પ્લેટફોર્મ ઉપર જઇ રેલથી ઉતરતા પોતાના વ્હાલા પુત્રને બાથમાં લે, તો તે વખતે તેનો આનંદ દેખવા કરતાં કેટલો વધી જાય છે, એ કોઇ કહી શકે તેમ છે ? મહાનુભાવો, પરમાત્માનાં સ્મરણ કરતાં પરમાત્માની મૂર્ત્તિનાં દર્શન કરવાથી વધુ આનંદ થયો, પરન્તુ એ દર્શન કરતાં પણ, ભાવિક મનુષ્ય ભક્તિભર હૃદયથી જે વખતે પોતાના આત્માને અહોભાગ્ય માનતો પરમાત્માની મૂર્ત્તિના ચરણકમળનો સ્પર્શ કરે છે, ત્યારે તો તેનું હૃદય જે હર્ષના ઉમળકાથી ઉછાળા મારે છે એનું વર્ણન કોણ કરી શકે તેમ છે ? સાચી ભક્તિ આનું નામ. ત્રણે પ્રકારની ભકિતઓમાં ઉત્તરોત્તર ઉપરના દષ્ટાન્ત પ્રમાણે પ્રેમનો પ્રકર્ષ વધવોજ જોઇએ. અને વધે તોજ આપણે ભક્તિનું યથાર્થ ફળ મેળવી શકીએ.

હવે રહી પૂજા. કેટલાક લોકોનું એવું માનવું છે કે

"મૂર્ત્તિ માનવામાં તો વાંધો નથી. પરન્તુ મૂર્ત્તિની પૂજા ન કરવી જોઇએ. એમ માનનારાઓ પૂજા શી વસ્તુ છે, એજ સમજ્યા નથી. પિતાના કે ગુરૂના ફોટૂનું કોઇ અપમાન કરે તો તે વખતે અસહ્ય કેમ થાય છે ? લાગી કેમ આવે છે ? લડવાને તૈયાર કેમ થઇએ છીએ ? કહેવું પડશે કે તે ફોટૂને અમે બહુમાનની દૃષ્ટિથી–પૂજ્ય બુદ્ધિથી જોઇએ છીએ. બસ, **કોઇ પણ વસ્તુમાં પૂજ્ય બુદ્ધિ રાખવી એનું નામ જ પૂજા નહિં તો બીજું શું છે ?** હવે તે પૂજા કોઇ માત્ર બહુમાન પૂરતી જ કરે કે કોઇ તેનો અભિષેક કરીને કરે, કોઇ તેની સ્હામે ચાવલ ધરીને કરે કે કોઈ મોતીના સાથીયા પૂરીને કરે. અને કોઈ સાક્ષાત્ ફૂલો લાવીને કરે, કે કોઈ લવિંગમાં ફૂલોનો આરોપ કરી લવીંગ ચઢાવીને કરે. પરન્તુ જ્યાં બહુમાન છે, ભક્તિ છે, પૂજ્યબુદ્ધિ છે ત્યાં પૂજા થઈ જ ચૂકી. એમાં પછી મતભેદ જેવું રહેતું નથી. મતભેદ તો માત્ર સાધનોનો જ રહ્યો. સાધનોના ભેદથી મૂલ વસ્તુને ઉપાડી દેવાની અજ્ઞાનતા તો ન જ વાપરી શકાય.

ભવ્ય જીવો, ત્રણે પ્રકારની ભકિત કરી મુક્તિનું સુખ પ્રાપ્ત કરો એજ ઇચ્છા.



( ૬ )

# जैनागमादर्श.

અનાદિ કાળથી આ સંસાર-ચક્ર બરાબર અરઘટ્ટઘટી-ન્યાયાનુસાર ઉથલપાથલ થતું આવે છે. કોઇવાર ઉદય તો કોઇ-વાર અસ્ત થાય છે. સંસારની ચઢતી-પડતી એમ થયા જ કરે છે. એટલા જ માટે તત્ત્વજ્ઞપુરૂષો સંસારને પરિવર્તનશીલ કહે છે. દ્વાદશાંગી, કે જે સર્વદા શાશ્વતી છે, તે પણ શબ્દની અપેક્ષાએ તો અશાશ્વતી જ છે. તમામ તીર્થંકરો પોતપોતાના શાસનની સ્થાપના ચતુર્વિધ સંઘદ્વારા કરે છે. અર્થાત્ તીર્થંકરો બાર પર્ષદાની સમક્ષ ભવ્ય જીવોના કલ્યાણ માટે વસ્તુ-ધર્મનું સ્વરૂપ પ્રકાશ કરે છે-દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે

ષડ્ દ્રવ્યની વ્યાખ્યા કરે છે. તેમાં નથી હોતી અતિશયોક્તિ કે નથી હોતી અવસ્તુ. માત્ર સ્વચ્છ–શુદ્ધ યથાર્થ પદાર્થોનું જ સ્વરૂપ પ્રકાશે છે. તે પણ અહંકાર કે મમત્વભાવથી નહિં. તીર્થંકર દેશના દેતાં સાફ કહે છે કે–" હું જે કંઇ કહું છું તે પૂર્વતીર્થંકરો જે કહી ગયા છે તે અને ભવિષ્યમાં થનારા તીર્થંકરો જે કહેશે તે જ કહું છું." આ કથનથી એ સ્પષ્ટ થાય છે કે–તમામ તીર્થંકરોનો ઉપદેશ એક સરખો છે. તેમાં નથી મતભિન્નતા કે નથી પદાર્થ–સ્વરૂપની ન્યૂનાધિકતા. ત્યારે ગપ્પસપ્પ વાતોનો તો સંભવ જ શાનો હોય?

છેલ્લા સમયમાં ક્ષત્રિયકુંડગ્રામ નગરમાં સિદ્ધાર્થ રાજાના પુત્ર ત્રિશલાનંદન શ્રીમહાવીર દેવ થયા. જેનું નિર્વાણ થયે ૨૪૪૧ વર્ષ થયાં છે.*

તેમના મુખકમલથી પ્રકટ થયેલ પદાર્થસાર્થને લક્ષમાં રાખી ઇન્દ્રભૂતિ વિગેરે ગણધરોએ **દ્વાદશાંગી**ની રચના કરી, કે જેમાંના અગિયાર અંગો વર્ત્તમાનકાલમાં વિદ્યમાન છે. યદ્યપિ બારમું **દૃષ્ટિવાદ** નામનું અંગ વિચ્છેદ ગયું છે. તથાપિ તેમાંના કેટલાક પદાર્થો જગતમાં વિદ્યમાન છે.

ભગવાન્ મહાવીર વીતરાગ, સર્વજ્ઞ અને સર્વદર્શી હતા. તેમનો ઉપદેશ આત્મકલ્યાણમાં અત્યન્ત ઉપયોગી છે. કારણ

* સ્વર્ગસ્થ ગુરૂદેવે આ લેખ વીર સં. ૨૪૪૧ માં લખ્યો હતો, તેથી આમાં ૨૪૪૧ વર્ષ લખ્યાં છે. અત્યારે ૨૪૫૪ મું વર્ષ ચાલે છે.

સં૦

કે ભગવાન્ મહાવીર દેવે સ્વયં તપસ્યા અને ઉપસર્ગ સહન કરી પરીષહ સમૂહનું દમન કરવા પૂર્વક જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયની આરાધના કરી, ઘાતિકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી, અન્યજીવોને સ્વઋદ્ધિસમાન બનાવવા ઉપદેશામૃતનું પાન કરાવેલ છે. તે ઉપદેશની વાનકીરૂપ આદર્શ સિદ્ધાન્તો આપણી સ્હામે મૌજૂદ છે. તે આદર્શ જૈનાગમમાં કોઇની પણ વિકથા કે પરાઇ કથની નથી. તેમાં કેવળ આત્મીય ધર્મનો જ પ્રકાશ કરેલ છે. પરમાત્મા મહાવીર દેવના સિદ્ધાન્તમાં ઠેકાણે ઠેકાણે કલેશ કરવાની–રાગદ્વેષ કરવાની મનાઇ કરવામાં આવેલ છે, ત્યાં સુધી કે કઠોર વચન બોલવાની પણ મનાઇ કરવામાં આવેલ છે. મતલબ કે મન, વચન, કાયાથી કલેશ કરવાનો નિષેધ કરેલ છે. જેમ કે–સૂયગડાંગ સૂત્રના બીજા અધ્યયનના બીજા ઉદ્દેશમાં કહ્યું છે—

> अहिगरणकडस्स भिक्खुणो
> वयमाणस्स पसज्झदारूणं ।
> अट्ठे परिहायत्तो बहु
> अहिगरणं न करेज्ज पंडिए ॥ १९ ॥

અર્થાત્–કલેશ કરનાર તથા કઠોર વચન બોલનાર સાધુ, મુક્તિનું કારણ જે સંયમ, તેનો ઘણો નાશ કરે છે; માટે પંડિત સાધુએ કલેશ કરવો નહિં.

આવી જ રીતે દશવૈકાલિક સૂત્રના આઠમા અધ્યયનમાં પણ કહ્યું છે—

विसएसु मणुन्नेसु पेमं नाभिनिवेसए।
अणिच्चं तेसिं विन्नाय परिणामं पुग्गलाण य ॥

અર્થાત્—શબ્દાદિ મનોજ્ઞ વિષયોમાં પ્રેમ ન કરવો અને અમનોજ્ઞ શબ્દાદિ વિષયોમાં દ્વેષ ન કરવો. નિદાન, જડ ચીજોનો સ્વભાવ અનિત્ય જાણી સમભાવ ધારણ કરવો.

એક વસ્તુ એક મનુષ્યને પ્રિય હોય છે, તો બીજાને તે અપ્રિય હોય છે. વસ્તુમાં વલ્લભતા કે અવલ્લભતા નથી. મનુષ્યોની પરિણતિ જ રાગ–દ્વેષવાળી હોવાથી એક મનુષ્યને એક વસ્તુમાં રાગ ઉત્પન્ન થાય છે, તો બીજાને દ્વેષ–અપ્રેમ ઉત્પન્ન થાય છે. માટે મહાનુભાવો! પુદ્‌ગલોના સ્વભાવને જાણી તૃષ્ણાને છોડવા પ્રયત્ન કરો.

આજ વાત દશવૈકાલિકમાં આમ કથી છે:

पोग्गलाणं परिणाम तेसिं नच्चा जहा तहा
विणीयतिण्हो विहरे सीईभूएण अप्पणा ॥

અર્થાત્—યથાર્થરૂપે પુદ્‌ગલોના પરિણામને જાણી તૃષ્ણાને છોડી શાન્તાત્મા થઇ ભૂમંડલમાં વિહાર કર.

દરેક મનુષ્યે જડ અને ચેતનને જાણવાની જરૂર છે. જે ચેતનનો સ્વભાવ જાણે છે, તે જડનો સ્વભાવ અનાયાસથી જાણી શકે છે; કારણ કે ચેતનથી ભિન્ન સ્વભાવ જડનો છે. યથાર્થ જડ સ્વભાવને જાણનાર પૌદ્‌ગલિક ભાવમાં રાચતો નથી અને જે આત્મતત્ત્વનો જાણકાર છે, તે મંત્ર, તંત્ર, જડી,

બુટી, ઔષધિ, સુવર્ણસિદ્ધિ, રસકૂપિકા, કામધેનું, કલ્પવૃક્ષ કે ચિંતામણિ રત્ન બલ્કે દેવ-દાનવાદિની પણ અપેક્ષા રાખતો નથી. આદર્શ જૈનાગમ આજ વાતનું પ્રતિપાદન કરે છે. આત્મતત્ત્વની ઓળખાણ જેટલી ઓછી, તેટલી જ બાહ્ય પૌદ્ગલિક ભાવોમાં આસક્તિ વધારે. વર્તમાનકાલમાં મનુષ્યો મંત્ર-તંત્રાદિમાં ઘેલા બની આત્મસત્તાને ખોઈ બેસે છે. પરાધીન બની જાય છે. ઘર-ધન-સ્રી-બધુંએ પોતાના સ્વાર્થની ખાતર ધૂર્તોને સોંપી બેસે છે એનુ કારણ શુ છે ? એ જ કે આત્મતત્ત્વ પર ભરોસો નથી-વિશ્વાસ નથી. પરિણામ એ આવે છે કે એવા જીવો પોતાની મૂલ મૂડીને પણ હારી જાયછે. અને સંસારાટવીમાં એક ભૂલા પડેલા મુસાફરની માફક ભટકે છે. અને એટલા જ માટે સંસારના તમામ પ્રાણિયોના કલ્યાણ માટે ભગવાન્ મહાવીરદેવ ગૌતમને ઉદ્દેશી કહે છે:—

" હે ઇંદ્રભૂતિ ! ક્ષણવાર પણ પ્રમાદ ન કર. મદ ન કર, પરપરિવાદ ન કર. આ જીવ પીપળના પાકેલા પાંદડાની માફક ક્ષણવારમાં શરીરરૂપ વૃક્ષથી પડી જશે. અથવા ડાભના અગ્રભાગ ઉપર રહેલ જલબિંદુની માફક ખરી જશે. "

" અનાદિકાલથી જીવ અવ્યવહાર રાશિમાં ખૂંચી રહ્યો હતો. પરન્તુ અકામ નિર્જરાના યોગથી એકેન્દ્રિયાદિ યોનિને પામતો, વધતાં વધતાં મનુષ્ય જન્મ પામેલ છે. તેમાં પણ આર્યદેશ, ઉત્તમ કુલ, પંચેન્દ્રિયની પટુતા, સદ્ગુરૂ સમાગમ, શાસ્ત્રશ્રવણ વિગેરે તમામ સામગ્રીની પ્રાપ્તિ થવા છતાં; જો

આત્મકલ્યાણ તરફ ધ્યાન ન દેવાય તો ભર બજારમાં લૂંટાયા જેવુંજ થાય. અથવા બીજા શબ્દોમાં કહીએ તો અનેક આફતો-માંથી બચીને કીનારે આવેલી સ્ટીમરના ડૂબવા જેવું જ થાય.”

ઈત્યાદિ પ્રભુ વીરનો ઉપદેશ જૈનાગમ રૂપ ખજાનામાં ભરેલો છે, આ નિષ્પક્ષપાત ઉપદેશામૃતનું પાન પ્રત્યેક આત્મ-કલ્યાણાભિલાષીએ કરવું જોઇએ.

આ જૈનાગમમાંથી ષટ્ દ્રવ્ય, સાત નય, નવ તત્ત્વ, બે પ્રમાણ, સપ્તભંગી, આઠ કર્મ, અનન્ત જીવોની ચોરાશી લાખ જીવયોનિ, ઉત્સર્ગ, અપવાદ, દાન, શીલ, તપ, ભાવ, વિનય, વિવેક, પરોપકાર, વ્યવહાર, નિશ્ચય અને તમામ દર્શનના પદાર્થો અમુક અમુક નયની અપેક્ષાવાળા છે. ઇત્યાદિ તમામ બાબતોનો ખુલાસો બુદ્ધિશાલી, વિવેકી, અને અપક્ષપાતી પુરૂ-ષોને મળી શકે છે. વ્રત, નિયમ અને ત્યાગ-વૈરાગ્ય રૂપ રત્નોનો ભંડાર-એ જ જૈનાગમ છે. જૈનાગમમાં વીતરાગદેવે સાધુઓને સંબોધી ખુલ્લે ખુલ્લો ઉપદેશ આપ્યો છે કે ‘ જગતમાં કંચન અને કામિની એ મનુષ્યના પગમાં મજબૂત બેડી સમાન છે. જ્યાં સુધી પગમાં બેડી હોય ત્યાં સુધી આત્મવીર્યરૂપ વેગ વધી શકતો નથી, અને તેના વેગ વિના આંતરિક શત્રુઓ પકડી કે નાશ કરી શકાતા નથી માટે દુશ્મનોનો નાશ કરવા કંચન કામિની રૂપ બેડીને તોડી મનને વૈરાગ્યમાં જોડી વિવેક-વિનયાદિ શસ્ત્રો હાથમાં લઈ તે શત્રુઓ સાથે અતુલિત યુદ્ધ કરવું જોઈએ.

એ પહેલાં જ કહેવામાં આવ્યું છે કે જૈનાગમ એ આદર્શ આગમ છે. તેમાં નથી કોઇની નિંદા કે નથી ખંડન-નથી તિરસ્કાર કે નથી ક્રોધ-વીતરાગદેવે શાન્તિપૂર્વક-સમભાવ પૂર્વક તેમાં વસ્તુસ્થિતિનું પ્રતિપાદન કરેલું છે. અને તે જ જૈનાગમની ખાસ ખૂબી છે. દૃષ્ટાન્ત તરીકે-જે વખતે ઇંદ્રભૂતિ ગણધર ભગવાન્ મહાવીર દેવને અન્યાન્ય મતાવલંબિઓના જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર આદિ મન્તવ્યો સંબંધી પ્રશ્ન કરે છે, ત્યારે ભગવાન્ તે મન્તવ્ય ધરાવનારાઓ પ્રતિ તિરસ્કાર કે ઘૃણા ન બતાવતાં માત્ર કહે છેઃ—

" હે ગૌતમ ! ' લોક નથી. ' ' અલોક નથી ' એવી સંજ્ઞા સ્થાપન ન કરવી, ' લોક છે ' ' અલોક છે ' એમ સ્થાપન કરવું. ' જીવ નથી ' ' અજીવ નથી ' એમ નહિં; પરન્તુ ' જીવ છે ' ' અજીવ છે ' એમ સ્થાપન કરવું. ' ધર્મ નથી ' ' અધર્મ નથી ' એવી સ્થાપના ન કરવી, પરન્તુ ' ધર્મ છે ' 'અધર્મ છે' એમ સ્થાપવું. 'બંધ મોક્ષ નથી' એમ ન પ્રરૂપવું; પરન્તુ ' બંધ છે ' ' મુકિત છે ' એમ પ્રરૂપવું. ' પુણ્ય નથી ' ' પાપ નથી ' એમ નહિં, પરન્તુ ' પુણ્ય છે ' ' પાપ છે ' એમ કથન કરવું. ' માયા—લોભ નથી ' એમ નહિં, પણ ' માયા—લોભ છે. ' એવી પ્રરૂપણા કરવી. ' પ્રેમ-દ્વેષ ' નહિં, એમ નહિં, પરન્તુ ' પ્રેમ-દ્વેષ છે ' એમ પ્રરૂપવું. ' સંસાર અને સિદ્ધિ નથી ' એમ નહિં, કિન્તુ ' સંસાર અને સિદ્ધિ છે ' એમ પ્રરૂપવું. " ઇત્યાદિ ઉપદેશથી શૂન્યવાદનું નિરાકરણ કરેલ છે. વળી જેઓ એકાન્તનિત્ય

અને એકાન્ત અનિત્ય માને છે, તેનું નિરાકરણ પણ નીચેની ગાથાઓથી કરવામાં આવ્યું છે.

" अणादीयं परिन्नाय अणवदग्गेति वा पुणो ।
सासयमसासए वा इति दिट्ठिं न धारए ॥
एएहिं दोहिं ठाणेहिं ववहारो न विज्जइ ।
एएहिं दोहिं ठाणेहिं अणायारं तु जाणए ॥"

અર્થાત્—અનાદિ અને અપર્યવસિત જગત્ છે, અથવા શાશ્વત અથવા અશાશ્વત છે; એવી એકાન્ત દૃષ્ટિ ધારણ કરવી નહિં. પર્યાયાર્થિક નયની અપેક્ષાએ જગત્ સાદિ અશાશ્વત છે, અને દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ જગત્ અનાદિ અને શાશ્વત છે. એકાન્ત નિત્ય અથવા એકાન્ત અનિત્ય એ બે પ્રકારે વ્યવહાર રહી શકે નહિં. એકાન્ત નિત્ય, અને એકાન્ત અનિત્ય માનનારના મતમાં હે ઇંદ્રભૂતે ! અનાચાર જાણ."

ઇત્યાદિ ઉત્તર આપતાં ભગવાન્ માધ્યસ્થ્ય ભાવને પ્રકટ

( ७ )

# एक पत्र.

( એક ઘણા બીમાર મુનિને ઉપદેશ )

વિશેષ—તમારે વેદનીય કર્મના ઉદયથી અશાતા વિશેષ છે, તે જાણ્યું. પરન્તુ લડાઇના મેદાનમાં જેમ સુભટ ઉતરે છે અને તેના શરીર પર ઘા લાગે છે ત્યારે તેને શૂરતા વધારે ઉદ્ભવે છે, તેવી રીતે મુનિજનો પર કર્મરાજા દબાણ કરે, ત્યારે મુનિ શાન્તિ રૂપ શસ્ત્ર હાથમાં લઈ વિશેષ શૂર બને છે. સુભટ વિજયલક્ષ્મી માટે પ્રાણને તૃણ સમજે છે, તેમ મુનિજનો આત્મલક્ષ્મી માટે શરીરને તૃણસમ ગણે છે. સુભટ ઘાની વેદનાથી આકુલ-વ્યાકુલ થતો નથી, તેમ મુનિ વેદનીય કર્મના

ઉદય સમયે આકુલ વ્યાકુલ થાય નહિં. મહાનુભાવ, બરાબર શાન્તિકુંડમાં—સ્નાનકુંડમાં સ્નાન કરજો. આસપાસના સંયોગો ગમે તેવા દષ્ટિગોચર થાય, પરંતુ જરા પણ ક્રોધ મહારિપુને સ્વમનોમંદિરમાં પ્રવેશ કરવા દેશો નહિ. વિપત્તિ સમયે **આરાધના પ્રકરણાદિ** શ્રવણ કરવું. તમામ જીવો સાથે **મૈત્રીભાવના** રાખવી. ગુણીજનો પર **પ્રમોદ** ભાવ ધારણ કરવો, દીન દુઃખી—અનાથ અશરણ એવાઓ ઉપર **કરૂણા** લાવવી, અને કર્માધીન નિંદકો ઉપર **માધ્યસ્થ્ય** રાખવું.

પાતળા થયા છે રાગ–મદ–મોહ જેના એવા તૃણના સંથરામાં બેઠેલ મુનિવર જે સુખ પામે છે તે ચક્રવર્તિને પણ ન હોય. ભાઇ,દુર્જન શરીરના સંયોગે આત્મા ઘણો દુઃખી થયો, રજળ્યો, વિવેકહીન અને વિનયહીન થયો. સ્વગુણને ભૂલી વિભાવમાં રચ્યો પચ્યો રહ્યો, દુર્જનરૂપ શરીરની રક્ષા અન્યજનો ભલે કર્યા કરે, તમારે આત્મદેવની સંભાળ રાખવી. તેની આશાતના ન થાય, તેમ રાત દિવસ રહેવું; દિવસ અને રાત તેનાં જ સફલ છે કે જેણે મોહદશા મૂકી ચારિત્રધર્મની આરાધના કરી છે–કરે છે. **ઉત્તરાધ્યયન સૂત્રના** ચૌદમાં અધ્યયનમાં ભૃગુપુરોહિતને તેના છોકરાઓ શું શું કહે છે તે સ્મરણમાં લાવો.

" જે જે રાત્રિઓ જાય છે, તે પાછી આવનાર નથી. અધર્મ કરનારની રાત્રિઓ નિષ્ફલ છે. જે રાત્રિઓ જાય છે તે પાછી ફરનાર નથી. ધર્મ કરનારનીજ રાત્રિઓ સફળ છે. "

મહાનુભાવ, તમે જરા પણ ગભરાશો નહિં. સર્વ જીવો ઉપર મૃત્યુનો મોટો ડર છે. પરંતુ મુનિઓને તો તે સમય વિવાહના સમય જેવો ઉત્સાહનો છે. હું તમને ભલામણ કરૂં છું, કે—તમને જ્યારે એમ પ્રતિભાસ થાય કે—હવે આ શરીર રહેશે નહિં, તો...,ના મુખથી કલાક, અર્ધો કલાક, પા કલાકનું સાગારી અનશન કરતા રહેશો. જો આયુષ્ય હશે તો શક્રેન્દ્ર પણ કંઈ કરનાર નથી. અને આયુષ્ય નથી તો શકેન્દ્ર પણ તેમાં સહાય કરી શકનાર નથી. માટે શૂરવીર થઇ કર્મનો ભૂકો કરો, એ જ વારંવાર ભલામણ છે. ઘણી શાન્તિમાં રહેશો, હું દૂર છું, પરન્તુ મને તમો સમીપ સમજજો. પરમાત્મા મહાવીરદેવ પ્રત્યે પ્રાર્થના કરશો, કે "હું **ભવાન્તરમાં વીરશાસનનો સાચો સેવક બનું. ભવાન્તરમાં પણ અને ચારિત્રરત્ન પ્રાપ્ત થાઓ."** વ્રતોમાં અતિચાર, અનાચાર, અતિક્રમ, વ્યતિક્રમ—જે કંઇ દૂષણ લાગ્યું હોય, તેની શુદ્ધિ કરવી. ફરીથી વ્રતોચ્ચાર પણ કરવો, તમામે મમતા છોડી દેવી, તમામ ચીજો વોસરાવવી. કોઈ સ્થાન પર મોહ–મમતા રાખવી નહિં, સર્વત્ર સમતા સામ્રાજ્યનું સ્વતંત્ર રાજ્ય ચલાવવું.

બસ, હવે તમે મને શુભ સમાચાર આપશો, આટલું લખી વિરમું છું.

દ—ધર્માનુવંદણા સુખશાતા, પૂર્ણિમા

# लोभ चक्रवर्तीनी अटल आज्ञा.

સંસાર એક નાટકશાળા છે. આ નાટકશાળાની રંગભૂમિ ઉપર નાના પ્રકારના પ્રાણીઓ નાના પ્રકારના વેષોને ધારણ કરી પોતપોતાના પાઠોને ભજવી રહ્યા છે. કોઇ હસે છે તો કોઈ રોવે છે, કોઇ નાચે છે તો કોઇ કુદે છે, કોઈ શાન્તિમાં લીન છે તો કોઇ અશાન્તિનો અવતાર છે, કોઈ રાગી તો કોઇ વિરાગી, કોઇ ત્યાગી તો કોઈ ભોગી, કોઇ રાગી તો કોઇ શોગી એમ ભિન્નં ભિન્નં દશાને ભોગવતા જીવો દેખાય છે. પરન્તુ તે દરેકની ઉપર લોભચક્રવર્ત્તિની અટલ આજ્ઞા તો અવસ્ય ગુંજી રહી હશે. ષટ્દર્શનનું સ્વરૂપ તપાસો મૂળ વસ્તુસ્થિતિ એક સુધ્ધ

પ્રકારની હોવા છતાં તે વસ્તુસ્થિતિને ભૂલી લોકો અન્ય પ્રવૃત્તિ કરી રહેલા છે, એનું શું કારણ? લોભનું સામ્રાજ્ય લોભ ચક્રવર્તિની અસ્ખલિત આજ્ઞા, બીજું કંઈજ નહિં. અ પ્રસંગે આપણે અન્યાન્ય દર્શનોની પ્રવૃત્તિ ન જોતાં જૈન દર્શનને માનનારાઓનીજ પ્રવૃત્તિ ઉપર પ્રથમ ખ્યાલ કરીશું.

ભગવાન્ મહાવીર પોતાના સિદ્ધાન્તોમાં 'રાગ-દ્વેષની મુક્તિ એજ મુક્તિ' એ સિદ્ધ કરી ગયા છે. "રાગ-દ્વેષ રૂપી ચિકાશ આત્મા ઉપર જ્યાં સુધી રહેલ છે, ત્યાં સુધી કર્મનાં પુદ્‌ગલો લાગવાનાં. જેમ જેમ તે ચિકાશ ઓછી થશે, તેમ તેમ કર્મપુદ્‌ગલો ઓછાં લાગશે. અને સર્વથા રાગદ્વેષના અભાવમાં નવાં કર્મ-પુદ્‌ગલો લાગવાનાં નહિં અને જૂનાં કર્મો ચિકાશના અભાવથી ખરી પડવાનાં-જૂદાં થઈ જવાનાં. તે વખતે આત્માનો મૂળ ધર્મ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ પ્રકટ થશે. અને તે સમયે આત્મા કેવળજ્ઞાનવાળો થઈ જગજ્જંતુને હિતકર માર્ગ બતાવશે." આ પ્રમાણેનો ઉપદેશ મહાવીર દેવનો હોવા છતાં અને તેનું પાન કર્યા છતાં અનાદિ અનન્ત કાલથી વ્યામૂઢ થયેલ જીવો સ્વમનોભીષ્ટ કાર્ય સિદ્ધિને માટે અથાગ પ્રયત્ન કરે છે. કેટલાક સંસારી પ્રાણિયો ધન-ધાન્યાદિ માલ મિલકત અને પુત્ર-કલત્રને જ સુખનું સાધન માની રાત દિવસ મુનિવરો કરતાં પણ વધારે પરિષહો સહન કરે છે. દુર્જનોનાં વચનો, કે જે દુઃખદાયી હોય છે, તેને પણ સુખકર માને છે. ભયંકર સ્થાનમાં પણ નિડર રીતે જાય છે. જીવનું જોખમ હોય એવું કાર્ય

કરવામાં પણ સાહસ ખેડે છે. પરંતુ આવાં જ કાર્યો—આવાં જ કષ્ટો—આટલાં જ પરિષહો જો જ્ઞાન પૂર્વક—આત્મ કલ્યાણને માટે ખેડતો હોય તો કેટલો લાભ થાય ? આત્મસિદ્ધિમાં ખામી રહે ખરી ? પરંતુ આત્મકલ્યાણને માટે નથી થતું અને એહિક સુખોની ઇચ્છાથી થાય છે, એનું કારણ લોભચક્રવર્તિની આજ્ઞા જ છે. બીજું કાંઈજ નથી. લોભ મહારાજા તેને ધર્મના માટે કંઈ કરવા દેતો નથી. લોભી મનુષ્ય શું નથી કરતો ? लोभाविष्टो नरो हन्ति मातरं पितरं तथा। લોભી મનુષ્ય માત—પિતાને મારવામાં પણ પાછું જોતો નથી. ગમે તેવું અકૃત્ય પણ તે કરે છે. અને તેથી અપયશ—અપકીર્તિ પામે છે, અધર્મને વધારે છે, લજ્જાને દૂર મુકે છે, સંયમને હારે છે, વ્યવહારને લોપે છે, અને એવું એક પણ અકૃત્ય સંસારમાં નથી કે જે લોભી ન કરે. કેટલાંક મનુષ્યો આ લોભચક્રવર્તિની આજ્ઞાથી અલગ થઈ ઘર, ધન, ધાન્ય, પુત્ર પરિવાર આદિ પરિગ્રહને છોડી, મોહ મમત્વને લાત મારી સંયમ સામ્રાજ્યનો અપૂર્વ આનંદ લૂટવા તત્પર થઇ પંચ મહાવ્રતનો સ્વીકાર કરે છે, તેઓ સંયમના નિર્વાહ માટે કેવળ પાત્ર, રજોહરણ, મુખવસ્ત્રિકા, કપડાં અને કામલી વિગેરે સાધનો રાખે છે. આ સાધનોમાં પરિગ્રહ નથી. આ સાધનભૂત વસ્તુઓ ઉપર પણ જો મોહ—મમત્વ—મૂર્ચ્છા રાખવામાં આવે, તો તે પણ પરિગ્રહ અવશ્ય ગણાય. ઉમાસ્વાતિ વાચકે " मूर्च्छा परिग्रहः" કહીને મૂર્ચ્છાનેજ પરિગ્રહ બતાવેલ છે, નહિ કે ધર્મના ઉપકરણોને. પરંતુ આવી નિષ્પગ્રહી અવસ્થામાં

જવા છતાં પણ કેટલાક હતભાગ્યો આવશ્યકીય ઉપકરણોથી વધારે વધારે ઉપકરણોનો સંગ્રહ કરે છે, એટલું જ નહિ પરંતુ એવી રીતે ઉપાધિ વધારવા બદલ કોઇ પણ પ્રકારની ન્યૂનતા નહિં ભાવતાં પ્રત્યુત પોતે સર્વોત્તમ સાધુ હોવાનો દાવો કરે છે. આ પણ લોભની ગુપ્ત આજ્ઞાનું પાલન જ છે. લોભની આજ્ઞાનું પાલન ન કરવું પડે, એટલા માટે સંસારી મટી સાધુ થયા, ત્યાં પણ પ્રકારાન્તરે પાછી તેની તેજ ઉપાધિ વળગી તો તે લોભનું જ કારણ નહિં તો બીજું શું છે ? આવી રીતે પરિગ્રહની વૃદ્ધિમાં રચ્યો પચ્યો રહેનાર સાધુ રાત દિવસ આર્ત અને રૌદ્ર ધ્યાનનું સેવન કરે છે, છતાં ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાનનો દાવો કરનાર મુનિને મુનિ કહેવો કે મુનિ પિશાચ, એનો વિચાર વાચકોજ કરે.

પ્રથમ સાધુઓની લોભવૃત્તિ તપાસીએ. શાસ્ત્રોમાં પાંચ પ્રકારના પાસથ્થા બતાવ્યા છે. એ પાંચ પૈકીની કોઇ પણ એક સ્થિતિમાં હોય, બલ્કે પાંચે કરતાં આગળ વધી ગયેલ હોય, છતાં પોતાને ઉત્તમ સાધુ હોવાની પ્રરૂપણા-કથન કરનારને ભવાટવીનો મુસાફર કહેવામાં શું કંઇ દોષ છે ? આ શાથી બને છે ? લોભના કારણે ! પોતાને સંયમધારી-ઉત્તમ સાધુ કહેવડાવવાનો લોભજ, પોતામાં રહેલા દુર્ગુણને જોવા દેતો નથી. આવીજ રીતે કેટલાક નામ ધારી સાધુઓ-વેશધારી સાધુઓ સંયમના નિયમોનું પાલન ન કરતાં સ્વતંત્ર આચરણો કરે છે અને પછી દેશ-કાલનું નામ આગળ કરી સ્વદોષોને ગોપવે છે.

આ પણ કેવળ લોભનું જ કારણ છે. વિષયની ઇચ્છાને પૂર્ણ કરવાના લોભે તેઓ સાધુત્વથી વિપરીત પ્રરૂપણા કરે છે; પરન્તુ પોતાના તે દૂષણને છુપાવવા દેશ-કાળના બહાનાને આગળ કરે છે. આવીજ રીતે કેટલાક કેવળ લોકરંજન માટેજ જ્ઞાન, ધ્યાન, તપ, જપાદિ કરે છે, તે પણ લોભની આજ્ઞા સિવાય બીજું કંઇજ નથી. સ્વકીર્ત્તિ-પ્રશંસાનો લોભ તેમને તેમ કરાવે છે. બીજાના ગુણની પ્રશંસા ન કરવી-બલ્કે તેનાં દૂષણો પ્રગટ કરવાં એ પણ લોભનીજ ચેષ્ટા છે. આ પ્રસંગે આપણે લોભની ચેષ્ટાનાં કેટલાંક એવાં ઉદાહરણો તપાસીએ, કે જે ગૃહસ્થ અને સાધુ-બન્નેમાં એક સરખી રીતે જોવાય છે.

કેટલાક ગૃહસ્થો પરચિંતા માટે પોતાના અમુલ્ય સમયનો વ્યય કરે છે, અને દુનિયાની પંચાયત કરવામાં બુદ્ધિબલનો ક્ષય કરે છે. આવીજ રીતે કેટલાક સાધુઓ પર-જે પુદ્ગલ-તેની સારવારમાં અમૂલ્ય સમયનો વ્યય કરે છે. શ્રાવકોના કલેશોમાં પડી બુદ્ધિબલને નષ્ટ કરે છે. એકને કંઇને બીજાને કંઇ-એમ સમજાવી રાતદિવસ ખટપટમાં ગાળે છે. આ બન્ને-જણ-ગૃહસ્થ અને સાધુ આટલોજ પરિશ્રમ-આટલીજ ખટપટ-આટલોજ વ્યય આત્મા અને જડ-પુદ્ગલના ઝઘડાને નિપટાવવા કરતા હોય તો કેટલો લાભ થાય ? પણ લોભાધીન મનુષ્યોથી તેમ થાય જ કેમ ? ગૃહસ્થો 'રાય બહાદુર,' સી. આઇ. ઇ. 'જે. પી.' 'રાજા' અને એવાં ટાઇટલો માટે તન, મન અને ધનની શકિતઓનો વ્યય કરી નાખે છે. જ્યારે સાધુઓ પણ પંન્યાસ,

ગણિ, પ્રવર્તક, ઉપાધ્યાય અને આચાર્ય થવા માટે ધમપછાડ કરી મૂકે છે. ગૃહસ્થો ઉપર્યુક્ત ટાઇટલો લેવામાં ગુણ છે કે નહિં બલ્કે એ ટાઈટલનો અર્થ શો છે, એ પણ ઘણાઓ નથી જાણતા. તેવી રીતે સાધુઓ, પણ ઉપર્યુક્ત ટાઇટલો લેવામાં, પોતામાં તેને યોગ્ય ગુણો છે કે કેમ ? એનો ખ્યાલ કરતા નથી. ગૃહસ્થો ટાઇટલ માટે જેમ અનેક પ્રકારની ખુશામતો કરે, તેમ સાધુઓ પણ પંન્યાસાદિ પદવી માટે ખુશામદ કરતા ફરે. ચારિત્રથી ભ્રષ્ટ કોઈ કેમ ન હોય, તેની ખુશામદ તેની ભક્તિ તેની ગુલામી કરતાં પણ જો પંન્યાસ પદ કે આચાર્યપદ મળતું હોય તો તેમ કરવાને પણ તેઓ તૈયાર રહે છે. પદવીની જવાબદારી સમજવાની શકિત પોતામાં હોય કિંવા ન હોય, તેની પાત્રતા પોતામાં હોય કિંવા ન હોય, પરન્તુ પદ જોઈએજ. બલ્કે બે સ્થળે એક સાથ પદવીઓ થવાની હોય તો મિનિટના ટાઇમ માટે મારામારી થાય છે. તેના કરતાં મારી પદવી પાંચ મિનિટ પણ પહેલાં થઇ જવી જોઇએ, નહિં તો રખેને હું ન્હાનો પદવીધર થઇ જાઉં, આવી ભાવનાઓ રહે છે. આ બધું કોનું પરિણામ છે? લોભ ચક્રવર્ત્તિની આજ્ઞાનું કે બીજા કોઇનું ? ઐહિકપદવી માટે માન પ્રતિષ્ઠા માટે જેટલો પ્રયત્ન થાય છે, તેટલો આત્મસિદ્ધિરૂપ પદવીયો માટે થતો હોય, તેટલીજ તપસ્યા આત્મસિદ્ધિ માટે થતી હોય, તેટલીજ ખુશામદ આત્મવિકાસ માટે થતી હોય, તેટલીજ સાવધાનતા આત્મકલ્યાણ માટે રખાતી હોય તો કેટલો લાભ થાય ?

પરન્તુ ખરૂં છે કે જ્યાં લોભની આજ્ઞા શિરપર ગર્જુમી

રહી હોય, ત્યાં સુકૃતની આશા રખાયજ કેમ ? આવીજ રીતે ગૃહસ્થો આપસમાં વૈર-વિરોધ ઇર્ષ્યાદિ કરી પોતાના હકમાં નુકસાની ઉઠાવે છે, વેપારમાં પણ નુકસાન ખેડે છે, રાત-દિવસ આર્ત્તધ્યાન-રૌદ્રધ્યાનની ઉપાસના કરે છે; એવીજ રીતે કેટલાક સાધુઓ અન્ય ગચ્છ કે સમુદાયમાં કિંવા પોતાનાજ સમુદાયમાં વૈર-વિરોધ ઉભા કરી ઇર્ષ્યાદિને આધીન થઈ જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ આત્મગુણને મલીન કરી સ્વશકિતને નિર્બળ બનાવવા સાથ સાધુધર્મની પણ હેલણા કરાવે છે; પરન્તુ આટલુંજ વૈર કર્મરાજાની સાથે કર્યું હોય, આટલીજ ઈર્ષ્યા કર્મ ઉપર કરી હોય તો કેટલો લાભ થાય ? પરન્તુ લોભવૃત્તિ તેમ કરવા દે ત્યારે ને !

લોભ ચક્રવર્તિની અટલ આજ્ઞા ગૃહસ્થ કે સાધુ-તમામની ઉપર બરાબર ચાલુ રહી છે. લોભાધીન ગૃહસ્થો ઘર, દુકાન અને ક્ષેત્રાદિની મજબૂતી માટે રેવાતમાને આરંભથી બોજવાળો બનાવે છે, ત્યારે લોભાધીન સાધુઓ ઉપાશ્રય, ગામ અને દેશાદિની મમતામાં પડી તેને સ્વકીય બનાવી રાખવા ઉત્સર્ગ માર્ગને અપવાદ માર્ગ બતાવી ઉન્માર્ગનું પોષણ કરે છે. લોભાવિષ્ટ ગૃહસ્થો પુત્ર–પરિવારાદિ માટે ક્લેશી બને છે, ત્યારે લોભાવિષ્ટ સાધુઓ શિષ્ય, પુસ્તકાદિ માટે ક્લેશ કરે છે. શિષ્યોને માટે આપસમાં લડવું, એક બીજાના શિષ્યોને ખેંચી લેવા પ્રયત્ન કરવા; પુસ્તકો માટે ઠેકાણે ઠેકાણે દ્રવ્ય યાચનાઓ કરવી; ગૃહસ્થોને ત્યાં પૈસા જમા રખાવવા, લહિયાઓ સાથે રાખવા, ભાવો ઠરાવવા, હિસાબો રાખવા, ઇત્યાદિ

ખટપટોમાં પડવા છતાં પોતેજ સાધુ અને અન્ય બધા કુસાધુ –એવી પ્રરૂપણાઓ કરવી, એ બધું લોભવૃત્તિનું પરિણામ નહિં તો શું છે ?

ગૃહસ્થો યશોવાદ–કીર્તિવાદ માટે સ્વપ્રાણથી અધિક એવા દ્રવ્યનો વ્યય કરે છે, તેવીજ રીતે લોભાધીન સાધુઓ પોતાના જ્ઞાનનો ઉપયોગ કેવળ યશોવાદ અને કીર્ત્તિવાદ માટે કરે છે. વળી કેટલાક સાધુ તો આજ યશ–કીર્તિની લાલચે તડકોમાં આતાપના કરે છે. ટાઢને સહન કરે છે; બગ ભગતની માફક ક્રિયાકાંડ કરે છે, ફાટેલાં તૂટેલાં કપડાં–કાંબળીઓ રાખે છે, ધ્યાની બને છે અને વ્યાખ્યાનમાં પોતાનું કલા–કૌશલ્ય બતાવે છે, પરન્તુ લક્ષ્યબિંદુ જૂદુજ હોવાથી ધૂળ ઉપર લીંપણ બરાબર તે બધુ છે. હા, આત્મકલ્યાણની ભાવનાથી તે બધું થતું હોય તો તે લાભ કર્ત્તાજ છે.

લોભ ચક્રવર્તિની આ પ્રમાણેની સર્વત્ર આજ્ઞાનો પ્રચાર જોઇ કોને સખેદાશ્ચર્ય નહિં થાય વારૂ ? જે સાધુઓ કેવળ મોક્ષાભિલાષથી સાધુપણું સ્વીકારે છે, તેઓની લોભના કારણે આવી દશા થઇ જાય છે, તો પછી જેઓ કેવળ ઐહિક સુખ કે માત્ર આડંબરને માટે સાધુત્વ સ્વીકારે તેમની દશાનું તો કહેવું જ શું ?

આ પ્રસંગે એ વિચારવું જરૂરનું છે કે અષ્ટાંગયોગમાંથી જેઓ એક અંગને લઇને તત્ત્વવિવેક કરવા ઇચ્છે, તે ખરેખર ભૂલ કરે છે. **ज्ञानक्रियाभ्यां मोक्षः ।** જ્ઞાન અને ક્રિયા–બન્ને સાધનોથી મુક્તિ થાય છે. જ્ઞાનની સાથે જે ક્રિયા ફલવતી

થાય છે. અને ક્રિયાપૂર્વક જ્ઞાન સફલ છે. બન્નેના સંગમમાંજ સફલતા છે. વિયોગમાં જ્ઞાન અથવા ક્રિયા નિષ્ફલતા પામે છે. વળી જ્ઞાન–ક્રિયા એ પણ પ્રભુ આજ્ઞાની સાથે સંબંધ ધરાવે છે. પ્રભુની આજ્ઞા સિવાયનું જ્ઞાન અજ્ઞાન ગણાય છે. અને ક્રિયા અક્રિયારૂપ નીવડે છે. પ્રભુની આજ્ઞાનું પાલન કરનાર કદિ પણ ભવભ્રમણ કરતો નથી. ઉંચો ચઢી નીચે પડતો નથી. ઉંચા દોર ઉપર નાચનારે યદ્યપિ નિરાધાર નાચે છે; પરન્તુ તેની સાથેજ સાથે પોતાના બે હાથમાં એક વાંસ રાખે છે. આ વાંસ ઉપર પોતાનું ધ્યાન સ્થિર કરે છે. અને એ વાંસના ઉપરજ જોઈતું વજન આપે છે. આવીજ રીતે તમામ કલ્યાણાભિલાષિ પુરૂષોએ સ્વ–સ્વઆચારરૂપ દોર ઉપર નાંચતાં પ્રભુની આજ્ઞારૂપ દંડ હાથમાં રાખવો જોઈએ. તે દંડના અભાવમાં તે જરૂર સ્વાચારથી ભ્રષ્ટ થઇ લોકનિંદાનો ભાજન થવા સાથ દુર્ગતિગામી બને છે. પ્રભુની આજ્ઞારૂપ દંડ હાથમાં લઈ, જે કાર્ય કરવામાં આવે છે, તેજ સફલ, થાય છે. મોક્ષ સાધ્ય સૌનું એકજ છે; પરન્તુ સાધનો અનેક છે અને લોકો ભિન્ન રૂચિવાળા હોય છે. તેથીજ કોઈને તપ પર પ્યાર હોય છે તો કોઈને યોગ પર, એમ જુદી જુદી બાબતો ઉપર લોક અભિરૂચિ રાખે છે, અને તે બધાં મોક્ષરૂપ સાધ્યનાં સાધનો જરૂર છે; પરંતુ તે તમામને ઠીક માની જો સ્વરૂચક પદાર્થ પર ધ્યાન અપાય તો જ. પરંતુ બને છે એમ કે–જ્ઞાનની અભિરૂચિવાળો ક્રિયા કરનારની નિંદા કરે છે અને ક્રિયાકાંડી જ્ઞાનીને નિંદે છે, અને યોગી તપસ્વીને એમ પરસ્પર એક કારણમાં રૂચિ રાખનારા બીજા કાર-

ણોને તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે અને તેથી જ તે ભવસમુદ્રનું કારણ બને છે. માટે પ્રભુની આજ્ઞાપર ધ્યાન રાખી આત્મકલ્યાણભિલાષી જીવોએ વર્તવું જોઇએ. આવીજ રીતે એક બીજા મતમતાન્તરવાળાઓ પણ એક બીજાને નિંદે છે. એનું કારણ પણ લોભજ છે.

જુદા જુદા દર્શનકારો પણ પોતપોતાનો સમુદાય વધારવા બીજાના સિદ્ધાન્તોને નિર્માલ્ય બનાવી અલીક સિદ્ધાન્તોની સિદ્ધિ કરી બતાવે છે. લોક લાગણી પોતા તરફ ખેંચે છે અને એક બીજાને જુઠા ઠરાવવા પ્રયત્નો કરે છે. કોઇ પણ કાર્યની સિદ્ધિ ગમે તે કારણે થઇ હોય પરન્તુ તેની પાછળ અનેક મનુષ્યો યશ ખાટવા દોડે છે. કોઈ કહે છે મેં મંત્ર-તંત્ર-ધ્યાન તપાદિ કર્યું, તેથી કામ થયું, કોઈ કહે છે મેં અમુક ધન વ્યય કરી સત્તાધારીને સમજાવીને કામ કર્યું, કોઈ કહે છે મારી ઓળખાણથી આ કામ થયું, એમ એક કામની પાછળ અનેક માણસો લોભજન્ય ચેષ્ટાઓ કરે છે, પરન્તુ ખરા આત્માર્થી પુરૂષો શાસનનું કાર્ય સમજી સ્તુતિ–નિંદાથી બેદરકાર રહી તે કાર્ય કરે છે.

લોભનુંજ કારણ છે કે મનુષ્યોને નાના પ્રકારની લાગણીઓ પ્રાપ્ત થવા છતાં તેને સુખ મળતું નથી. કયાં સુધી કહેવું ? એકજ સમુદાય અને એકજ પ્રકારનાં શાસ્ત્રોને માનવા છતાં માત્ર ક્રિયા ભેદના લીધે આપસમાં દ્વેષાનલ જગાડે છે. દ્વેષાનલ ખરી રીતે કહીએ તો પૂર્વપુરૂષોના ગુણરૂપ બગીચાને કલંકિત કરે છે, અથવા એ બગીચાને દગ્ધ કરવા સાથ સ્વકીય જ્ઞાન, ધ્યાન, તપ, જપ આદિ તમામ શુભ ક્રિયાઓને ભસ્મસાત

કરે છે. પરિણામ એ આવે છે કે તમામનો ઉદ્દેશ મુક્તિપરત્વે હોવા છતાં તેને ભૂલી સંસાર સમુદ્રમાં ગોથાં મારવાં પડે છે. આવા દાખલા ઘણીવાર આપણી નજરે અનુભવીએ છીએ. માટે ભવભીરૂ જીવોએ તમામ પ્રકારના કલેશો અને ઝઘડાઓથી દૂર રહી સમતાપૂર્વક યથાશક્તિ ઝઘડાઓને સમાવવા કોશીશ કરવી અને આત્મકલ્યાણના કાર્યો ઉપર ધ્યાન આપી મિથ્યાદર્શનરૂપ શલ્યનો ત્યાગ કરવો.

શરીરમાં જેમ શલ્ય રહ્યું હોય તો તે સુધરે નહિં, તેવી રીતે આત્મા ઉપર જ્યાં સુધી મિથ્યાભાવ રહેલ હોય; ત્યાં સુધી આત્મા પોતાનો મૂળ સ્વભાવ જોઇ શકતો નથી. અને તેથી પદાર્થ તત્ત્વનું યથાર્થ ભાન પણ થતું નથી. મિથ્યાદર્શનરૂપ શલ્ય જવાથી તમામ ક્રિયાકાંડ આત્મકલ્યાણમાં ઉપયોગી ગણાય છે. આ મિથ્યા દર્શનરૂપ શલ્યને દૂર કરવા ચાર પ્રકારના ધર્મો દાન, શીલ, તપ, ભાવની આરાધના કરવી. સૂક્ષ્મ, વ્યવહિત અને વિપ્રકૃષ્ટ જે દેવલોકાદિ પદાર્થો તેમાં સંશય ન કરવો. કેટલાક પદાર્થો હેતુગમ્ય છે, તો કેટલાક આગમગમ્ય છે. હેતુગમ્યમાં આગમગમ્યતા ન કરવી અને આગમગમ્યમાં હેતુગમ્યતા ન કરવી. જીવાદિ પડ્ દ્રવ્ય, નવ તત્ત્વ, સાત નય, સપ્તભંગી, ચાર પ્રમાણ, અથવા પ્રત્યક્ષ-પરોક્ષરૂપ બે પ્રમાણ, અને ચાર નિક્ષેપાદિ સામાન્ય પદાર્થો પર બરાબર આસ્તિક્ય રાખવું. પાંચ મહાવ્રત, પાંચસમિતિ, ત્રણ ગુપ્તિ, ચરણ સિત્તરી, કરણ સિત્તરી, ચાર, બાર અથવા પચીસ ભાવનાદિક દઢ વિચાર પૂર્વક પાલન કરવાં. ચોરાશી લાખ જીવયોનિમાં કર્મવશ

જીવને ભ્રમણ કરવું પડે છે. માટે મનોભાવના, વચન વર્ગણા અને શરીર ક્રિયાનો ઉપયોગ રાખી નવા કર્મ ન આવવા દેવાં અને જૂનાં કર્મનો વ્યય કરવો.

ઈત્યાદિ પ્રભુની આજ્ઞા રૂપ શસ્ત્ર હાથમાં હોય તો દુષ્ટ કરાલ મહાભૂત લોભનું જોર ચાલતું નથી. જે લોભથી દૂર રહે છે તે ધીર વીર અને ગંભીર છે. જે લોભને વશ કરે છે તે સંસારમાં સાચો સંયમી, યોગી અને સર્વથા સંસારથી વિયોગી કહેવાય છે. ધ્યાનમાં રાખવું જોઇએ કે—લોભ આશાને ઉત્પન્ન કરે છે. આશા મનુષ્યને દુનિયાનો દાસ બનાવે છે. આશાથી રાગ–દ્વેષ વધે છે. અને રાગ–દ્વેષ એજ સંસારનું મજબૂત મૂલ છે. માટે લોભનો ત્યાગ કરવો એજ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે–દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે—**લોહો સવ્વવિણાસણો** લોભ બધા ગુણોનો નાશ કરે છે માટે:—

હે ભવ્યો ! ધન, માલ, શિષ્ય, પુસ્તક, સ્થાન, યશોવાદ, અને કીર્ત્તિવાદ આદિનો લોભ છોડી અમૃતક્રિયા અથવા મોક્ષ હેતુક ક્રિયા કરો દ્રવ્ય વ્રતોનું પાલન કરો છો, તેની સાથે ભાવવ્રતોનું પાલન કરો. હમેશાં વિચારની શ્રેણિ ઉપર દૃષ્ટિ આપો. પરપરિણતિ રૂપ અજ્ઞાનને છોડી આત્મ સ્વભાવમાં રમણ કરો. મારૂં મારૂં ન કરતાં અને ખંડન મંડન ન કરતાં તત્ત્વ દૃષ્ટિથી વિચાર કરો. હિત બુદ્ધિથી આપસની પ્રવૃત્તિ સુધારવા અમૂલ્ય સલાહ દેવાવાળા થાઓ. દેશ, ક્ષેત્ર, ગામ શહેર કે મનુષ્યોનો રાગ છોડી વીર પ્રભુની વાણીનો સર્વત્ર પ્રકાશ કરો જેથી લોભ ચક્રવર્તિનો પરાજય થવા સાથ વીરશાસનની વિજય પતાકા ફરકે.

( ૯ )

# गुरुका दश गुण.

પરમાત્માએ પ્રકાશિત કરેલ **શાન્તિધર્મ** એ આત્મશુદ્ધિનું અસાધારણ કારણ છે. સાધુઓને માટે તો ક્ષમાનો ગુણ પ્રધાનતયા હોવો જોઇએ. ક્ષમા ગુણ વિનાના બીજા ગુણો તેટલાજ નકામા છે કે જેટલા એકડા વિનાનાં મીંડાં. સાધુ ગમે તેટલો વિદ્વાન્ ક્રિયાપાત્ર કે તપસ્વીજ કેમ ન હોય, જો તેનામાં ક્ષમા નથી, તો તે નકામોજ છે. તેના ગુણો છાર ઉપર લીંપણ સમાન છે. મહાવ્રતોને ધારણ કરવાનું પ્રયોજન પણ બારીકાઇથી તપાસીએ તો ક્ષમા ગુણની વૃધ્ધિ માટેજ જોવાશે. દુનિયામાં કંચન અને કામિની એ બે વસ્તુઓ કલેશનું—દુર્ગતિનું

--અપમાનનું--દુઃખનું--શમતાના નાશનું, વિવેક વિચાર અને ધર્મધ્વંસનું--યાવત્ અનન્ત જન્મ મરણનું કારણ હોવાથી મહાવ્રત ધારિયો તેનો ત્યાગ કરે છે. કંચન કામિનીના ત્યાગી એજ ત્યાગી ગુરૂ પૂજનિક સમજવા જોઇએ. બાકી-નાઓને વેષ વિડંબક સમજવા જોઇએ. જેઓ યથાર્થ વ્રતનું પાલન કરે છે, તેમનાથી ક્રોધ હજારો કોશ દૂર રહે છે, અને ક્રોધ ત્યાંજ હોય છે. કે જ્યાં લોભ હોય છે, અને જ્યાં માન હોય છે ત્યાં માયા હોય છે. અત એવ જે લોભનો ત્યાગી છે, તે જ ક્રોધનો ત્યાગી છે. મહાવ્રતધારી સાધુ-ઓમાં પણ જે ક્રોધ--વૈમનસ્ય જોવાય છે, તે લોભના કારણેજ છે. લોભ એક જાતનો નથી હોતો. કીર્તિનો, પ્રતિષ્ઠાનો, યશોવાદનો, શિષ્યનો, પુસ્તકનો વિગેરે. આ કારણોથીજ ઝગડા ઉદ્‌ભવે છે, એટલા માટે ક્રોધના જય માટે મહાવ્રતો બતાવવામાં આવેલ છે. જ્યાં ક્રોધનો જય નથી, ત્યાં તપ--જપ--જ્ઞાન--ધ્યાન --પરોપકાર વિગેરે પણ નિષ્ફળ થાય છે. ક્રોધનો જય ક્ષમા-થીજ થઇ શકે છે. ક્ષમા એજ ક્રોધ નિવારણનું શસ્ત્ર છે. ક્ષમા સિવાય કરેલું ધર્મધ્યાન સંસાર ક્ષયનું કારણ થતું નથી. એટલા માટેજ પ્રભુ મહાવીરે પોતાના જીવનમાં ક્ષમાનો આદર કરી આત્મકલ્યાણ-કર્મક્ષયમાં તે ગુણની પ્રધાનતા બતાવી છે.

બીજો ગુણ **માર્દવ** છે. **માર્દવ** એટલે સરલતા. માનના ત્યાગથી સરળતા ઉદ્‌ભવે છે. જ્યાં સુધી મનોમંદિરમાં માનની માનતા--પૂજના છે, ત્યાં સુધી ધર્મરાજાની યથાર્થ પધરામણી થઇ શકતી નથી, અને વાસ્તવિક રીતે ધર્મની આજ્ઞા શિરોધાર્ય

થયા સિવાય આત્મશ્રેય થાય નહિ, એ તો દેખીતું જ છે. અત એવ સૌથી પહેલાં માન-મર્કટને મનોમંદિરથી બહાર કાઢવા માટે જ સાધુ થવાય છે. ગૃહસ્થાશ્રમમાં રહેલો મનુષ્ય માનનો ત્યાગ કરી શકતો નથી, માટે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી માનનો ત્યાગ કરી-માનને દૂર કરી **માર્દવ** ગુણની સેવા કરવી ઉચિત છે.

પરંતુ આશ્ચર્યનો વિષય તો એ છે કે વર્તમાનકાલમાં ગૃહસ્થો કરતાં સાધુ વેષધારીઓ બહુધા વધારે માની બની આડંબર પ્રિય થઇ સ્વકર્ત્તવ્ય પરાઙ્મુખ થાય છે, અને થતા જાય છે, તેનું કારણ એજ છે કે-આત્મતત્ત્વનું જ્ઞાન ભૂલાયું છે. અતએવ માનના સામ્રાજ્યમાં ગૂંથાયા છે. શું એ માનનું કારણ નથી કે સૌથી વધારે ત્યાગી ગણાતા આપણા જૈન સાધુઓ-પદવીધરો પણ એક બીજાને મળવામાં અને વિચારોની લેનદેન કરવામાં અત્યન્ત સંકોચાય છે ? પરન્તુ શાસ્ત્રકારો તો એજ કથે છે કે—

" માનના ત્યાગવાથી જેને માર્દવ ગુણની પ્રાપ્તિ થાય છે, તે પુરૂષ દેવગુરૂની સમીપે નમ્રતાને પામે છે-સિદ્ધાન્તરૂપ સમુદ્રનો પારગામી થાય છે. અને તેજ જગતનો પૂજનિક બને છે. "

સાધુ મુનિ વંદનીય-પૂજનીય-માનનીય એટલા માટે છે કે-જગત્ જ્યારે માનમતંગજ ઉપર ચઢેલ છે, ત્યારે મુનિ તેથી નીચે ઉતરેલ છે. બાહુબલી જેવા ઋષિરાજને પણ માન કેવળ જ્ઞાનની પ્રાપ્તિમાં અંતરાયભૂત થયું હતું. માનરહિત

સાધુ સમસ્ત શ્રુત સાગરને અવગાહી શકે છે. માનથી સ્થૂલભદ્ર જેવા મહા પુરુષ પણ સંપૂર્ણ શ્રુતાર્થના અનધિકારી થયા. માટે માનને દૂર કરી જેઓ નિરભિમાની પણે રહે છે, એજ ત્યાગી પુરુષો ગુરૂ ગણાય છે.

ત્રીજો ગુણ **આર્જવ**. આર્જવ એટલે માયારહિતપણું. જ્યાં સુધી માયા રહિતપણું નથી, ત્યાં સુધી તમામ ગુણો નિષ્ફલપ્રાય છે, કહ્યું છે—

> **पूजन्ति देवांस्तु, वपन्ति वित्त,**
> **सम्सु व्रतं चाददते, तपन्ति।**
> **तपस्त्यजन्ति प्रमदादिवर्ग,**
> **मायां न मुञ्चन्ति वृथेति सर्वम॥ १ ॥**

દેવોને પૂજે છે, સાત ક્ષેત્રોમાં દ્રવ્ય વાપરે છે, સત્પુરૂષોની વચમાં વ્રતોને ધારણ કરે છે, તપને તપે છે અને સ્ત્રી આદિ સ્વવર્ગનો ત્યાગ કરે છે. પરન્તુ જ્યાં સુધી માયાને છોડતા નથી, ત્યાં સુધી બધું નકામું જ છે.

માયા મહારાક્ષસીને પરાધીન થયેલ પુરૂષ ગમે તેવી ભક્તિ કરે, ગમે તેવો ત્યાગ—વૈરાગ્ય ધારણ કરે, ગમે તેવો ઉપદેશ આપે, અને શાસ્ત્રો ભણે—ભણાવે કે સાંભળે, યોગાનુષ્ઠાન કરે કે કરાવે, ગમે તેવો યોગી—ધ્યાની બને, અને આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, ગણિ, ગણાવચ્છેદક કે પંન્યાસાદિ પદથી વિભૂષિત થાય, પરન્તુ તે સંસાર સમુદ્રનો પાર પામી શકે નહિં. ઘણા આડંબરની જરૂર નથી; ઘણી વિદ્વત્તાની જરૂર નથી. આત્મ—કલ્યાણમાં જરૂર છે નિષ્કપટભાવની, જરૂર છે

નિર્માયીપણાની, જરૂર છે સહૃદયતાની. નિષ્કપટભાવથી કરેલ થોડો પણ ધર્મ સંસાર સમુદ્રથી પાર પમાડે છે. નિર્માયી સાધુની સ્થિતિ સર્વથા–સર્વદા–સર્વસમય એકાકાર હોય છે. एगओ वा परिसागओ वा सुत्ते वा जागरमाणे वा। એકલો હોય કે સભામાં હોય, સૂતો હોય કે જાગતો હોય, દિવસ હોય કે રાત હોય, જંગલ હોય કે શહેર હોય–ગમે ત્યાં પણ તેની વૃત્તિ ન્યૂનાધિકતાવાળી નથી હોતી. આવો ગુણ ધારણ કરનારજ ગુરૂ કહી શકાય–ગણી શકાય.

હવે ચોથો ગુણ છે **મુક્તિ**. મુક્તિ એટલે મોક્ષ નહિં, પરંતુ મુક્તિ એટલે **મમત્વભાવ ન રાખવો** તે. ઠીક જ છે સાધુ થઈ મમત્વભાવ રાખે તો એ મ્હોટો ઠગારોજ કહેવાય. અથવા ઉપાધિવાળો કે દુનિયાનો દાસ ગણાય. સાધુ થનાર પહેલાંજ પ્રતિજ્ઞા કરે છે કે–મારે સર્વથા પરિગ્રહનો ત્યાગ છે. છતાં તે પરિગ્રહ ધારણ કરે તો તે પ્રભુનો ચોર, ધર્મનો ધ્વંસક, આત્મગુણનો ઘાતક, અને શુદ્ધ શાસનનો કલંકી છે. દરેક દર્શનકારો સાધુઓને માટે નિઃસ્પૃહી વિશેષણ આપે છે. જ્યાં સ્પૃહા છે, મમત્વ છે, મૂર્ચ્છા છે, ત્યાં પરિગ્રહ છે. ઉમાસ્વાતી મહારાજ કહે છે **मूर्च्छा परिग्रहः** મૂર્ચ્છા એ જ પરિગ્રહ છે. મુક્તિની પ્રશંસા કરતાં પણ શાસ્ત્રકારો કહે છેઃ—

धर्मस्तु दुर्लभतरो दिवि मुक्तिनामा
सर्वेषु वस्तुषु निरीहतया मुनीनाम्।
सम्पद्यते ननु मनो वचसां समाधि–
र्जन्मजातिमरणान्तक एव सेव्यः ॥ १ ॥

સ્વર્ગમાં મુક્તિ નામનો ધર્મ દુર્લભ છે. સર્વ વસ્તુમાં અનભિલાષા વડે મુનિઓને મુક્તિ ધર્મની પ્રાપ્તિ થાય છે. મન, વચન અને કાયાને તે સમાધિ કરનાર છે. જન્મ, જરા અને મરણનો તે અંતક છે, અતએવ મુક્તિધર્મ દરેકે સેવવા લાયક છે.

નિસ્પૃહતા તમામ દર્શનકારોએ માન્ય રાખેલ છે. નિઃસ્પૃહતા ગુણને ધારણ કરનાર દુનિયામાં પૂજાય છે. નિસ્પૃહ મનુષ્યને જગત્ તૃણસમાન છે. निस्पृहस्य तृणं जगत् । નિઃસ્પૃહ માણસમાં જાતિભેદ, ધર્મભેદ, વ્યક્તિભેદ કે દેશભેદ જોવાતો નથી. અર્થાત્ આખું જગત્ તેને શિર ઝુકાવે છે. તેનાં વચનોનો આદર કરે છે. જગતના ઐહિક લાભ ઉપરાન્ત નિઃસ્પૃહી મનુષ્ય જન્મ, જરા મૃત્યુના ભયથી પણ તે દૂર રહી આત્મસિદ્ધિને પ્રાપ્ત કરે છે. દેવતાઓ પણ નિઃસ્પૃહી પુરૂષના ભક્ત બને છે. જ્યાં નિઃસ્પૃહતા નથી, ત્યાં આશાનો પાસ વીંટાયેલ છે, ત્યાં જગતનું દાસપણું છે. એટલાજ માટે કહેવામાં આવ્યું છે કે—

आशाया ये दासास्ते दासाः सर्वलोकस्य ।
आशा दासी येषां तेषां दासायते लोकः ॥ १ ॥

અતએવ આશાના દાસ ન બનતાં આશાને પોતાની દાસી બનાવે, તેજ સાચા ગુરૂ છે.

હવે પાંચમો તપનો ગુણ છે. સંસાર છોડી સાધુ થનારનો ઉદ્દેશ કર્મક્ષયનો હોવો જોઇએ અને કર્મક્ષય કરવામાં

તપ અસાધારણ કારણ છે. માટે સાધુઓએ યથાશક્તિ બાર પ્રકારના તપ પેકી ગમે તે તપનો આદર કરવોજ જોઇએ. કેટલાક ભાગ્યશાળી પુરૂષો તો બાહ્ય અને આભ્યન્તર બન્ને પ્રકારના તપનો આદર કરે છે. તપસ્યાથી નાના પ્રકારની લબ્ધિયો પ્રાપ્ત થાય છે. વિજયલક્ષ્મી સૂરિ કહે છે—

" કર્મ તપાવે ચીકણાં ભાવમંગલ તપ જાણ,
પચાસ લબ્ધિ ઉપજે જયજય તપ ગુણખાણ "

તપનો પ્રભાવ જગતમાં અદ્દભુત છે. કહ્યું છે—

शुष्कं वनं पल्लवितं, तु शत्रुः
सुहृत्, कृशानुः सलिलं, भुजंगः ।
स्रगर्णवा निर्जलभूमिदेश—
स्तपःप्रभावाद्य भवेज्जगत्याम् ॥

જગતમાં તપના પ્રભાવથી શુષ્કવન નવપલ્લવિત થાય છે. શત્રુ મિત્ર થાય છે, અગ્નિ જલ થાય છે. સર્પ પુષ્પની માળા થાય છે, અને સમુદ્રસ્થલ મેદાન બને છે.



× શ્રી ગુરૂદેવના હાથે આ લેખ અહિં સુધીજ લખાયેલો છે.

( ૧૦ )

## वीरोपदेशनी वानगी.

ભગવાન્ મહાવીરની વાણીનું પાન કરનાર કોઈ પણ ભવ્યાત્મા, તે વાણીમાં–ઉપદેશમાં રહેલી નિષ્પક્ષપાતતા અને ઉદારતા ઉપર મુગ્ધ થયા વિના નજ રહે. મહાવીરનો ઉપદેશ એ કેવળ ભવ્ય જીવોના કલ્યાણને માટે પ્રકાશાએલો ઉપદેશ છે. નહિ કે પોતાના વાડામાં લોકોને લઇ જવા માટે, નહિં કે જગત્માં પોતાની કીર્ત્તિ અને યશ વધારવા માટે. ભગવાન્ મહાવીરને તેની લાલચ ન્હોતી. અરે, તેની ઇચ્છાયે ન્હોતી. એવી ઇચ્છાઓ અપૂર્ણ પુરૂષને થાય છે. અથવા એમ કહેવું જોઇએ કે એવી ઇચ્છા થવી, એજ અપૂર્ણતાનું લક્ષણ

છે. ભગવાન મહાવીર સંપૂર્ણ હતા. સંપૂર્ણ થયા પછીજ તેમણે જગતને સન્માર્ગ બતાવ્યો છે. આ લેખમાં તેજ પ્રભુ મહાવીરના ઉપદેશની કંઇક વાનગી ઉપસ્થિત કરવા ધારી છે. આશા છે વાચક, તેનો લાભ જરૂર ઉઠાવશે.

સૂત્રકૃતાંગમાં કહેવામાં આવ્યું છેઃ—

आदाय बंभचेरं च आसुपन्ने इमं वइं ।
अस्सिं धम्मे अणायारं नायरेज्ज कयाइवि ॥१॥

બ્રહ્મચર્યને અંગીકાર કરી બુદ્ધિમાન્ મનુષ્ય આગળ કહેવાશે તેવી વાણી ન બોલે. આ ધર્મમાં કદાપિ અનાચારનું સેવન નજ કરે.

'બ્રહ્મચર્ય' નો અર્થ એક અપેક્ષાએ '**જૈનેન્દ્રશાસન**' પણ કરવામાં આવ્યો છે. જૈનશાસનમાં વાસ્તવિક તપ, જપ, જ્ઞાન, ધ્યાન, વિનય, વિવેક, સત્ય, સંતોષ અને પરોપકારાદિ અનેક ગુણ રત્નો ભર્યાં છે, માટે 'बंभचेर' શબ્દથી 'જૈનશાસનનો' પણ બોધ થાય છે. ટીકાકાર ભગવાન 'सत्यतपोभूतेन्द्रियनिरोधलक्षणं तच्चर्यते अनुष्ठीयते यस्मिन् तन्मौनीन्द्रं प्रवचनं ब्रह्मचर्यमित्युच्यते ।' આવી વ્યુત્પત્તિ કરવાથી 'પ્રવચન' અર્થ બ્રહ્મચર્યનો થાય છે.

જૈનશાસનનો સ્વીકાર કરી બુદ્ધિમાન્ પુરૂષ એકાન્તવાદને છોડી અનેકાન્તવાદપૂર્વક વચન વર્ગણા બોલે છે. પરન્તુ આગળ કહેલ એકાન્તવાદરૂપ અનાચારનો આદર કરતા નથી. વીરપ્રભુના શાસનમાં 'જગત્ એકાન્ત નિત્ય છે.' તેમ નથી, તેમ 'એ-

કાન્ત અનિત્ય છે.' તેમ પણ નથી. જગત્ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય છે, જ્યારે પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્ય છે. વીર પ્રભુના શાસનમાં એકાન્તરૂપ અનાચાર નથી; એકાન્તરૂપ અનાચારથી વસ્તુ, મત કે દર્શન દૂષિત બને છે. જૈનેંદ્ર શાસન તો મુક્તિમાર્ગનું કારણ છે, અને મુક્તિમાર્ગ એ સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, અને સમ્યક્ ચારિત્રરૂપ છે.

**સમ્યક દર્શન**—એટલે પદાર્થોનું યથાર્થ અવલોકન અને શ્રદ્ધાન. અર્થાત્ જીવ–અજીવ–પુણ્ય–પાપ–આસ્રવ–સંવર–નિર્જરા–બંધ અને મોક્ષ–એ તત્ત્વોની શ્રદ્ધા કરવી અથવા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, અને કાળ–એ ષટ્ દ્રવ્યનું યથાર્થ જોવું. નિત્યાનિત્યપણે સામાન્ય વિશેષરૂપ અનાદિ અનંત સંસાર ચક્રમાં રહેલ પદાર્થો વીતરાગદેવે જે પ્રમાણે અરૂપ્યા છે, તેજ પ્રમાણે શ્રદ્ધાન્–રૂચી એનું નામ **સમ્યક દર્શન** છે.

**સમ્યક્ જ્ઞાન**—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યાય જ્ઞાન અને કેવળજ્ઞાન એ પાંચ પ્રકારનું જ્ઞાન છે.

**સમ્યક્ ચારિત્ર**—ચારિત્ર પાંચ પ્રકારનું છે. સામાયિક, છેદોપસ્થાનીય, સૂક્ષ્મ સંપરાય, પરિહાર વિશુદ્ધિ અને યથાખ્યાત.

પૂર્વોક્ત જ્ઞાન–દર્શન–ચારિત્ર વિસ્તારથી થાય કે સંક્ષેપથી, પરન્તુ બન્ને પ્રકાર મુક્તિના માર્ગરૂપ છે. અતએવ મૌનીંદ્રશાસનમાં રહેલ જીવોએ આ પ્રમાણે શ્રદ્ધા રાખવી જોઇએઃ—

अणाईय परिन्नाय अणवदग्गेति वा पुणो ।
सासयमसासए वा इति दिठ्ठिं न धारए ॥१॥

આ જગતને અનાદિ અપર્યવસાન જાણી ' લોક શાશ્વતો છે ' અથવા ' લોક અશાશ્વતો છે ' એવી એકાન્ત દૃષ્ટિ રાખવી નહિં.

સાંખ્યના મત પ્રમાણે લોક શાશ્વતો છે, કારણ કે-તે દર્શનમાં अप्रच्युतानुत्पन्नस्थिरैकस्वभावं सर्वं नित्यम् આમ. નિત્યનું લક્ષણ કરવામાં આવ્યું છે.

અર્થાત્ વસ્તુ નાશ થતી નથી, ઉત્પન્ન થતી નથી. અને હમેશાં સ્થિર એક સ્વભાવવાળી રહે છે. ફક્ત આવિર્ભાવ અને તિરોભાવ થાય છે. આ સાંખ્યનો સિદ્ધાન્ત છે. જ્યારે બૌદ્ધો वर्त्तमाननारकाः समुच्छेत्स्यन्तीत्येतच्च सूत्रम्-વર્તમાન નારકીઓ તમામ નાશ પામશે, એટલે यत् सत् तत् सर्वं क्षणिकम् જે જે પદાર્થો છે તે સર્વ ક્ષણિક છે. આ સિદ્ધાન્ત પ્રમાણે તમામ પદાર્થો એકાન્ત અનિત્ય બતાવે છે. પરન્તુ આર્હત્ દર્શનમાં બન્ને બાબતો ( નિત્ય-અનિત્ય ) સાપેક્ષ રીતિએ સિદ્ધ કરવામાં આવેલ છે. એકાન્ત અનિત્ય માનવાથી કે એકાન્ત નિત્ય માનવાથી વ્યવહાર ચાલી શકતો નથી-ચાલી શકે તેમ પણ નથી ઉલટો અનાચાર થાય છે. જૂઓ.

एएहिं दोहिं ठाणेहिं ववहारो न विज्जइ ।
एएहिं दोहिं ठाणेहिं अणायारं तु जाणए ॥१॥

અર્થાત્ એકાન્ત નિત્ય અને એકાન્ત અનિત્ય એ બે સ્થાને વ્યવહાર ન રહે અને એકાન્ત નિત્ય અને એકાન્ત અનિત્ય એ બે સ્થાને અનાચાર જાણવો.

એકાન્ત નિત્ય માનનારાઓના મતમાં કોઈપણ વસ્તુ નાશ થતી નથી, ઉત્પન્ન થતી નથી અને હમેશાં સ્થિર-એક સ્વભાવવાળી રહે છે. એ સિદ્ધાંત પ્રમાણે વસ્તુ નવી-જૂની ન થવી જોઈએ. એટલે વ્યવહારમાં પ્રત્યક્ષ રીતે વસ્તુનો નાશ, અને વસ્તુની ઉત્પત્તિ અનુભવાય છે, તે રૂપના વ્યવહારનો નાશ થશે. અથવા પારલૌકિક કાર્ય પણ થશે નહિ. કેમકે–એકાન્ત નિત્ય પક્ષમાં બંધ કે મોક્ષ તો થનાર નથી. કારણ કે–હમેશાં સ્થિર –એક સ્વભાવવાળી વસ્તુમાં ફેરફારનું કંઇ કામ નથી–એટલે દીક્ષા–વ્રત-નિયમાદિ વ્યર્થ થશે.

હવે એકાન્ત અનિત્ય માનનારના પક્ષમાં ધન–ધાન્યાદિનો સંગ્રહ કરવો એ મૂર્ખતા સાથ પરિશ્રમ પણ વ્યર્થજ ગણાશે; કારણ કે ગ્રહણ કરનાર અનિત્ય હોવાથી તેના કામનું તો તે છે નહિં. વળી તેમ માનવામાં કૃતનો નાશ અને અકૃતનો આગમ થશે. અત એવ સર્વ–વ્યવહાર એક જાલરૂપ થવાનો. માટે એકાન્ત નિત્ય કે એકાન્ત અનિત્ય કહેનારના હાથમાં વ્યવહારરૂપ લગામ રહેવાની નથી. અને ડગલે ને પગલે વ્યવહારની તો જરૂર રહેલીજ છે. એટલે એ પ્રમાણે એકાન્ત નિત્ય કે એકાન્ત અનિત્ય–આ બન્ને સ્થાનથી વ્યવહાર કરનારના શિરપર અનાચારનો આરોપ આવવાનો. કારણ કે આચારને છોડી

ઉન્માર્ગે ચાલનાર અનાચારીજ ગણાય. માટે હે ભવ્યો ! સ્યાદ્વાદ ભૂપતિની સીધી સડક છોડી ચાલવું નહિં. સ્યાદ્વાદી ક્યાંય પણ સ્ખલના પામતો નથી. કથંચિત્ નિત્યાનિત્ય માનનાર વસ્તુનું સ્વરૂપ સમજી શકે છે. સામાન્ય અંશની અપેક્ષાએ વસ્તુ નિત્ય છે. વિશેષાંશની મર્યાદા લઈએ તો અનિત્ય છે. જુઓ જૈનતત્ત્વવેત્તાઓનું ઉદાર વાક્ય—

घटमौलिसुवर्णार्थी नाशोत्पादस्थितिष्वयम् ।
शोक-प्रमोद-माध्यस्थ्यं जनो याति सहेतुकम् ॥१॥

સુવર્ણમાં નાશ, ઉત્પાદ અને મૂલ સ્થિતિ સ્પષ્ટ અનુભવાય છે. સુવર્ણના ઘટનો નાશ થાય, ત્યારે મુકુટ ઉત્પન્ન થાય છે. મુકુટનો નાશ થાય, ત્યારે ઘટ ઉત્પન્ન થાય. એક ઘટનો અર્થી છે; બીજો મુકુટનો, ત્રીજો સુવર્ણનો. ઘટના નાશ વિના મુકુટ બને નહિ, માટે ઘટાર્થીને મુકુટના ઉત્પાદ સમયે શોક થાય છે; મુકુટાર્થીને પ્રમોદ થાય છે અને સુવર્ણાર્થી બન્ને દશામાં મધ્યસ્થ રહે છે, કારણ કે સુવર્ણ બન્નેમાં છે.

અતએવ એકાન્ત નિત્ય માનવામાં અથવા એકાન્ત અનિત્ય માનવામાં વ્યવહાર રહેતો નથી. ઉપર્યુક્ત બન્ને સ્થાનમાં એકાન્ત નિત્ય માનવામાં અને એકાન્ત અનિત્ય માનવામાં અનાચાર જાણવો. અર્થાત્ તેમ માનવામાં વસ્તુસ્થિતિનું જ્ઞાન થતું નથી. આજ વાતની પુષ્ટિમાં સૂત્રકાર કહે છે—

समुच्छिहिंति सत्थारो सव्वे पाणा अणेलिसा ।
गंठिगा वा भविस्संति सासयंति व णो वए ॥२॥

સર્વ હિતશિક્ષા આપનારનો મોક્ષ થશે, એવું બુદ્ધિમાન મનુષ્ય એકાન્તથી બોલે નહિં. બધા જીવો વિલક્ષણ છે, સર્વ પ્રકારે કોઇ જીવ સદૃશ છે જ નહિ, એમ પણ એકાન્તે ન બોલે. બધા જીવો ગ્રંથીભેદને નહિં કરે, કર્મની ગાંઠવાળા જ રહેશે, અથવા સર્વ જીવોની મુક્તિ થશેજ, એવું એકાન્તે ન બોલે. તીર્થંકરો શાશ્વતા છે, એમ પણ એકાન્તે ન બોલે; કારણ કે એકાન્ત નિત્ય કે એકાન્ત અનિત્યમાં વ્યવહાર ચાલી શકતો નથી, છતાં જો કોઈ ચલાવવા પ્રયત્ન કરે, તો તે ડગલે ને પગલે સ્ખલિત જ થાય. એટલા માટે જ તેને અનાચાર કહેવામાં આવેલ છે.

ભલે કીડીની હારની માફક જીવો મુક્તિમાં જાય, છતાં જગત તો ભવ્ય જીવોથી રહિત કદાપિ થનારજ નથી, જેમકે– અનાગતકાલ ગમે તેટલો વ્યતીત થઇ જાય, પરંતુ તે ઘટતો નથી–ઓછો થતો નથી, થનાર નથી; તેવી રીતે નિરંતર જીવો મોક્ષમાં જવા છતાં પણ સંસારમાં ઘટનાર નથી. કારણ કે–સૂક્ષ્મ–વ્યવહાર રાશિ એટલી બધી છે કે–વ્યવહારરાશિમાંથી એક પણ ઓછો થવા પામે નહિ. જે વખત જેટલા જીવો મુક્તિમાં જાય છે, તે સમયે તેટલા જીવો અવ્યવહાર રાશિથી વ્યવહાર રાશિમાં આવે છે, આવો સૈદ્ધાન્તિક અનાદિકાલનો નિયમ છે.

વળી કેટલાક ભવ્યો પણ સામગ્રીના અભાવે નિર્વાણ પામતાં નથી. દૃષ્ટાન્ત તરીકે કેટલીક ધાતુ અને પાષાણ પ્રતિમા બનાવવાને યોગ્ય હોવા છતાં સામગ્રી નહિં મળવાથી તેની પ્રતિમા બનતી નથી.

એકાન્ત નિત્ય માનનાર કે એકાન્ત અનિત્ય માનનાર સંસાર ચક્રમાં રહેલ પદાર્થોનું સ્વરૂપ સમજી શકતો નથી. આ વાત આગળ ઉપર સ્પષ્ટરૂપે સમજાશે.

કેટલાક લોકો અજ્ઞાનતાના કારણે વનસ્પતિ, કીડી, જૂ, ચાંચડ, માંકડ અને પંચેન્દ્રિય જીવોની હિંસામાં એક સરખું **પાપ** સમજે છે. પરન્તુ તેઓ બારિક દૃષ્ટિથી વિચાર કરે તો તેમને સ્વયં પોતાની ભૂલ સમજાશે. કારણ કે એકેન્દ્રિય, બેઇન્દ્રિય તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય, અને પંચેન્દ્રિયપણું પ્રાપ્ત થવું, એ ઉત્તરોત્તર પુણ્યની પ્રબલતા સિવાય બની શકે નહિં. અને જેમ જેમ પુણ્યની પ્રબળતા તેમ તેમ તેની હિંસામાં પાપ વધારે હોય, એ દેખીતું જ છે. કહ્યું પણ છે—

> सत्तविराहणपावं असखगुणीयस्स पगभूयस्स ।
> भूयस्साणंतगुणं पावं पगस्स पाणस्स ॥ १ ॥
> बेइंदिय तेइंदिय चउरिंदिय तहेव चेव पंचिंदिय ।
> लक्खसहस्सा तह सयगुणंतपावं मुणेयव्वं ॥ २ ॥

અર્થાત્–પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુના જીવો કરતાં વનસ્પતિના એક જીવની વિરાધનામાં અસંખ્ય ગુણું પાપ છે. વનસ્પતિના જીવો કરતાં અનન્તગુણું બેઇંદ્રિની વિરાધનામાં છે. લાખ બેઇંદ્રયની બરાબર એક ત્રીન્દ્રિયની વિરાધનામાં છે, હજાર ત્રીન્દ્રિયની બરાબર એક ચતુરિન્દ્રિયની વિરાધનામાં છે. સો ચતુરિન્દ્રિયની બરાબર એક નાનામા નાના પંચેન્દ્રિયની વિરાધનામાં છે.

પંચેન્દ્રિય જીવોના મુખ્ય ચાર ભેદ છે–તિર્યંચ, મનુષ્ય, દેવ અને નારકી. દેવ અને નારકીને મારવાની-વિરાધના કરવાની મનુષ્યની શક્તિ નથી. તેઓ કોઇના માર્યા મરતા નથી, માટે તિર્યંચ અને મનુષ્યોનો જ વિચાર કરવાનો રહે છે.

તિર્યંચોમાં અનેક જીવો છે. જેમાં એક એકથી પુણ્યમાં ચઢિયાતા છે. જેમ ઉંદર, સર્પ, નોળીયા; બીલાડો, કૂતરો, ચિત્તો, બકરો, હરિણ, રોજ, ગધેડો, ગાય, ભેંસ, અને હાથી. એ બધાં પુણ્યમાં ન્યૂનાધિક હોવાથી પાપમાં પણ ઓછા-વત્તાપણું જરૂર છે. તેવીજ રીતે મનુષ્યોમાં પણ રોગી, શોગી, સંતાપી, ભોગી, સુખી, બ્રહ્મચારી, વ્રતી, સાધુ, સંન્યાસી, તપસ્વી, જોગી, જ્ઞાની, ધ્યાની વિગેરે હોય છે. તેમાં જેમ જેમ પુણ્યાંશથી જીવ ચઢીયાતો હોય, તેમ તેમ તેને મારવામાં અધિક પાપ લાગે છે. કેટલાક તો સર્વથા અવધ્ય જ બતાવેલ છે. માટે જેમ જે જીવ વધારે પુણ્યશાળી હોય, તેમ તે જીવની હિંસામાં–કષ્ટ દેવામાં વધારે પાપ લાગે છે. માટે તમામ જીવોની હિંસામાં સમાન પાપ છે, એવું તો ક્યારે પણ ધારવું નહિ. હિંસા પણ તેને જ કહેવામાં આવે છે કે **प्रमादात् प्राणव्यपरोपणं हिंसा** પ્રમાદથી એટલે કે–કેફી ચીજનું પાન કરવું, પંચેન્દ્રિયના વિષયનું સેવન કરવું, ક્રોધાદિ કષાયો કરવા, નિદ્રા લેવી અને રાજકથા આદિ વર્જનીય કથાઓ કરવી— એનાથી કોઈ પણ પ્રાણીના પ્રાણ હરણ કરવા એનું નામ હિંસા છે. કહ્યું છે—

पञ्चेन्द्रियाणि त्रिविधं बलं च
उच्छ्वासनिःश्वासमथान्यदायुः ।
प्राणा दशैते भगवद्भिरुक्ता-
स्तेषां वियोजीकरणं तु हिंसा ॥ १ ॥

પાંચ ઇંદ્રિય; મનોબળ, વચનબળ, કાયબળ; શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણ પરમાત્માએ કહ્યા છે. તેનો વિયોગ કરવો, તેને મરણ અથવા હિંસા કહેવામાં આવે છે.

દરેક જીવને દશ પ્રાણ હોતા નથી. સંજ્ઞી પંચેન્દ્રિય જીવોને દશ પ્રાણ હોય છે; ગર્ભજ પંચેન્દ્રિયના ઘણા ભેદો છે. પરંતુ ટૂંકામાં કહીએ તો કાનવાળા જીવોને સ્તન હોય છે. કાનને ઠેકાણે જેને મીંડાંના જેવો આકાર હોય છે, તેને ઇંડાં થાય છે. **મીંડું એને ઇંડું અને કાન એને થાન ( સ્તન )** એવી એક સામાન્ય ઉક્તિ છે, તે બરાબર છે. તે તમામ જીવોને પાંચ ઇંદ્રિય (સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય ), ત્રણ બળ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય—એ દશ પ્રાણ હોય છે.

એકેન્દ્રિય જીવોને ચાર પ્રાણ હોય છે: સ્પર્શનેન્દ્રિય, શરીરબળ, શ્વાસોચ્છવાસ અને આયુષ્ય. બે ઇંદ્રિયને છ પ્રાણ:— સ્પર્શનેન્દ્રિય, જિહ્વેન્દ્રિય, વચનબળ, શરીરબળ, શ્વાસોચ્છવાસ, અને આયુષ્ય. તે ઇંદ્રિયજીવોને સાત પ્રાણ, અને તે ઉપરના છમાં ઘ્રાણેન્દ્રિય વધારે. ચતુરિન્દ્રિય જીવોને આઠ, તે સાત

ઉપરના અને આઠમો ચક્ષુરિન્દ્રિય વધારે. હવે અસંજ્ઞી પંચેન્દ્રિય જેવાં કે દેડકાં વિગેરેને નવ પ્રાણ હોય છે. તેને મનોબલ નથી.

એ પ્રાણોનો વિયોગ, તેનું નામ મરણ છે. કારણ કે આત્મા સર્વથી તો નાશ પામતો નથી. ફક્ત પર્યાયાન્તર કરે છે. તેજ કારણથી તત્ત્વવેત્તાઓએ આત્મામાં કથંચિત્ અનિત્યત્વ પણ સ્વીકાર્યું છે. અન્યથા આત્મા બળતો નથી, ડૂબતો નથી, ઓછો થતો નથી. ચિરાતો નથી, મરતો નથી.

પ્રસંગોપાત્ત આટલું કહી હવે **અનેકાન્તવાદ** તરફ આવીએ.

શાસ્ત્રકારો અનેકાન્તવાદનું સ્વરૂપ સમજાવતાં અને એકાન્તવાદમાં વ્યવહાર નથી, એમ પ્રરૂપણ કરતાં કહે છે.

**अहाकम्माणि भुंजंति अण्णमण्णे सकम्मुणा ।**
**उवलित्तेति जाणिज्जा अणुवलित्तेति वा पुणो ॥**

અર્થાત્—સાધુ માટે થયેલ આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર તમામ ચીજને આધાકર્મી દોષયુક્ત કહેવાય છે. આધાકર્મી આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર વિગેરે લેતાં "સાધુ દૂષિત થતા નથીજ" અથવા "દૂષિત થાયજ" એમ કહેવાથી વ્યવહાર નષ્ટ થાય, તેવી ભાષાથી અનાચાર જાણવો.

આધાકર્મી આહાર-પાણી-વસ્ત્ર-પાત્ર વિગેરે સાધુ લેતા નથી. ૪૨ દોષરહિત આહારનો સાધુ ખપ કરે. પરન્તુ શ્રુતજ્ઞાનની પ્રાપ્તિને માટે આધાકર્મી આહાર દોષ લગાડનાર નથી.

કોઇ કારણુસર પૌરુષધ્ની ભિક્ષા પણ સર્વસંપત્કરી થાય છે. જુઓ ભગવતી સૂત્રના આઠમા શતકના છઠા ઉદ્દેશામાં પાને ૬૧૧ માં આ પ્રમાણે પાઠ છે—

समणोवासगस्स णं भंते ! तहारूवं समणं वा माहणं वा अफासुएणं अणेसणिज्जेणं असण-पाण-खाइमसाइमेणं पडिलाभेमाणस्स किं कज्जइ ? गोयमा ! बहुतरिया से निज्जरा कज्जइ । अप्पतराए से पावकम्मे किज्जइ ।

હે સ્વામિન્ ! તથાપ્રકારના શુદ્ધ આચાર-વિચારવાળા, સાધુ મહારાજને અશુદ્ધ અને અનેષણીય આહાર-પાણી-ખાદિમ-સ્વાદિમ પ્રતિલાભે અર્થાત્ દે, તો તે શ્રાવકને શું થાય ? ગૌતમ ! ઘણી નિર્જરા ઉત્પન્ન કરે અને અલ્પતર પાપકર્મ બાંધે.

મૂળ રીતિ તો એ છે કે સાધુમહારાજને અન્ન-પાન-વસ્ત્ર-પાત્ર વિગેરે સંયમની રક્ષા કરાવનાર ઉપકરણો શ્રાવકોએ નિર્દોષજ આપવાં. પરન્તુ ગ્લાનાવસ્થામાં, તેમજ શ્રુતજ્ઞાનની વૃદ્ધિના કારણ સમયે લેનાર સાધુ અને દેનાર શ્રાવક બન્ને લાભ મેળવી શકે.

રાગદૃષ્ટિથી દેનાર અને લેનાર દોષના ભાગી છે. मुहा दाई मुहाजीवी दोवि गच्छइ सुगइं । દોકટ દેનાર અને દોકટ લેનાર બન્ને સુગતિ જાય છે.

અર્થાત્ લેનાર અને દેનાર આત્મકલ્યાણ સિવાય અન્ય કારણથી લેતા દેતા નથી. સાધુને એકાન્ત શુદ્ધ તે શુદ્ધ નથી ને એકાન્ત અશુદ્ધ તે અશુદ્ધ નથી. શુદ્ધાહાર પણ કારણ સિવાય

લેવા લાયક નથી. અશુદ્ધાહાર પણ સબળ કારણે લેવા લાયક છે. તે સંબંધી કહ્યું છે—

किञ्चिच्छुद्धं कल्प्यमकल्प्यं वा स्यादकल्प्यमपि कल्प्यम् ।
पिंडः शय्या वस्त्रं पात्रं वा भेषजाद्यं वा ।

કોઇ શુદ્ધ આહાર ઉપાશ્રય, વસ્ત્ર, પાત્ર અને ઔષધાદિ કલ્પનીય તે અકલ્પનીય થાય છે, અને અકલ્પનીય તે કલ્પનીય થાય છે. અન્ય પણ કહે છે:—

उत्पद्येत हि सावस्था देशकालामयान्प्रति ।
यस्यामकार्यं कार्यं स्यात्कर्म कार्यं च वर्जयेत् ॥ १ ॥

દેશ, કાલ અને રોગના કારણે જે અવસ્થા ઉત્પન્ન થાય, તે અવસ્થામાં અકાર્ય કાર્ય થાય છે. અને કર્મકાર્યને પણ છોડવું પડે છે.

અર્થાત્ તમામ કાર્યોમાં અનેકાન્તવાદ રહેલ છે. માટે એકાન્ત પાપબંધ કે અપાપબંધ ગણનારના સિદ્ધાન્તમાં વ્યવહાર રહેતો નથી. તેમ અનાચાર ગણાય છે. જૂઓ—

जमिदं ओरालमाहारं कम्मगं च तहेव य ।
सव्वत्थ वीरियं अत्थि नत्थि सव्वत्थ वीरियं पवहिं॥१॥

મનુષ્ય અને તિર્યંચનું શરીર તે ઔદારિક ઉદાર–પ્રધાન પુદ્ગલોથી બનેલ છે. અથવા આ શરીર મુક્તિનું સાધન હોવાથી તે પ્રધાન ગણાય છે. દેવતા અને નારકીનું સ્વાભાવિક શરીર તે વૈક્રિય શરીર કહેવાય છે. આ શરીર વૈક્રિય લબ્ધિથી મનુષ્ય અને તિર્યંચને પણ મળે છે. પરન્તુ તે ગુણપ્રત્યય કહેવાય છે. ત્રીજું આહારક તે ચૌદ પૂર્વના જ્ઞાનવાનોને હોય

છે. કર્મના સમૂહથી બંધાએલા શરીરને કાર્મણ શરીર કહેવામાં આવે છે, અને તૈજસ્ શરીરનું કામ અહાર પચાવવા વિગેરેનું છે.

આ પાંચે શરીરોને એકાન્તવાદે એકાકાર કહેવાં, કિંવા એકાન્તે ભિન્ન કહેવાં, એ ન પાલવી શકે. તેમ કહેવાથી વ્યવહાર રહે નહિ. તથા સર્વની શકિત સર્વત્ર છે અથવા સર્વની શકિત સર્વત્ર નથી, એમ પણ એકાન્તે કહેવામાં ઘણાં દૂષણો આવે છે.

હવે સર્વ શૂન્યવાદીના મતનું નિરાકરણ કરતાં કહ્યું છે કે—

नत्थि लोए अलोए वा नेवं सन्नं निवेसए ।
अत्थि लोए अलोए वा एवं सन्नं निवेसए ॥ १ ॥
नत्थि जीवा अजीवा वा नेवं सन्नं निवेसए ।
अत्थि जीवा अजीवा वा एवं संन्नं निवेसए ॥ २ ॥

લોક અને અલોક નથી, એવી સંજ્ઞા સ્થાપન ન કરવી, કિન્તુ લોક અને અલોક છે, એવી સંજ્ઞા સ્થાપન કરવી. જીવ ને અજીવ નથી, એમ ન કહેવું પરન્તુ જીવ-અજીવ છે, એમ સ્થાપન કરવું.

ધ્યાનમાં રાખવું જોઇએ કે લોક, અલોક, જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ નિર્જરા, મોક્ષ, ધર્મ, અધર્મ, ઇત્યાદિ ' નથી ' એમ કહેનારનો સિદ્ધાન્ત સમુચિત નથી. કારણ કે એમ માનવામાં તે લોકો જગતને ' માયા રૂપ ' સ્વપ્ને જેવું " ઇંદ્રજાળ '-' મરૂ મરીચિકા ' માને છે. અર્થાત્-જગત્-સર્વ શૂન્ય છે. આમ સાહસ કરનારની સત્તા પણ ઈંદ્રજાળ કે

સ્વપ્ન સરખી કેમ ન માનવી ? વળી પરમાર્થથી જ્યારે કાંઈ પદાર્થજ નથી, તો પછી ' માયા ' ' ઈંદ્રજાળ ' ' સ્વપ્ન ' કે ' મરીચિકા 'નો વ્યવહાર પણુ કોનો આશ્રય લઈને સિદ્ધ કરી શકશો ? અને સર્વ પદાર્થોનો અભાવ, એ પણુ યુકિતના અભાવમાં સિદ્ધ થઈ શકતો નથી.

અને જો એમ કહેવામાં આવે કે ' યુકિત ' છે, બસ તો ખતમ, યુકિત વિદ્યમાન છે, તો સર્વ શૂન્યતાની હાની સ્પષ્ટ થાય છે, એમાં જરા પણુ વાંધો નથી. એટલા જ માટે ભગવાન્ મહાવીર કહે છે કે " લોક, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય રૂપ છે. અલોક આકાશાસ્તિકાય રૂપ છે. એમ હે ઈંદ્રભૂતિ તું જ્ઞાન કરજે"

વળી તેજ લોકમાં જીવ અને અજીવ—ચેતન અને જડ બન્ને રહેલા છે. ' નથી ' એમ કહીશ નહિં. અહિં ચાર્વાક, વૈભાષિક, સૌત્રાંતિક અને 'યોગાચાર્ય આત્મ સત્તા 'નો સ્વીકાર કરતા નથી. આત્મા દ્વૈતવાદી બ્રહ્મસત્તા સિવાય અન્ય પદાર્થને માન આપતા નથી. સાંખ્યો આત્માને અકર્તા, નિત્ય અને અક્રિય માને છે, બૌદ્ધો આત્માને ક્ષણિક માને છે, જ્યારે વૈશેષિકો અને નૈયાયિકો આત્મામાં સમવાયસંબંધથી જ્ઞાન ઉત્પન્ન માને છે. આત્માનો વાસ્તવિક જ્ઞાન ગુણુ નથી. ઈત્યાદિ દર્શનકારોના મતનું આપણે પૃથક્કરણુ કરીએ. *

* ગુરૂદેવના હાથે આ લેખ અહિં સુધીજ લખેલો મળ્યો છે.

## एक अगत्यनो प्रश्न.

(સ્વર્ગસ્થ ગુરુ મહારાજને એક વખત એક ભાઈએ એક પ્રશ્ન પૂછેલો. આ પ્રશ્નનો ઉત્તર ગુરૂદેવે વિસ્તારથી આપેલ. આ પ્રશ્ન અને ઉત્તર ગુરુ મહારાજના સંગ્રહમાંથી મળી આવેલ છે બહુ અગત્યનો અને વિચારણીય હોઈ તેને ધર્મપ્રવચનમાં આપું છું. વિ. વિ.)

પ્રશ્ન—વર્તમાન કાલના સાધુઓ લોચ કરે છે, કે જે લોચની ક્રિયા જોતાં ગમે તેવાનું હૃદય પણ કંપી ઉઠે, હમેશાં પગે વિહાર કરે છે, જ્ઞાન, ધ્યાન, તપ, જપ, સ્વાધ્યાયાદિ શુભ કાર્યોમાં નિરંતર પ્રવૃત્તિ રાખે છે. કંચન-કામિનીના ત્યાગી

દૃષ્ટિગોચર થાય છે. પ્રતિક્રમણ, પડિલેહણ વિગેરે ક્રિયાઓમાં કુશળ દેખાય છે. છતાં તેના પ્રમાણમાં જોઇએ તેટલું માન પામતા નથી, એનું શું કારણ છે ?

ઉત્તર—તમારો પ્રશ્ન બહુ મહત્વનો છે. વિચારણીય છે. આટલી ઉત્કૃષ્ટ–ચમત્કારિક ક્રિયાઓ કરનાર તો જગતમાં માહામાન્ય હોઇ શકે–થઇ શકે, પરન્તુ ઉપર્યુક્ત ગુણોની સાથે કેટલાક એવા અવગુણો ઘર કરી ગયા છે કે જેના લીધે એ ગુણોનો પ્રભાવ જનતા પર પડી શકતો નથી. એ અવગુણોમાં મુખ્ય જે છે, તેનું વિવેચન અહિં કરવામાં આવે છે.

## ૧ પ્રેમનો અભાવ.

આપસમાં પ્રેમનો અભાવ એ સાધુવર્ગમાં મોટામાં મ્હોટે દુર્ગુણ છે. જે દેશમાં, જાતિમાં સમુદાયમાં પ્રેમનો અભાવ હોય તે જાતિ, દેશ કે સમુદાય વિજય પામતા નથી. બલ્કે તેમાં દુર્દશા પ્રવેશે છે. દુશ્મનો તેના ઉપર ફાવી જાય છે. વ્યવહારની વ્યવસ્થા રહેતી નથી. અનીતિનો પ્રચાર વધે છે. ઉન્નતિનાં લક્ષણો સ્વપ્નમાં પણ જોવાતાં નથી. સ્વચ્છંદતા વધી જાય છે. પૈસા ટકાથી પણ પાયમાલી દિવસે દિવસે વધતી જાય છે. બીજાઓ ઉપર છાપ પડતી નથી, અને સર્વત્ર અપમાનિત થવું પડે છે. શિક્ષિત કે અશિક્ષિત કોઇ પણ વર્ગ હોય, જો તેમાં પ્રેમ-ભાવ નથી, તો તે વર્ગ કાર્યસિદ્ધિ કરવા સમર્થ થઇ શકતો નથી, તેથી વાર્ત્તમાનિક રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં વર્ષોથી જોવાઇ રહ્યું છે કે

આપસમાં પ્રેમનો અભાવ હોવાથી મમત્વ વધ્યું છે. અને મમત્વમાં પોતાનો કક્કો ખરો કરવા જતાં જોઇએ તેવી સફળતા મળતી નથી. આવીજ રીતે સાધુ સમુદાયની પણ સ્થિતિ છે. સાધુઓ દ્વારા સમાજનાં કાર્યો અનેક થાય છે; પણ એકેમાં ભલીવાર નથી દેખાતી, એનું કારણ એ જ છે કે આપસમાં પ્રેમનો અભાવ હોઇ એક સાધુનું કાર્ય બીજા જોઈ શકતા નથી. એક સાધુ બીજા સાધુની નિંદા કરે છે. પોતાની ઉત્કૃષ્ટતા બતાવવા ખાતર બીજાનો અપકર્ષ બતાવે છે. પરિણામે ગૃહસ્થવર્ગ સૌને કળી જાય છે. અને 'ત્યાગિયોમાં પણ આમજ છે' એમ મનમાં ગાંઠ બાંધી લે છે, પરન્તુ સાધુઓ જો આપસમાં પ્રેમીલા હોય, તો એક બીજાનાં કાર્યોને અનુમોદે, એક બીજાની નિંદા કરે નહિં, સમાનભાવે એક બીજાના ગુણાનુવાદ કરે, અને તેનું પરિણામ એ આવે, કે કેટલાક ખટપટી ગૃહસ્થો ખટપટો કરાવી એક બીજાને અથડાવી મારવા ચાહતા હોય એવાઓ પણ ચેતી જાય કે–અહિં અમારી દાળ ગળે તેમ નથી. પરન્તુ સમાજના કમભાગ્યે આ દુર્ગુણે જૈન સાધુઓમાં નિવાસ કર્યો છે, અને તેથી એવા ખટપટીયા, ઝઘડાપ્રિય ગૃહસ્થો સાધુઓને પોતાનાં રમકડાં બનાવી પોતાની ઉમેદો પૂરી કરી લે છે, પણ સાધુઓએ ખાસ ચેતીને આપસમાં પ્રેમ વધારવાની જરૂર છે.

## ૨ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવનું અનભિજ્ઞપણું.

સાધુઓ અનેક કાર્યો–ઉત્કૃષ્ટ ક્રિયાઓ અને શાસનહિતનાં કાર્યો કરવા છતાં તેમાં સફળતા મેળવતા નથી અને જોઇએ

તેવા માનપાત્ર થતા નથી. એમાં એક એ પણ કારણ છે કે-ઘણાએક સાધુઓ માત્ર " પીછેસે ચલી આતી હૈ "ના આધારે રહી દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને જોવાનું ધ્યાનમાં લેતા નથી. અને તેના લીધે ઘણી વખત ઉત્તમ કાર્ય હોવા છતાં અસ્થાને નિરર્થક ગણાઇ જાય છે. ' રામ ' નું નામ ઘણું ઉત્તમ અને પ્રાર્થના કરવા લાયક હોવા છતાં લગ્નપ્રસંગે કોઇને ત્યાં પાંચપચીસ માણસો એક સાથે ' રામ નામ સત્ય હૈ ' ' રામ નામ સત્ય હૈ ' કરતા જાય, તો તે સમુચિત લેખાય ? નહિંજ. વસ્તુ ઉત્તમ હોવાં છતાં વ્યવહારમાં તેવા પ્રસંગે તે આદરણીય ગણાઇ નથી. એવીજ રીતે કોઇ પણ કાર્ય કરવામાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ--ભાવ જોવા જોઇએ. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી અનભિજ્ઞ પંડિત, વૈદ્ય, ધાર્મિક કે મુમુક્ષુ ગમે તે હોય પણ તે સીદાય છે --દુઃખી થાય છે.

એક પંડિત કોઇ માણસ કે માણસો આગળ શાસ્ત્રની વાતો શરૂ કરે, તે પહેલાં તેણે જીવદળ જોવું જોઇએ. આ લોકો પઠિત છે કે અપઠિત ? સમજદાર છે કે ગમાર ? મર્મજ્ઞ છે કે અમર્મજ્ઞ ? એ જાણ્યા સિવાય શાસ્ત્રની વાતો કરે તો તેને દુઃખી થવાનોજ પ્રસંગ આવે. ભરવાડોના મહોલ્લામાં કથા કરવા જનાર પંડિતે ગળામાંથી ઘાંટા પાડીને શ્લોકોની અને વેદમંત્રોની ધ્વનિ કાઢતાં ભક્ત ભરવાડોને, પંડિતજીને ભેંસના જેવો રોગ થયાનું જ્ઞાન થતાં, ડામો દઇને જે કષ્ટ ઉપજાવ્યાનું વ્યવહારિક દ્દષ્ટાન્ત છે, તે ઉપર ધ્યાન આપવું જોઇએ છે.

અજ્ઞાન મનુષ્યો આગળ ગૂઢ બાબતો સમજાવતાં ઘણી વખત દુઃખી થવું પડે છે. આવીજ રીતે દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ તમામ પ્રકારના જ્ઞાનના અભાવથી–નહીં ઓળખવાથી માણસો–પછી તે સાધુ હોય કે ગૃહસ્થ–દુઃખી થાય છે, અને તેના કાર્યની કંઈ કિંમત અંકાતી નથી. આપણો સાધુવર્ગ જો દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ જોઈ કાર્ય કરે, તો તે કાર્ય ન્હાનું–થોડું હોય તો પણ વધારે ખીલી ઉઠે અને ફળદાયક થઇ પડે. પણ જ્યાં લકીરની ફકીરી ઉપર મુસ્તાક રહેવું હોય, જ્યાં ચાલી આવતી રૂઢી, પછી તે આ સમયને માટે સમાજનું સત્યાનાશ વાળનારી જ કેમ ન હોય, પરન્તુ તેના ઉપર જ ચાલવાનું પસંદ હોય, ત્યાં દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ જોવાનું ક્યાંથી સુઝે ? જૈન ઇતિહાસનાં પાનાં ફેરવનાર સ્હેજે જોઇ શકશે કે સમયે સમયે આવશ્યકતાનુસાર સામાજિક બંધારણોમાં ફેરફારો થયેલાજ છે, બલ્કે–ધાર્મિક બંધારણોમાં પણ ફેરફારો થયાના અનેક પુરાવા છે. આ ફેરફારો આપણા પૂર્વાચાર્યો કરતા આવ્યા છે. આપણે એ ફેરફારો પ્રમાણે વર્તી રહ્યા છીએ; છતાં માત્ર શબ્દોથી એમ કહેવું કે–ફેરફારો ન થાય, એનો અર્થ શો ? એ સ્વયં વાચકો સમજી શકે છે.

૩. નિર્નાયકતા—

સાધુ સમુદાયમાંનો આ દુર્ગુણ બિલકુલ જગજાહેર છે. ચારસો સાધુઓમાં કોઇ નાયકજ નહિં. જે વખતે જૈન સમાજમાં હજારો સાધુઓ હતા, તે વખતે નાયકો જરૂર હતા.

અમુક અમુક આચાર્યોની આજ્ઞામાં રહેનાર અમુક અમુક સાધુઓના સમુદાયો હતા. તે આચાર્ય તેમને ગુન્હો કરતાં ઃમુક દંડ કરી શકતા. ચાતુર્માસો કરવા માટે આજ્ઞાઓ કરી શકતા. તેના આચાર વિચાર ઉપર અંકુશ રાખી શકતા. જ્યારે અત્યારે, ચારસોએ સાધુઓમાં ચારસોએ અહમિન્દ્ર કોઇ કોઇને કહેનારજ કોઇ નહિં. આ નિર્નાયકતાના પરિણામે જ જૈન સાધુઓમાં અઘટિત સ્વતંત્રતા, સ્વચ્છંદતા, આચાર-શિથિલતા અને છેવટે સાવ પતિતતા પણ કેટલાકોમાં પેઠી છે. અને એ તો નિયમ જ છે કે જ્યાં કોઇ પણ જાતનો અંકુશ નથી, ત્યાં નાના પ્રકારના દુર્ગુણો અવશ્ય વાસ કરે જ છે. જે સૈન્યમાં કે સમુદાયમાં અઘટિત સ્વતંત્રતા—સ્વચ્છંદતા પ્રવેશ કરે છે, અને જે સૈન્યમાં કે સમુદાયમાં નિર્નાયકતા છે; કિંવા બહુનાયકતા (ઝાઝાએ નાયક) છે, તે સૈન્ય કે સમુદાય વિજય પામતો જ નથી. જૈન સાધુસમુદાયમાં આ બન્ને સ્થિતિ છે. નાયક નથી તો કોઇ નથી અને છે તો કાલનો દીક્ષિત થયેલો સાધુ પણ પોતાને એક મહાન્ આચાર્યનો પણ ગુરૂ સમજે છે. એટલે સ્વચ્છંદતા વધી છે. કોઈ કોઇને કહી શકતું નથી. અને તેના પરિણામે "લોભીયા હોય ત્યાં ધૂતારા ભૂખે ન મરે." એ કહેવત સાર્થક થતી જાય છે. એક સાધુ સ્વચ્છંદી થયો—ગુરૂનો દ્રોહી થયો, પદવીયોનો અને શિષ્યોનો લોભી થયો, એટલે ગુરૂથી છુટો થયો. ગુરૂથી છુટો થતાં બીજા એના જેવાજ લોભીયાઓ તેને આશરો આપવા લાગ્યા. બીજી તરફથી ગૃહસ્થોની ખુશામતો કરી થોડાક ગૃહસ્થોને રાગી બનાવ્યા. એટલે

દુકાનચાલવા લાગી. આમ અઘટિત સ્વતંત્રતાઓ વધતાં વધતાં સાધુઓમાં સડો પ્રવેશી શક્યો છે. અને આ સડાના લીધે પરિણામ એ આવ્યું છે કે, સારા અને નરસા સાધુઓનો ભેદ લગભગ ભૂલાતો જાય છે. અને એ સ્વચ્છંદીયોના લીધે, સારા સાધુઓનું માન-પાન કરતા પણ લોકો શંકાશીલ રહ્યા કરે. દુઃખનો વિષય તો એ છે કે જુદા જુદા સમુદાયમાં વ્હેંચાઈ ગયેલા આગેવાનો પણ પોતપોતાની આજ્ઞામાં રહેનારા સાધુઓ ઉપર અંકુશ રાખી શકતા નથી.

૪ અસહિષ્ણુતા—

આ દુર્ગુણ, એક જબરદસ્ત દુર્ગુણ છે. જે જાતિ, સમાજ કે દેશમાં આ દુર્ગુણ પ્રવેશ કરે છે, તેનાં પ્રત્યેક અંગો સડી જાય છે. જે વ્યક્તિ, બીજાનો ઉત્કર્ષ દેખી શકતી નથી, તે રાત દિવસ તેનો ઉત્કર્ષ દેખી, બળીને ખાક થયા કરે છે. એ-વીજ રીતે સમુદાયની પણ સ્થિતિ થાય છે. પ્રાયઃ કરીને સાધુવર્ગમાં આ દુર્ગુણ પેઠેલો છે. અને તેનુંજ એ કારણ છે કે એક બીજાનો ઉત્કર્ષ કેટલાકો સહન કરી શકતા નથી. એ અસહિષ્ણુતાના પ્રતાપે એક બીજાનાં કાર્યોની અને વ્યક્તિગત નિંદાઓ કરવાને માટે પણ તૈયાર થાય છે. કોઈ સરલસ્વભાવી ભવ્ય પુરૂષ કોઇ આચાર્ય, ઉપાધ્યાય, પંન્યાસ કે વિદ્વાન્ સાધુની પાસે જઇ અન્ય આચાર્ય, ઉપાધ્યાય કે પંન્યાસાદિની સ્તુતિ કરે, તો પ્રથમ તો તે મહાત્મા સંપૂર્ણ સાંભળેજ નહિં; અને કદાચ સાંભળે તો 'અનુત્તર એવ તિરસ્કાર' કરીને મૌન

ધારણ કરે. અને નિરૂપાયે બોલવું પડે તો–" હાં, ઠીક છે પરન્તુ " એમ કરીને કંઇને કંઇ ' કિન્તુ ' કાઢયા વિના રહેજ નહિ. અને તેમ કરીને સ્હામાનું હૃદય શંકાશીલ બનાવી દે છે. પરિણામ એ આવે છે કે એવા ભવ્ય–સમભાવવાળા મહાનુભાવોની શ્રદ્ધા સાધુઓ ઉપરથી ઓછી થાય છે. આ પરગુણ અસહિષ્ણુતાનો દોષ લગભગ મોટા ભાગમાં પ્રવેશ થયેલો જોવાય છે. કોઈ સાધુ મહાપ્રપંચબાજ હશે તો તે બીજાને માલૂમ ઓછું પડવા દેશે, પરન્તુ તેના હૃદયનો ભાવ સ્હામા ઉપર જરૂર અસર કરે જ છે. અને બીજાની ભાવનાને જરૂર ધક્કો પહોંચાડે છે. જેમકે ક્રિયા અરૂચિ લેખકો લૌકિક દૃષ્ટિથી સુંદર ભાષામાં ગ્રંથો અને લેખો લખે છે, પરન્તુ તેને વાંચનાર પ્રાયઃ જરૂર ક્રિયા અરૂચિવાળો થાય છે. તેવીજ રીતે ગુપ્ત નિંદકોની પાસે બેસનાર જરૂર ગુપ્તનિંદક થાય છે. જેવી સોબત તેવી અસર, એ કહેવત બરાબર છે. જેનો સ્વભાવ પરદોષને પ્રકટ કરવાનો પડયો હોય છે, તે વ્યક્તિ સમ્માનને પાત્ર થતીજ નથી. ખરી વાત તો એ છે કે પરદોષને પ્રકટ કરવાનો સ્વભાવ સ્વદોષની વૃદ્ધિ કરનાર થાય છે. દુર્ગતિનું અસાધારણ કારણ છે. વિવેક, વિનય, ન્યાય–નીતિ વિગેરે સદ્ગુણોનો નાશક છે, કલેશ–કંકાશનું ઘર છે. અવિશ્વાસનું પાત્ર છે. ગુણ શ્રેણીથી ઉતરવાનું પગથીયું છે, પ્રેમભાવ તોડવાનું શસ્ત્ર છે. ધર્મસર્વસ્વ હારવાનું સાધન છે. ' પરનિંદક ' નું ટાઇટલ અપાવે છે. આ દુર્ગુણ માટે તો જેટલું કહેવામાં આવે તેટલું થોડું છે. આ અસહિષ્ણુ સ્વભાવથી, ત્યાગી એવા જૈન સાધુ:

ઓની શી દશા થઈ રહી છે, તે પ્રત્યક્ષ જોવાય છે. ચારસો સાડા ચારસો સાધુઓ કેટલું બધું કામ કરી શકે તેમ છે ? ધારે તેવી કોલેજો સ્થાપન કરાવી શકે. ધારે તો યુનિવર્સિટી સ્થપાવી શકે, અને ધારે તે કાર્ય કરી શકે. પણ જ્યાં એકના ઉત્કર્ષને સહન કરવાની આદત નથી બલ્કે બીજાએ કરેલા કાર્યને તોડીજ પાડવાની વૃત્તિઓ અને પ્રવૃત્તિઓ થતી હોય ત્યાં કોઇ પણ કાર્ય ઉન્નતિ કયાંથી કરી શકે. એવાં સમાજનાં કાર્યો થાય કે ન થાય, પરન્તુ સૌથી પહેલાં તો પોતાના આવા સ્વભાવના કારણે સાધુઓ સ્વયં પોતાનો માન-મર્તબો ખોઈ રહ્યા છે, એ કોનાથી અજાણ્યું છે ? બીજાનો ઉત્કર્ષ નહિં સહન કરનાર-બીજાનો અપકર્ષ કરનાર-બીજાની નિંદા કરનાર કોઇ કાળે પણ યશ કીર્તિ પામી શકતો નથી. શાસનહિતનાં કાર્યોમાં પણ સાધુઓ એક બીજાની સાથે મળે નહિં, એક બીજાની દ્વારા ઉત્પન્ન થયેલા કાર્યોની અનુમોદના કરે નહિં, બલ્કે તોડવાને તૈયાર થાય, એના જેવું દૌભાગ્ય બીજું કયું હોઇ શકે ?

આ દુર્ગુણે તો હદ કરી છે, આપણી પેઢીઓ અને તીર્થો ભયંકર સ્થિતિમાં આવી પડયાં છે. એના ઉંડા રહસ્યમાં ઉતરીએ તો તેનું કારણ મુનિરાજોનો આ દુર્ગુણજ જણાશે. આપણી સંસ્થાઓ-લગભગ બધીએ સંસ્થાઓ ભીખ માંગવાની સ્થિતિ દૂર કરી શકતી નથી, એનું કારણ પણ શું છે ? બીજા ધર્મના વિદ્વાનો જૈનધર્મ ઉપર નાના પ્રકારના આક્ષેપો કરી રહ્યા છે

એનું કારણ શું છે ? સાધુઓમાં ઐકય હોય, એક બીજાના કાર્યને ધરાધડ અનુમોદતા હોય—ટેકો આપતા હોય, તો સાધુઓ શું નથી કરી શકે તેમ ? પણ આ તો ' પડી તે ભોગવે ' જેવી કહેવત ચરિતાર્થ થઈ રહી છે. હજુ પણ ચેતીને સાધુઓએ ગુણાનુરાગી-ગુણોને અનુમોદનારા થવાની જરૂર છે.

## ૫ પૌદ્ગલિક પ્રેમતા.

આ દુર્ગુણ પણ સાધુઓમાં હદવાળી છે. ત્યાગ વૈરાગ્યની મૂર્તિ ગણાતા મુનિવરો પૌદ્ગલિક વસ્તુઓ—પુસ્તક, પાત્ર, વસ્ત્ર, કંબલ, અને એવી બીજી બીજી વસ્તુઓ ઉપરની આસક્તિમાં કેટલા આગળ વધતા જાય છે, એનું બારીકાઇથી અવલોકન કરવામાં આવે તો ખરેખર ભારે ખેદ થયા વિના ન જ રહે.

વ્યવહારપક્ષની અપેક્ષાએ એ વાત ખરી છે કે સંયમરક્ષાને માટે સાધુઓને યોગ્ય–ઉપયોગી વસ્ત્ર, પાત્ર, કંબલ, રજોહરણ, પાતરાં અને બીજાં ઉપકરણો તથા પુસ્તકો વિગેરેની આવશ્યકતા છે. કારણ કે ઉપકરણો વિના ધાર્યું કાર્ય કરી શકાતું નથી. હા, આ વસ્તુઓ ઉપર મૂર્છા થાય, તો તે પરિગ્રહની ગણતરીમાં ગણાય છે. અન્યથા તો તે ધર્મસાધનનાં કારણો માનેલ હોવાથી ગુણકર્તા જ થાય છે. શાસ્ત્રકારો કહે છે કે—

" धर्मोपकरणमेवैतत् न तु परिग्रहस्तथा ।

ધર્મોપકરણ એ પરિગ્રહ નથી. હા, જો તે ઉપર મૂર્છા–

આસક્તિ રાખવામાં આવે તો જરૂર પરિગ્રહ બને. આ પ્રમાણે સાધુઓને **સંયમ**ના નિર્વાહને માટે અનેક ધર્મોપકરણ રાખવાનું કહ્યું છે. જેમ કે—

जन्तवो बहवस्सन्ति दुर्दृश्या मांसचक्षुषाम् ।
तेभ्यः स्मृतं दयार्थं च रजोहरणधारणम् ॥ १ ॥
आसने शयने स्थाने निक्षेपे ग्रहणे तथा ।
गात्रसंकोचने चेष्टं तेन पूर्वं प्रमार्जनम् ॥ २ ॥
सन्ति सम्पातिमाः सत्त्वाः सूक्ष्माश्च व्यापिनो परे ।
तेषां रक्षानिमित्तं च विज्ञेया मुखवस्त्रिका ॥ ३ ॥
भवन्ति जन्तवो यस्मादन्नपानेषु केषुचित् ।
तस्मात्तेषां परीक्षार्थं पात्रग्रहणमिष्यते ॥ ४ ॥
सम्यक्त्वज्ञानशीलानि तपश्चेतीह सिद्धये ।
तेषामुपग्रहार्थाय स्मृतं चीवरधारणम् ॥ ५ ॥

ઉપર્યુક્ત કથનથી સ્પષ્ટ સમજાય છે કે સાધુઓએ જે જે ઉપકરણો રાખવાનાં છે, તે સહેતુક જ છે. ચર્મચક્ષુવાળાઓથી જોઈ શકાય નહિ, એવા સંસારમાં અનેક જીવો છે, તેમની દયાને માટે **રજોહરણ** ( ઓઘો ) રાખવાનો છે અને તે રજોહરણનો ઉપયોગ આસન, શયન, સ્થાનમાં, ઉપકરણો મૂકવા લેવાની ક્રિયામાં અને શરીરના સંકોચન–પ્રસારણની ક્રિયામાં પ્રમાર્જન માટે કરવાનો છે. જગતમાં ઉડતા એવા જીવો અને સૂક્ષ્મ જીવો વ્યાપ્ત થઇને રહેલા છે, તેઓની રક્ષા માટે **મુખવસ્ત્રિકા** ( મુહપત્તી ) છે. કોઈ અન્ન–પાણીમાં રહેલા જીવોની

પરીક્ષા માટે પાત્રો ગ્રહણ કરવાનાં છે. અને સમ્યક્ત્વ, જ્ઞાન અને શીલાદિ તથા તપ વિગેરેની સિદ્ધિ માટે અર્થાત્ સમ્યક્ત્વાદિના ઉપગ્રહ માટે વસ્ત્રો ધારણ કરવાનું સુવિહિતાચાર્યોએ કહેલ છે.

કહેવાની મતલબ કે સાધુઓને આવશ્યકતા પૂરતી જ વસ્તુઓ રાખવાનો અધિકાર છે. અને તે પણ મોહરહિતપણે-મૂર્છારહિતપણે. પરંતુ જો તે ધર્મોપકરણો ઉપર પણ મૂર્છા થાય, તો તે પણ પરિગ્રહ બને છે.

પરન્તુ અત્યારે મ્હોટા ભાગે મોહના કારણથી પૌદ્ગલિક વસ્તુ ઉપર પ્રેમભાવ વધતો જતો જોવાય છે. પરંતુ તે ખરી રીતે ચારિત્રધર્મને મલીન કરે છે. શ્રુતધર્મને ધક્કો પહોંચાડે છે. પરિગ્રહગ્રહનું પોષણ કરે છે. પરિણામ એ આવ્યું છે કે સંગ્રહશીલ વર્ગ ઉપરથી લોક લાગણી ઓછી થતી રહી છે. બલ્કે સારા-ખોટા તમામ ઉપરથી દિનપ્રતિદિન શ્રદ્ધાઓ લોકોની ઘટતી રહી છે. આશ્ચર્યની વાત તો એ છે કે કહેવાતા ત્યાગી વર્ગમાં પણ ઉપકરણો ઉપરની મમતા વધી પડી છે. ગુરૂઓએ શિષ્ય વર્ગને પાદ્ગલિક વસ્તુનો મર્મ સમજાવવો જોઇએ તે ન સમજાવતાં ઉલટા શિષ્યોને રાજી રાખવા ફેન્સી કપડાં, કાંબળીઓ, પાતરાં અને મનગમતાં પુસ્તકો અપાવે છે. એનું કારણ એ છે કે જ્યારે પોતેજ સુંદર સુંદર કપડાં, કાંબળી, પાતરાં, તરપણીઓ અને આવી બીજી વસ્તુઓ ધર્મબુદ્ધિથી

નહિં લેતાં મમત્વબુદ્ધિથી—સંગ્રહ કરી રાખવાની દૃષ્ટિથી જ લેતા હોય, તો પછી તેઓ શિષ્યોને શું સમજાવી શકે ?

આમ વસ્તુઓ ઉપરનો મમત્વ, કે એ વસ્તુઓના રક્ષણ માટે અનેક પ્રકારની બીજી બીજી વસ્તુઓ તરફ પણ લઈ જાય છે અર્થાત્–ફેન્સી કબાટો, રેશમી રૂમાલો અને એવી ઘણી વસ્તુઓનો સંગ્રહ અને તે ઉપર મમત્વ કરાવે છે. અત્યારે આપણે જોઈએ છીએ કે સાધુઓને-જે ગૃહસ્થ સુંદરમાં સુંદર અને ફેન્સી ચીજ વ્હોરાવે, તેજ તેમની દૃષ્ટિએ ધર્માત્મા ગણાય છે. હલકી કાંબળ કે હલકાં કપડાં કોઇ વ્હોરાવવા જાય તો કહી દેશે કે ખપ નથી. અથવા ફલાણા સાધુ લેશે, તેમની પાસે જાઓ. એવોજ જવાબ આપી દેશે. આ પૌદ્ગલિક વસ્તુઓ ઉપરના પ્રેમભાવનું કારણ નહિ તો બીજું શું છે ?

સાધુઓમાં ઉપકરણો તથા પુસ્તકો એટલાં બધાં વધી પડયાં છે કે એક ગામથી બીજે ગામ તે સામાન લઇ જવામાં પાર્સલોનાં પાર્સલો થાય છે અને તે નિમિત્તે ગૃહસ્થોના હજારો રૂપિયાનો વ્યય કરાવાય છે. સાધુઓને આ પ્રાયશ્ચિત્તનું કારણ નથી થતું શું ? વળી ખૂબી તો એ છે કે જેની પાસે ઉપકરણોના વધારે પટારા ભરેલા પડયા હોય અને પુસ્તકો ઘણાં ભરી રાખ્યાં હોય તે વધારે આબરૂદાર અને વિદ્વાન્ ગણાય છે; પરન્તુ આત્માર્થી પુરૂષોએ તો હમેશાં ચેતતા રહેવાની જરૂર છે. કેટલાક સાધુઓ તો આવી રીતે ફેન્સી ફેન્સી વસ્તુઓનો

સંગ્રહ કરી એક નાના સરખા રાજાની સાહેબીનો અનુભવ કરી રહ્યા છે. અને એવી પૌદ્ગલિક વસ્તુઓની સાહેબી ભોગવવામાં પોતાના ગૌરવનું કારણ સમજે છે.

ખરી વાત એ છે કે જે સાધુઓ દેશ-દેશાન્તરોમાં વિચરતા નથી અને ચોક્કસ ક્ષેત્રોનેજ પોતાના ક્ષેત્રો કરી-માની બેઠા છે, તેઓની મોટે ભાગે આવી સ્થિતિ થઈ છે અને થાય છે. આવા સાધુઓ લોકોને બતાવવાની ખાતર કદાચ થોડુંક વિચરે છે તોપણ ઘટ્ટકુટ્ટયાં પ્રભાતમની માફક થોડા વખતમાં ત્યાંને ત્યાં આવીને જામી જાય છે.

પૌદ્ગલિક પ્રેમતા શામા નથી જોવાતી ? જે ગામના શ્રાવકો સરસ સામૈયુ કરે, યશોવાદ-કીર્તિવાદ કરે, વારંવાર જયધ્વનિના પોકારો કરે, તે શ્રાવકો ' ભાવિક ' 'આત્માર્થી' ' વિવેકી ' ' વિનયી ' વિગેરે વિશેષણોથી વિભૂષિત થાય. કોઇ મુનિરાજની શિથિલતા માટે જો જરા કોઇ કંઇ કહે, તો તે ' દુશ્મન ' ' સાધુ માત્રનો દુશ્મન ', ' સાધુ-ધર્મનો દુશ્મન ' ગણાય. વ્યાખ્યાનાદિ કે પ્રતિક્રમણાદિ સમયે ઘી કે રૂપીયા અધિક થાય ત્યારે શ્રાવકો કહેશે " વાહ, વાહ, મહારાજ કેવા પ્રતાપી કે આટલી બધી ઉપજ થઇ. ૫૦ વર્ષમાં આવી ઉપજ થઇ નથી. ઓહો, ચોથો આરો વર્તાયો. " આ વચનો જ્યારે મહારાજ સાંભળે ત્યારે હૃદયથી ફૂલી જાય, અને પછી ધીરેથી કહેશે-" હાં ભાઇ, દેવગુરૂની કૃપાથી બધું સારૂં થાય છે, " આ " દેવગુરૂની કૃપા "ના શબ્દમાં-આંતરમાં જે પૌદ્ગલિક

પ્રેમ રહેલ હોય છે, એ તો એમનો આત્મા જ જાણતો હોય છે.

પૌદ્ગલિક પ્રેમનું આથી પણ આગળ વધીને ઉદાહરણ એવું હોય તો કોઇ ગામમાં કોઈ સારા પૈસાદાર ગૃહસ્થ ઉજમણું કે ઉપધાન કરાવતા હોય અને તેમાં કોઈ આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક કે પંન્યાસાદિનું આધિપત્ય હોય, તે વખતે નીકળતી કુંકુમ પત્રિકા વાંચવી. માલૂમ પડશે કે એ ઉત્સવમાં આધિપત્ય ભોગવનાર મહાત્માને કેવાં વિશેષણો આપવામાં આવેલાં હોય છે ! આવાં વિશેષણો વાંચી બિચારા ભદ્રિકજનો તો એમ સમજીને હરખાય છે કે " એહો ! અમારા શાસનમાં આવા સમર્થ વિદ્વાન્–'શાસન સમ્રાટો' મૌજૂદ છે ખરા." જ્યારે સમજદારો આવા વિશેષણોની કંઇ કિંમત સમજતા નથી, બલ્કે એવાં વિશેષણોથી ધર્મની નિંદા અને મહાન પુરૂષોની અવગણના સમજે છે. કારણ કે તેમાં કેટલાંક વિશેષણો તો એવાં હોય છે કે જે તીર્થંકરોને લગાડી શકાય. જો કે–આવાં વિશેષણો માટે કોઈની કંઇ કહેવાની હિમ્મત ચાલતી નથી છતાં પ્રત્યક્ષ કે પરોક્ષમાં કોઈ કંઈ કહે, તો તે આચાર્ય અથવા એમના શિષ્યો એવો બચાવ કરવા બહાર આવશે કે–" મોટાઓને શું છે ? મોટાઓને તો કંઈ નથી. એઓ તો પોતાની લઘુતામાં જ પ્રભુતા સમજે છે. ગૃહસ્થો પોતાની ભક્તિથી એવું લખે એમાં અમે શું કરીએ ? " આ બચાવ શું બચાવ છે ? બલ્કે એમ કહેવું જોઇએ કે દાંભિકતાનો પડધો છે. શ્રાવકો, કે જેમને એવી કુંકુમ પત્રિકા લખતાં જ નથી આવડતી હોતી, બલ્કે

એવાં વિશેષણોના અર્થ પણ બિચારા નથી સમજતા હોતા, એ શ્રાવકોએ એવી કુંકુમ પત્રિકા લખી એવું કોણ માની શકે? આમ આપો આપ મહાન્ પુરૂષ બનવાની-વગર યોગ્યતાએ બનવાની ઉત્કટ ઈચ્છાઓ એ શું 'પૌદ્‌ગલિક પ્રેમ' નથી ?

આ પ્રસંગે, એ ઉપધાનાદિ ક્રિયાઓ કેવી થાય છે, તપસ્યાના નામે કેવા માલમલીદા ઉડાવાય છે, ક્રિયાને નામે ટેકસો કેવા લેવાય છે, એ બધી બાબતોનું વિવેચન કરવું આવશ્યક છે, પરન્તુ લંબાણના ભયથી તે છોડી દેવામાં આવે છે.

**૬ આત્મીયધર્મવિસ્મરણશીલતા**—આ છઠ્ઠો દુર્ગુણ છે. આ દુર્ગુણ વિદ્વાન્‌ને મૂર્ખ બનાવે છે, ચેતનને જડ અને ક્રિયાકાંડને સંસારવૃદ્ધિનું કારણ બનાવે છે. મદ-મદનની ચેષ્ટાને વિશેષતા આપે છે, વિકથામાં રસિક બનાવે છે, વિશેષ શું કહેવું ? આત્મીયધર્મવિસ્મરણશીલતાએ અનેક ભવ્ય જીવોને 'પડવાઇ' બનાવી નરક-નિગોદાદિ સ્થાનના વાસી બનાવ્યા છે. જ્યારે તે દુર્ગુણમાં આટલી શક્તિ છે, તો પછી આ દુર્ગુણ મુનિવર્ગને અપમાનના પાત્ર બનાવે, એમાં નવાઈ જેવું શું છે ? મુનિયો પોતાના આત્મીય ધર્મનું સ્મરણ પ્રતિક્ષણ કરતા રહેતા હોય, તો તેઓ પોતાના ધર્મથી વિરૂદ્ધ પ્રવૃત્તિ કરેજ નહિ. અને જે માણસ પોતાના ધર્મથી વિરૂદ્ધ પ્રવૃત્તિ કરતો નથી, તે અપમાનને પાત્ર થતોજ નથી.

**૭ મિથ્યાડંબરતા**—સાતમો દુર્ગુણ મિથ્યાડંબરતાનો છે. જરા વિચારવાની વાત છે કે સાચો આડંબર પણ માણસને

અભિમાની ગણાવે છે, તો પછી મિથ્યાડંબરીનું તો કહેવું જ શું ? અન્યવર્ગ કરતાં આ મિથ્યાડંબર પ્રાયઃ વેષધારી વર્ગમાં વધારે જોવાય છે. સાધુ થયો, એટલે જાણે સર્વજ્ઞપુત્ર થયો. કોઇ પણ માણસ જે કંઇ પૂછે, તે બધાનો ઉત્તર આપવાનો તેણે જાણે કંટ્રાકટજ ન લઈ લીધો હોય ! 'ના' કહેવાની જ બાધા. દુનિયાના ગમે તે વિષયનો પ્રશ્ન કરો, જાણે સાધુના વેષમાં આવવાથી તેઓ બધું જાણીજ જતા હોય, એમ ઉત્તર આપવાનો આડંબર અવશ્ય કરશે. ભલે કોઇ પ્રશ્ન નજ સમજે, પણ ઉત્તર આપવા તૈયાર. એમ કદિ નહિં કહે કે–" ભાઈ, આ વિષય સંબંધી મારા જાણવામાં કંઇ નથી. કોઈ ગીતાર્થ યા તે વિષયના અભ્યાસીને પૂછીને નિર્ણય કરી લેશો." એમ કહેવામાં તો એમની સર્વજ્ઞતા ઘટી જાય. કેમ કહી શકાય ? આવા મિથ્યાડંબરિયો ખરેખરા જીવરામ ભટ્ટના નાતેદારજ ગણાય છે. સમજનારા સમજી જાય છે કે મહારાજમાં કેટલું મીઠું છે ? આ મિથ્યાડંબરના કારણેજ તેઓ કદિ પોતાના દોષને દોષરૂપે નહિં કહે; બલ્કે ગુણના રૂપમાંજ ઘટાવવા તે તૈયાર થશે. આવા મિથ્યાડંબરિયો માટે તો પેલી ચકલી અને ઉંદરડીની લૌકિક કથાજ ચરિતાર્થ થાય છે. આવા મિથ્યા-ડંબરના કારણેજ ઘણા સાધુઓ અપ્રતિષ્ઠા અને અપમાનના ભાજન બને છે.

૮ અહંકૃત્ત પ્રબળતા—આઠમો દુર્ગુણ અહંકૃતિ પ્રબળતા છે. આ દુર્ગુણે પણ સાધુઓમાં જોર પકડ્યું છે. ગુણી

જૈનોના ગુણોની પ્રશંસા કરવી તો દૂર રહી; પરન્તુ નિંદા કર્યા વિના પણ રહેતા નથી. આ દુર્ગુણે સાધુઓના વ્યવહારનો કેટલો લોપ કર્યો છે, એનું બહુ ઉંડા ઉતરીને અવલોકન કરીએ અને લખીએ, તો ખાસો એક ગ્રંથ લખાય. જો ખરૂં કહીએ તો તેઓ અવ્યક્ત નિહ્નવના મતને માન આપી રહ્યા છે. પોતેજ ત્યાગી, પોતેજ વૈરાગી, અને પોતેજ નિર્દોષ; અને બીજામાં શંકાશીલ, એનો અર્થ શો છે? પોતેજ સાધુ, પંન્યાસ કે આચાર્ય, અને બીજા હશે કે કેમ એવી ભ્રાન્તિવાળું મન રાખે એ શું છે? પોતે જે કંઇ કરે તે શાસ્ત્રયુક્ત છે. અને બીજાઓ જે કંઈ કરે તે કલ્પિત અને શાસ્ત્રવિરૂદ્ધ. ઇત્યાદિ વિચારો કોણ કરાવે છે? અહંકૃતિની પ્રબળતાજ, બીજું કોઈ નહિં. " મેં કરેલ કાર્ય સત્યાર્થથી વિભૂષિત છે, શાસન હિતકર છે, બીજાથી થવું અશક્ય છે, ભવિષ્યમાં મારે અમુક અમુક કાર્યો કરવાનાં છે, જેની હકીકત અત્યારે હું બહાર મૂકી શકતો નથી. અવસર આવે બતાવીશ. " ઇત્યાદિ વાતોથી ભાદ્રક હૃદયના શ્રાવકોના મનોમંદિરમાં પ્રતિભાસ કરાવે છે કે–અહો, મહારાજ, ખરેખરા શાસનના ઉદ્ધારક છે, સમર્થ છે, વિદ્વાન્ છે, સત્યવાદી છે. પરન્તુ તે ભદ્રિક જીવોને ખબર નથી કે મહારાજના શિરપર 'અહંકૃતિ પ્રબળતા' સવાર થયેલી છે, જેથી બકવાદ કરે છે. પણ આ વાત જ્યારે ગૃહસ્થોના સમજવામાં આવી જાય છે, ત્યારે તેના હૃદયમાં બહુમાનના બદલે અપમાનનો–ઘૃણાનો ભાવ પેદા થાય છે.

આ પ્રમાણેના આઠ દુર્ગુણોથી જૈન સાધુઓનો ઘણોખરો ભાગ અપમાનિત થઇ રહ્યો છે, એટલુંજ નહિ પરન્તુ શાસનહિતનાં ઘણાંખરાં કાર્યોમાં વિઘ્નો ઉપસ્થિત થાય છે. પરન્તુ મુનિવર્ગે ચેતીને પોતાના આત્મકલ્યાણને માટે અને શાસનહિતની ખાતર આ દુર્ગુણોને દૂર કરી ઉદારભાવપૂર્વક–સાચી સાધુતાપૂર્વક કાર્યો કરવાની જરૂર છે. જો તેમ નહિ થાય તો સાધુસંસ્થાને માટે ભવિષ્યમાં મોટો ભય રહેલો છે. શાસનદેવ સમસ્ત મુનિવર્ગને સદ્બુદ્ધિ આપો, એજ ઇચ્છું છું.



( ૧૨ )

# ધર્મ-પ્રશ્નોત્તર.

૧ પ્રશ્ન—સાડા બાર કુલની ગોચરી વર્તમાન સાધુઓથી લેવાય કે નહિં ?

ઉત્તર—લેવામાં હરકત નથી; પરન્તુ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ લક્ષમાં લેવાની જરૂર છે.

૨ પ્રશ્ન—સાડા બાર કુલની ગોચરી લેવાનો પાઠ કોઇ સૂત્રમાં છે ?

ઉત્તર—આચારાંગસૂત્ર, બીજો શ્રુતસ્કંધ, પિંડૈષણા અધ્યયન, બીજો ઉદ્દેશ.

૩ પ્રશ્ન—સોની કણબી વિગેરે શુદ્ધાહારી જૈનેતરો

ગોચરી માટે પ્રાર્થના કરે, તો તેના ઘરેથી ગોચરી લઇ શકાય કે નહિં ?

ઉત્તર—લેવામાં કાંઈ વાંધો નથી.

૪ પ્રશ્ન—વર્ત્તમાનકાલમાં વિચરતા આચાર્યોમાં છત્રીસ ગુણુ હશે ખરા ?

ઉત્તર—છત્રીસે ગુણુ વર્ત્તમાનકાલમાં હોવા સંભવિત નથી; કારણુ કે સંઘયણુ વિગેરેની સામગ્રી નથી. પણુ થોડા ઘણા તો અવશ્ય હોવા જોઇએ. જો ન હોય તો તે આચાર્ય કહેવાય નહિં.

૫ પ્રશ્ન—વર્ત્તમાનકાળમાં કોઇ ભાવાચાર્ય હશે ખરા ?

ઉત્તર—દેશકાલાનુસાર ભાવાચાર્ય હોય તો ના નહિં; પરન્તુ શાસ્ત્રમાં બતાવેલ ભાવાચાર્ય હોવા અસંભવિત છે.

૬ પ્રશ્ન—દેવ, ગુરૂ અને ધર્મ ઉપરની શ્રદ્ધા જવાથી સમ્યક્ત્વનો નાશ થાય, કે અન્યથી પણુ થાય ?

ઉત્તર—દેવ, ગુરૂ, ધર્મ પરની શ્રદ્ધા જવાથી તો થાય જ, પરન્તુ ઉત્કૃષ્ટ મોહનીય કર્મના ઉદયથી અને તીવ્ર વિષય-કષાયના ઉદયથી પણુ થાય.

૭ પ્રશ્ન—ગૌતમસ્વામી અને કેશીગણુધરમાં મ્હોટા કોણુ ?

ઉત્તર—કેશીગણુધર મ્હોટા છે. એમ સૂત્રથી સિદ્ધ થાય છે.

૮ પ્રશ્ન—વીર પ્રભુના સાધુઓને વક્ર અને જડ કહ્યા, ત્યારે શ્રાવકોને કેવા સમજવા ?

ઉત્તર—સાધુને વક્ર અને જડ કહ્યા, તો પછી શ્રાવકો તો તેથી વધારે વક્ર અને જડ હોય, એમાં શંકાજ શી ?

૯ પ્રશ્ન—વેષ પ્રમાણ છે કે અપ્રમાણ ?

ઉત્તર—વેષ પ્રમાણ છે. વેષથી ભાવનાઓમાં ઘણો ફર્ક પડે છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિને વેષે ઉપકાર કર્યો હતો. કેવલી થનારને પણ દેવતાઓ સાધુવેષ અર્પણ કરે છે. એટલે વેષ જરૂર પ્રમાણ છે.

૧૦ પ્રશ્ન—વર્તમાનકાલમાં કેટલાક યુવકો ગૃહસ્થોને પણ વિના વેષના સાધુ તરીકે ઓળખાવે છે તે શું ઠીક છે ?

ઉત્તર—' સાધુ ' શબ્દનો અર્થ ' સજ્જન ' કરીને તેવા ગૃહસ્થમાં ' સાધુ ' શબ્દનો વ્યવહાર કરતા હોય, તો તેમાં કંઇ હરકત નથી; પરંતુ ' સાધુ ' એટલે ' પાંચ મહાવ્રતધારી ' એ અર્થમાં ગૃહસ્થમાં સાધુ શબ્દનો વ્યવહાર થાય નહિં.

૧૧ પ્રશ્ન—કોઇ ગૃહસ્થને 'મહાત્મા' કહી શકાય કે કેમ ?

ઉત્તર—મહાત્મા એટલે ' મ્હોટો આત્મા '. જેણે સામાજિક કાર્યો કર્યાં હોય, દૃઢતા રાખી હોય, પરોપકારમાં જીવન ગુજાર્યું હોય, અને સામાન્ય મનુષ્યો કરતાં વિશેષ પ્રકારે કાર્યો કર્યાં હોય, તેને ' મહાત્મા ' કહેવામાં હરકત ન હોય.

૧૨ પ્રશ્ન—વર્તમાનકાલમાં મુનિધર્મ છે કે નહિં ?

ઉત્તર—મુનિધર્મ-ચારિત્ર અવશ્ય છે. પરન્તુ તે સામાયિક ચારિત્ર અને છેદોપસ્થાપનીય ચારિત્ર છે. બાકીનાં ત્રણ ચારિત્રો તેવા પ્રકારના સંઘયણના અભાવથી નથી.

૧૩ પ્રશ્ન—વર્તમાનકાલમાં ભરતક્ષેત્રથી જીવો સ્વર્ગ તથા નરકમાં કયાં સુધી જાય ?

ઉત્તર—ચોથું સ્વર્ગ અને બીજી નારકી સુધી જઈ શકે.

૧૪ પ્રશ્ન—ધ્યાન કેટલા પ્રકારનાં છે ?

ઉત્તર—ચાર પ્રકારનાં.

૧૫ પ્રશ્ન—તે કયાં કયાં ?

ઉત્તર—આર્ત્ત, રૌદ્ર, ધર્મ અને શુકલ.

૧૬ પ્રશ્ન—જીવ કોઇ સમયે ધ્યાન વિનાનો રહી શકે ખરો કે નહિં ?

ઉત્તર—ચારમાંથી કોઈ ધ્યાન તો જરૂર હોય.

૧૭ પ્રશ્ન—ચારે ધ્યાન સાથે હોય કે નહિં ?

ઉત્તર—ન હોય. કારણ કે પરસ્પર તે એક બીજાથી વિરોધી છે.

૧૮ પ્રશ્ન—કયા ધ્યાનથી કઇ ગતિ થાય ?

ઉત્તર—રૌદ્રથી નરક, આર્ત્તથી તિર્યંચ, ધર્મધ્યાનથી સ્વર્ગ અથવા મનુષ્ય અને શુકલ ધ્યાનથી મુક્તિ.

૧૯ પ્રશ્ન—વર્તમાન સમયમાં કેટલાક, સાધુઓને નિંદે છે, દેશમાં દરિદ્રતા વધારનાર ગણે છે, તે ઠીક છે કે ?

ઉત્તર—સાધુઓ નિંદાતા નથી; તેઓ તો દેશના હિતેચ્છુ કાયમને માટે છે. હા, હિંદુસ્થાનમાં કેટલાક નામધારી ઢોળધાલુ સાધુઓ જરૂર વધ્યા છે, કે જેઓ સાધુધર્મથી દૂર જઈ ગૃહસ્થોથી પણ વધારે ખરાબ કામો કરે છે, તેઓની નિંદા અવસ્ય થાય છે. હિંદુસ્થાનમાં ૫૨ લાખથી વધી ૭૨ લાખ

ઢોંગી સાધુઓની સંખ્યા થઇ છે. તેવા ભીખારીઓને ' સાધુ ' શબ્દથી સંબોધાય, તો તેઓ જરૂર દેશમાં દરિદ્રતા વધારનાર છે, એમ કહેવામાં હરકત નથી. પરન્તુ સુવિહિત પવિત્રાત્મા સાધુઓ તો દેશને પવિત્ર બનાવવામાં અને દરિદ્રતા દૂર કરવામાંજ સાધનભૂત છે.

૨૦ પ્રશ્ન—સુવિહિત અને પવિત્રાત્મા સાધુ કોને કહેવા ?

ઉત્તર—પાંચ મહાવ્રત ( અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ ) ને ધારણ કરનાર; ભિક્ષામાત્રથી નિર્વાહ કરનાર; ધીરત્વનો ગુણ ધારણ કરી શત્રુ-મિત્રપર સમભાવ રાખનાર; જ્ઞાન ધ્યાનમાં હમેશાં મગ્ન રહેનાર, વિકથા કષાય અને વિષય વિકારથી દૂર રહેનાર, ગુરૂધર્મને સંભાળનાર, ગામનુગામ વિચરી તમામ જીવોને ઉપદેશ આપનાર, રેલ-ઘોડા-ગાડી-મોટર આદિ કોઇ પણ વાહનમાં નહિં બેસનાર અને કંચન-કામિનીના સર્વથા ત્યાગી એજ સાચા સાધુ છે.

૨૧ પ્રશ્ન—વર્ત્તમાનકાળના નવયુવકો અને સાક્ષરોની શ્રદ્ધામાં શિથિલતા થવાનું કારણ શું હશે ?

ઉત્તર—શ્રદ્ધામાં શિથિલતા થવાનાં અનેક કારણો છે. એક તરફથી પાશ્ચાત્ય સંસ્કૃતિનો પ્રચાર થવાથી યુવકોમાં સ્વચ્છંદતાનો પવન વધારે ફુંકાવા લાગ્યો છે, એટલે તેઓને કોઇ પણ જાતનું ધાર્મિક કે સામાજિક બંધન પસંદ પડતું નથી; બીજી તરફથી ધર્મનાં સ્થાનોમાં ધાર્મિક ગણાતા લોકોએ

આડંબર વધારી દીધો છે. જે સ્થાનોમાં સંપૂર્ણ શાન્તિનું વાતાવરણ જોઈએ, ત્યાં ધમાધમ જોવાય છે. એટલે શાન્ત ચિત્તથી ધાર્મિક ક્રિયાઓ કરનારાઓનાં ચિત્ત વિહ્વળ બની જાય છે. આ સિવાય વર્તમાનકાળમાં પૌદ્ગલિક ભાવોનું જોર વધવાથી લોકો ઐશઆરામી વધારે થતા જાય છે, અને તેથી પ્રમાદ વધતો જાય છે. અને તે પ્રમાદ તત્ત્વજ્ઞાનથી વિમુખ રાખે એ સ્વાભાવિક છે. આ કારણોથી યુવકો અને સાક્ષરોમાંથી શ્રદ્ધાઓ શિથિલ થતી જાય છે. તો પણ એટલું જરૂર છે કે જો મનુષ્ય વિચારશીલ બને તો પોતાની શ્રદ્ધાઓને જરૂર કાયમ રાખી શકે. કારણ કે બીજા નિમિત્તો તરફ તેમણે દુર્લક્ષ્ય આપવું જોઈએ, અને પોતાના કર્તવ્ય તરફ ખ્યાલ આપવો જોઈએ.

૨૨ પ્રશ્ન—વાર્તમાનિક જૈનસમાજનો ભાર જૈનધર્મગુરૂઓ ઉપર ખરો કે નહિં ?

ઉત્તર—જેઓ ગુરૂના સંસર્ગમાં રહેતા હોય, તેમનો ભાર ગુરૂઓ ઉપર કહેવામાં હરકત નથી; બાકી જેઓ ગુરૂથી—ગુરૂવાણીથી સર્વદા દૂર રહેતા હોય, તેની જોખમદારી ગુરૂ ઉપર ન કહી શકાય. ગુરૂનો ધર્મ ઉપદેશદ્વારા વસ્તુસ્થિતિ સમજાવવાનો છે. બાકી પાલન કરવું, આચરણ કરવું, એ દરેક મનુષ્યની ઇચ્છા ઉપર નિર્ભર રહે છે. અત્યારે તો મ્હોટે ભાગે એવું જ જોવાય છે કે ગૃહસ્થો પોતાનું ધાર્યું કરે છે. એમાં કાંઇ ગુરૂનો સાધારણ ઉપદેશ મળી જાય, અને જો તે તેની હા એ હા કરનારા

હોય તો તે કાર્યમાં ગુરૂનું નામ આગળ કરાય છે. ઘણા ખરા જૈનો તો બિચારા વર્ષમાં એક દિવસ પણ ગુરૂદર્શન નહિ કરતા હોય, ત્યારે એવી સ્થિતિમાં આખા સમાજની જવાબદારી ગુરૂઓ ઉપર ઢોળી દેવી, એ પણ કેમ પાલવે ? ગુરૂઓએ જેમ પોતાનું કર્ત્તવ્ય સમજવાનું છે; તેમ સમાજે પણ પોતાનું કર્તવ્ય જરૂર સમજવું જોઈએ છે.

પ્રશ્ન ૨૩—ઈશ્વર કોને કહે છે ? તેનો ગુણ, કર્મ અને સ્વભાવ શો છે ?

ઉત્તર—કર્મથી મુક્ત, કેવળજ્ઞાનવાન્, ૩૪ અતિશય, અને ૩૫ ગુણવાળી વાણીને ધારણ કરનાર અર્હન્ અથવા તીર્થંકર દેવ જૈનમતમાં ઈશ્વર કહેવાય છે. ઈશ્વરમાં ગુણ અનન્ત છે. સર્વજ્ઞ, સર્વદર્શી, વીતરાગ, અજ, અમર, અચલ, અવ્યાબાધ, અચ્છેદી, અભેદી, અનાહારી, અકલેશી, અવિનાશી, અમાયી, અલોભી, અમાની વિગેરે ગુણો યુક્ત તે ઈશ્વર છે. ઈશ્વરને કર્મ કંઇ નથી હોતું, અત એવ નિષ્ક્રિય કહેવાય છે. રાગ, દ્વેષ, રતિ, અરતિ, ભય, શોક, દુર્ગંછા, અને નિદ્રા–હાસ્યાદિ રહિતપણું, તથા નિરંજન, નિરાકાર. એ એનો સ્વભાવ છે.

૨૪ પ્રશ્ન—સંસારી જીવ કોને કહેવામાં આવે છે ? તેનો ગુણ, કર્મ, સ્વભાવ શો છે ?

ઉત્તર—આઠ કર્મથી બદ્ધ હોય; નરક–તિર્યંચ–મનુષ્ય અને દેવગતિમાં સ્વસ્વકર્માનુસાર ફલ ભોગવે; નવાં કર્મ કરે;

અને ૫ ઇંદ્રિય, ૧ આયુષ્ય, ૩ યોગ અને શ્વાસોચ્છ્વાસ રૂપ પ્રાણને ધારણ કરે તે સંસારી જીવ છે. જીવમાં પણ ગુણો તો ઇશ્વિર જેટલાજ છે, પરંતુ તે કર્મોવડે આચ્છાદિત થઇ ગયા છે. જીવ પ્રતિસમય નવાં કર્મને એકઠાં કરવાની અને પુરાણાં કર્મોને છોડવાની ક્રિયા કરે છે. આ ક્રિયા પુગલોના સંગથી કરે છે; જો કે તેનો મૂલ સ્વભાવ તો તે ક્રિયા કરવાનો નથી. જીવનો સ્વભાવ સ્ફટિક રત્ન જેવો છે. સ્ફટિકની પાસે જેવા રંગની વસ્તુ ધરીએ, તેવો રંગ તેમાં માલૂમ પડે છે, તેવી રીતે આ જીવ જેવા જેવા સંયોગોમાં જાય છે, તેવી તેવી અસર તેને થાય છે.

૨૫ પ્રશ્ન—ઇશ્વિર, જીવ અને પ્રકૃતિનો શો સંબંધ છે.

ઉત્તર—ઇશ્વિર અને જીવનો સેવ્ય-સેવક સંબંધ છે. ઇશ્વિર સેવવા યોગ્ય છે, અને જીવ સેવક છે અર્થાત્ તે બેનો સ્વામિ-સેવક ભાવ સંબંધ છે. પ્રકૃતિ જડ છે. તે જીવની સાથે સંબંધ રાખે છે, ઇશ્વિરની સાથે નહિ. ઇશ્વિર જડ સંબંધથી સર્વથા-સર્વદા મુક્ત છે.

૨૬ પ્રશ્ન—જીવને કર્માનુસાર ફળ દેવાવાળું કોણ છે? તે જડ છે કે ચેતન? તેનો ગુણ, કર્મ અને સ્વભાવ શો છે? શું જીવને, જતી વખતે યોનિ બદલવાનું જ્ઞાન હોય છે?

ઉત્તર—જીવને કર્માનુસાર ફળ સ્વયં મળે છે. ફળ દેનાર કોઇ અન્ય વ્યક્તિ નથી. કર્મ ચેતન નથી, જડ છે. જડમાં

અનન્ત શક્તિ રહેલી છે. ચુંબક અને લોહની માફક કર્મ શુભાશુભ ફળને મેળવે છે. અજૈનો કર્મ-ફળના દેનાર તરીકે ઈશ્વરને માને છે, પરંતુ તે ઠીક નથી. કારણ કે ઈશ્વરમાં રાગદ્વેષ નથી, તેમ મોહ મમતાદિ પણ નથી; તો પછી જગતની વ્યવસ્થા ઈશ્વર કરે, એ કેમ સંભવે ?. કર્મ-વસ્તુના ગુણો શુભાશુભ ફલ છે. કર્મ સ્વયં ક્રિયા રૂપ હોવાથી તેને અન્ય કર્મની અપેક્ષા નથી હોતી. કર્મના મૂલ આઠ ભેદો છે અને તે દરેકનો સ્વભાવ ભિન્ન ભિન્ન છે. આઠ કર્મનાં નામ આ છેઃ— ૧ જ્ઞાનાવરણીય કર્મ, ૨ દર્શનાવરણીય કર્મ, ૩ વેદનીય કર્મ, ૪ મોહનીય કર્મ, ૫ આયુષ્ય કર્મ, ૬ નામ કર્મ, ૭ ગોત્ર કર્મ અને ૮ અન્તરાય કર્મ.

**જ્ઞાનાવરણીય** કર્મનો સ્વભાવ આંખના પાટા જેવો છે. આંખે પાટો બાંધવાથી માણુસ જેમ દેખી ન શકે, તેવી રીતે આત્મા ઉપર જ્ઞાનાવરણીય કર્મ રૂપ પાટો લાગવાથી વસ્તુધર્મ ઓળખી શકાતો નથી. આંખનો પાટો જીર્ણ થવાથી કિંવા સર્વથા ખસી જવાથી પુરૂષ સર્વ વસ્તુઓને થોડા અંશમાં અથવા સ્પષ્ટ રીતે દેખી શકે છે, તેવી રીતે જ્ઞાનાવરણીય કર્મ જેમ જેમ નાશ થાય, તેમ તેમ જીવ વસ્તુધર્મના જ્ઞાનવાળો થાય છે. અને જ્યારે સર્વથા તે આવરણ દૂર થાય, ત્યારે કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે.

હવે **દર્શનાવરણીય** કર્મ છડીદાર જેવું છે. છડીદારની- પહેરેદારની પ્રસન્નતા થાય તો રાજાનું દર્શન થઇ શકે. તેમ

દર્શનાવરણીય કર્મ દૂર થવાથી આત્મા પ્રત્યક્ષ થાય છે અર્થાત્ આત્મા સંબંધી વાસ્તવિક જ્ઞાન થાય છે.

**વેદનીયકર્મ** તરવાર પર લગાડેલા મધુબિંદુ જેવું છે. મધુબિંદુ ખાતાં સ્વાદ આવે, પણ જીભ કપાવાથી પાછળથી વેદના અનુભવાય તેમ વેદનીયકર્મનો સ્વભાવ છે.

**મોહનીયકર્મ** મદિરાપાન જેવું છે, મદિરાપાન કરવાથી જીવને ભાન રહેતું નથી, માતાને સ્ત્રી અને સ્ત્રીને માતા બતાવે છે, તેવી રીતે મોહનીયકર્મના ઉદયથી સ્વતત્ત્વને પરતત્ત્વ અને પરતત્ત્વને સ્વતત્ત્વ માને છે,

**આયુષ્યકર્મ** બેડી જેવું છે. પગમાં બેડી પડવાથી ચોર નાશી શકતો નથી; તેવી રીતે આયુષ્યકર્મના જોરથી જીવ તેની અવધિ સુધી ચાર ગતિની અંદર રહે છે.

**નામકર્મ** ચિતારા જેવું છે. ચિત્રકાર મરજી મુજબ આકૃતિ બનાવે છે. તેમ નામકર્મના પ્રભાવે જીવને શરીરના અવયવો સુંદર કે અસુંદર મળે છે.

**ગોત્રકર્મ** કુંભાર જેવું છે. કુંભાર કોઇ ઘટને ન્હાનો કે મ્હોટો, સુંદર કે બેડોળ બનાવી શકે છે, તેમ ગોત્રકર્મના જોરથી જીવ ઊંચ નીચ ગોત્રમાં જાય છે, તેના પ્રભાવેજ ન્હાનો કે મોટો, સુંદર કે અસુંદર ગણાય છે.

**અન્તરાય** કર્મનો સ્વભાવ રાજભંડારી જેવો છે. ભંડારીના ધ્યાનમાં આવે તો રાજાની આજ્ઞાનુસાર આપે, નહિં તો યાચકને દુઃખી કરે. તેમ અંતરાય કર્મના જોરથી જીવરૂપ

યાચકને દાન, લાભ, વીર્ય, ભોગ, અને ઉપભોગરૂપ ગુણથી વંચિત રહેવું પડે છે.

એ પ્રમાણે આઠે કર્મનો સ્વભાવ કર્મગ્રંથ, કમ્મપયડી, તત્ત્વાર્થવૃત્તિ આદિ ગ્રંથોમાં બહુ વિસ્તારથી છે. જીવને યોનિ બદલતી વખતે એવું જ્ઞાન નથી હોતું કે અમુક યોનિમા મારે જવું છે, પરન્તુ તે સમયે પૂર્વ કર્માનુસાર એક ક્રિયા એવી ઉત્પન્ન થાય છે કે જેના જોરથી જીવ ઉત્પત્તિસ્થાનમાં જઇ પહોંચે છે. તે ક્રિયાને જૈન સૂત્રકારો '**અનુપૂર્વી**' એવા નામથી ઓળખાવે છે. જેમ બળદને અમુક સ્થાનમાં જવાની ઇચ્છા ન હોય પરન્તુ નાકમાં નાંખેલી નાથના જોરથી જવું પડે છે, તેવી રીતે.

૨૭ પ્રશ્ન—જીવ પાપ કેમ કરે છે ? જો અજ્ઞાનતાથી, તો અજ્ઞાનતા શાથી થઈ ? યદિ કર્મથી, તો એમાં જીવ સ્વયં કર્ત્તા કેમ થયો કે જેનું ફલ તેને જ મળે અને એથી તો એ પણ અનુભવાય છે કે જે દશામાં જીવ છે, તે જ દશામાં રહેવો જોઈએ.

ઉત્તર—જીવનો સ્વભાવ પાપ કરવાનો નથી, પરન્તુ અનાદિ કાળથી પાપકર્મનો સંબંધ હોવાથી કર્મવડે કર્મબંધ થાય છે. કર્મનો સંબંધ જેમ અનાદિકાળનો છે તેમ અજ્ઞાનતા પણ અનાદિ કાળથી આત્માને લાગેલ છે. જીવ કર્માધીન હોવાથી સ્વકર્ત્તવ્ય બજાવી શકતો નથી. જે વખતે આત્મા સ્વકર્ત્તવ્યપરાયણ થશે, તે વખતે અનાદિનો બોજો ધીરે ધીરે હલકો કરશે. જેમ એક તલાવ પાણીથી ભરેલું હોય, પરન્તુ આવક થોડી હોય અને ખર્ચ વધુ હોય તો કોઇ દિવસ

પણ તે ખાલી થવાનો સંભવ છે; તેવી રીતે કર્મની નિકાશ વ
થાય, અને આવક કમ થાય, તો કોઇ દિવસ પણ આ
કર્મથી સર્વથા મુક્ત થઈ શકે ખરો. હવે અનાદિ સંબંધ છૂ
શી રીતે ? એ એક વિચારવાનું રહે છે. જૂઓ સુવર્ણ અ
માટીનો સંબંધ. આ બેનો સંબંધ અનાદિકાળનો છે. છત
પ્રયોગદ્વારા તે છૂટાં પડે છે. તેવી રીતે જીવ અને કર્મનો સંબં
અનાદિ કાળનો હોવા છતાં જ્ઞાન, ધ્યાન, તપ-જપ-ક્રિયાદ
કર્મકિચ્ચડમાંથી જીવ જરૂર બહાર નીકળી આવે છે.

આ પ્રસંગે એક એ પણ ખુલાસો થઇ જવો જરૂરનો
કે કર્મ અને જીવનો સંબંધ અનાદિ કાળનો કેમ કહી શકાય ?
પરન્તુ આ હકીકત બિલકુલ સહજ રીતે સમજાય તેવી છે.
જીવ અને કર્મનો સંબંધ અનાદિકાળનો ન માનવામાં આવે તો
એ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે કે—પ્રથમ કર્મ હતાં કે પ્રથમ
જીવ ? જો પ્રથમ કર્મ કહેવામાં આવે તો જીવની ઉત્પત્તિ પાછળથી
થઇ, એમ માનવું પડશે. અને એમ માનવું, એ તો કોઇને ઇષ્ટ
નથી. હવે જો પ્રથમ જીવ કહેવામાં આવે તો કર્મ વિનાનો
જીવ તો સિદ્ધ, બુદ્ધ, નિરંજન, નિરાકાર, અવ્યાબાધ, અને
સમસ્ત આવરણથી રહિત એવો કેવળજ્ઞાની ગણાશે. તો પછી
એવા કેવલજ્ઞાનીને કયાં કારણોથી કર્મ લાગ્યાં ? કોઇ કારણની
કલ્પના જરૂર કરવી પડશે. હવે તે કારણ જડ છે કે ચેતન ?
જો જડ કારણ બતાવવામાં આવશે તો પહેલાં જીવ હોવાનો
પક્ષ ખંડિત થાય છે; કારણ કે જીવ પહેલાં જડ સિદ્ધ થયું. જો

ચેતન કહેવામાં આવે તો ચેતન એ તો સ્વયં જીવજ છે. બીજા કારણની અપેક્ષા વ્યર્થ જશે. જો જીવ-ચેતન જ જીવને કર્મ-બંધનું કારણ થતું હોય તો મોક્ષગામીને પણ કર્મબંધ થવો જોઇએ. અને તેમ થાય તો પછી કોઈ મુક્તજ નથી. એમ સિદ્ધ થશે.

વળી આ ઝઘડાથી કંટાળી કેટલાક, જીવ અને કર્મના સંબંધમાં ઇશ્વિરને કારણ કલ્પે છે. પરન્તુ આ કલ્પના પણ ઠીક નથી. જીવ અને કર્મના સંબંધમાં જો ઇશ્વિર કારણ બનેલ હોય તો તે સપ્રયોજન કે નિષ્પ્રયોજન ? જો નિષ્પ્રયોજન કહેવામાં આવે તો આકાશકુસુમની માફક તે વ્યર્થ છે. કારણ કે— प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्त्तते । તો પછી ઇશ્વિર જેવા ઉત્તમોત્તમ મહાપુરૂષની પ્રવૃત્તિ પ્રયોજન સિવાય થાય, એ કેમ માની શકાય ? જો સપ્રયોજન કહેવામાં આવે, તો ઇશ્વિરને એવું કયું પ્રયોજન આવી પડયું કે જેના લીધે નિરાવરણ, સુખી, આધિ-વ્યાધિ-ઉપાધિ રહિત કેવલજ્ઞાની જીવને કર્મના સંબંધમાં નાખી આવરણી, દુઃખી અને મહા ઉપાધિયુક્ત બનાવ્યો ? જો 'ઇશ્વિરની ક્રિયા' એ જ પ્રયોજન કહેવામાં આવે, તો પોતાની ક્રિયાની પૂર્તિ માટે બીજાના પ્રાણ ઉપાધિમાં નાખવા, આવું કામ પરમદયાળુ ઇશ્વિરથી થઇજ કેમ શકે ? ઇત્યાદિ અનેક દૂષણો આવીને ઉભાં રહે છે. માટે કર્મ અને જીવનો સંબંધ અનાદિ છે, એમ માનવામાં લગારે આપત્તિ દેખાતી નથી.

૨૮ પ્રશ્ન—શું જૈન સાહિત્યમાં કેવળ વૈરાગ્યનીજ પુષ્ટિ

છે, કે એમાં બીજી બાબતોની વિદ્યા છે ? અને બીજી વિદ્યાઓ છે, તો તેનાં નામો બતાવો. અને તે કયા કયા ગ્રંથોમાં છે ?

ઉત્તર—જૈન સાહિત્યમાં તમામ પ્રકારની વિદ્યાઓ ભરેલી છે. એવો એક પણ વિષય નથી કે જે ઉપર જૈન સાહિત્યમાં પૂરતાં સાધનો-ગ્રંથો ન મળે, અર્થાત્ કેવળ વૈરાગ્યરસનેજ નહિ, પરન્તુ જૈનસાહિત્ય તમામ રસોનું પોષણ કરે છે. હા, વૈરાગ્ય રંગરંગિત આચાર્યો વૈરાગ્ય-શાન્ત રસને પ્રાધાન્યતઃ પોષે છે. બીજી વિદ્યાઓ ઘણીએ છે. કેટલાં નામ આપવાં ? મંત્ર વિદ્યા, તંત્ર વિદ્યા, જડી વિદ્યા, ઔષધિ વિદ્યા, યોગવિદ્યા, સ્વરવિદ્યા, શકુન વિદ્યા, તથા ગોરી વિદ્યા, ગાંધારી વિદ્યા આદિ અડતાલીસ હજાર વિદ્યાઓ જૈનપૂર્વમાં છે. આ વિદ્યાઓના રચનારા ગણધર મહારાજા છે. આ વિદ્યાઓને સમ્પૂર્ણ જાણનાર તો અત્યારે કોઈ નથી. હા, અંશમાં જાણનાર જરૂર હશે. ઉપર્યુક્ત પૂર્વની વિદ્યાઓ પૈકી ઘણી ખરી વિદ્યાઓ તો વિચ્છેદ ગઇ છે. જે રહી છે, તે અજૈન સાહિત્યોની અપેક્ષાએ તો ઘણી જ ઉત્તમ છે. ધ્યાનમાં રાખવું જોઇએ કે જૈનમત એ અંગી છે, અને જૈનેતર મતો અંગો છે. વીરપ્રભુનાં શાસનરૂપ સમુદ્રથી બિંદુઓ ઉડી અન્યમાં ગયા છે. અર્થાત્ સમસ્ત મતના પદાર્થો જૈન સિદ્ધાન્તથી સિદ્ધ થાય છે જ્યારે જૈનસિદ્ધાન્તના પદાર્થો અન્ય મતમાં નથી. દૃષ્ટાન્ત તરીકે કર્મપ્રવાદ (કર્મવાદ).

૨૯ પ્રશ્ન—દેવતાઓને મન હોય છે કે નહિં ?

ઉત્તર—દેવતાઓને મન હોય છે. તત્ત્વાર્થ સૂત્રમાં લખ્યું છે મનઃપ્રવિચારાઃ ।

૩૦ પ્રશ્ન—બુદ્ધિ અને મનમાં શો ભેદ છે ?

ઉત્તર—મન પુદ્‌ગલ રૂપ અર્થાત્ જડ છે; જ્યારે બુદ્ધિ જ્ઞાન રૂપ છે. જડ અને ચેતનમાં જે ફર્ક છે, તેવોજ મન અને બુદ્ધિમાં છે.

૩૧ પ્રશ્ન—જૈનમત પ્રમાણે ગૃહસ્થોએ કઇ વિદ્યા શીખવી જોઇએ ? જન્મથી લઇ મરણ પર્યન્તનાં તેનાં કર્ત્તવ્યો કયાં હોવા જોઇએ ?

ઉત્તર—ગૃહસ્થોએ તમામ જીવો ઉપર ઉપકાર કરનારી વિદ્યા શીખવી જોઇએ. નીતિવિદ્યા, વ્યવહાર વિદ્યા, કળા કૌશલ્યવિદ્યા, યોગવિદ્યા, વિધિવિદ્યા અને વ્રત નિયમાદિની વિદ્યા શીખવી જોઇએ. બાલ્યાવસ્થાથી લઇ મરણ પર્યન્તનું કર્ત્તવ્ય **श्राद्धविधि, आचारोपदेश, आचार दिनकर** આદિ ગ્રંથો જોવાથી માલૂમ પડશે.

૩૨ પ્રશ્ન—પર્યાપ્તા જીવો સમકિત પામે કે નહિ ?

ઉત્તર—ચારે ગતિના પર્યાપ્તા જીવો સમકિત પામે, અપર્યાપ્તા નહિં.

૩૩ પ્રશ્ન—પ્રર્યાપ્તા થયા પછી તુર્ત સમકિત પામે કે થોડી વાર પછી ?

ઉત્તર—નારકી અને દેવગતિમાં પર્યાપ્તા થયા બાદ અંતર્મુહૂર્તમાં, તિર્યંચો દિનપૃથક્‌ત્વ ( બેથી નવ દિવસ ) થયા પછી અને મનુષ્યો આઠ વર્ષ પછી સમ્યક્‌ત્વ પામે.

૩૪ પ્રશ્ન—તિર્યંચો કેટલાં કારણોથી સમકિત પામે ?

ઉત્તર—ત્રણ કારણથી. ૧ જાતિ સ્મરણ થવાથી, ૨ ધર્મોપદેશ સાંભળવાથી અને ૩ જિનબિંબનાં દર્શન થવાથી.

૩૫ પ્રશ્ન—ક્યાં ક્યાંના દેવતાઓ કયાં કયાં કારણોથી સમકિત પામે ?

ઉત્તર—ભવનપતિથી લઇને સહસ્રાર દેવલોકના દેવો ચાર કારણે સમકિત પામે. ૧ જાતિસ્મરણ, ૨ ધર્મોપદેશનું શ્રવણ, ૩ તીર્થંકરોની મહિમા જોવાથી અને ૪ દેવતાઓની ઋદ્ધિ જોવાથી. તથા નવથી બારમા દેવલોકના દેવો ત્રણ કારણથી સમકિત પામે. ૧ જાતિસ્મરણ, ૨ ધર્મોપદેશનું શ્રવણ, ૩ તીર્થંકરોની ઋદ્ધિ જોવાથી. નવગ્રૈવેયકના દેવતાઓ માટે બે કારણો છેઃ–૧ જાતિસ્મરણ અને ૨ ધર્મોપદેશ શ્રવણ. બીજાઓ તો સમકિતવાળાજ હોય છે.

૩૬ પ્રશ્ન—ઉપશમસમ્યક્ત્વ કઇ ગતિમાં પામે ?

ઉત્તર—ચારે (દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી) ગતિમાં પામે.

૩૭ પ્રશ્ન—સાતે નરકમાં ઉપશમ સમકિત મળે કે અમુક નરક સુધી ?

ઉત્તર—સાતે નારકીમાં ઉપશમ સમકિત નારકીના જીવો પામે.

૩૮ પ્રશ્ન—નારકીના જીવોને સમ્યક્ત્વ પામવાનાં કારણો ક્યાં ?

ઉત્તર—ત્રણ કારણોથી સમકિત પામેઃ–૧ જાતિ સ્મરણ; ૨ ધર્મ સાંભળવાથી ૩ વેદનાના અનુભવથી.

૩૯ પ્રશ્ન—સાતે નારકીમાં ઉપર્યુક્ત ત્રણ કારણો છે કે કંઈ ન્યૂનાધિકતા છે ?

ઉત્તર—પહેલી ત્રણ નારકીમાં ત્રણ કારણો, અને બાકીની ચારમાં ધર્મનો ઉપદેશ છોડી બાકીનાં બે કારણો છે.

૪૦ પ્રશ્ન—નવ ગ્રૈવેયકના દેવોને કેટલાં ગુણસ્થાનક હોય ?

ઉત્તર—અવિરત સમ્યક્દૃષ્ટિ અને મિથ્યાત્વ એ બે ગુણસ્થાનકનો સંભવ છે. કારણ કે ગ્રૈવેયકના દેવો પ્રાય ઉપશમભાવવાળા હોય છે અર્થાત્ શાન્ત સ્વભાવવાળા હોય છે. તેમ તેમને મોહનો ઉદય પણ અલ્પ હોવાથી સમ્યક્ત્વને વમતા નથી. તેથી તેઓને સાસ્વાદનની પણ પ્રાપ્તિ નથી તેમ મિશ્રભાવના અભાવે મિશ્રગુણઠાણું પણ નથી, જે ભવ્યાત્માઓ ભાવચારિત્ર પાળી ગ્રૈવેયક થાય છે તેઓને લઈને ચોથુ ગુણઠાણું અને જે કેવળ દ્રવ્ય ચારિત્ર પાળી ત્યાં ઉત્પન્ન થાય છે, એવા અભવ્ય જીવોને લઈને તેમ મિથ્યાદૃષ્ટિ જીવોને લઈને પહેલું ગુણઠાણું એમ બે ગુણઠાણાંની સંભાવના છે. **ભગવતી સૂત્ર**ના પહેલા શતકના બીજા ઉદ્દેશામાં કહેલ છે–" સાધુના ગુણોને ધારણ કરવાવાળા, સંપૂર્ણ સમાચારીને પાલન કરવાવાળા દ્રવ્યલિંગધારી એવા મિથ્યાદૃષ્ટિ જીવો અથવા અભવ્યજીવો જાણવા.

૪૧ પ્રશ્ન—અગ્યારમા અને બારમા દેવલોકના દેવોને જ્યારે વિષયની વાંછા થાય છે, ત્યારે પ્રથમ અને બીજા

દેવલોકમાં ઉત્પન્ન થયેલી અપરિગૃહીતા દેવીઓ કેવી રીતે જાણે ? કારણ કે તેણીઓના અવધિજ્ઞાનનો વિષય એટલો બધો નથી કે જેથી તેમની મનકામના જાણી શકે. અને જ્યાં સુધી જાણે નહિ ત્યાં સુધી તે દેવો પ્રત્યે મનોવાંચ્છા પણ કેમ થાય? અને દેવીઓની મનોવાંચ્છા સિવાય દેવોની ઇચ્છા પણ પૂર્ણ કેમ થાય?

ઉત્તર—પ્રથમ અને બીજા સ્વર્ગમાં રહેલ અપરિગૃહીતા દેવીઓ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનના બળથી જાણે છે. જ્યારે અગ્યારમા અને બારમા દેવલોકના દેવોને વિષયવાંચ્છા થાય છે, ત્યારે તે દેવીઓનું આસન કંપે છે. તથા દેવીઓના શરીરમાં અપૂર્વ વિષયજન્ય ચેષ્ટા થાય છે અર્થાત્ જે સમયે દેવોને વિષયેચ્છા ઉત્પન્ન થાય છે, તેજ સમય દેવીઓને પણ વિષય પરિણામ જાગે છે. જેમ નાગરવેલનું પાન કોઇ માણસ સો ગાઉ દૂર લઇ જાય; અને પાછળ તે વેલડીને અગ્નિ આદિ; નો સંયોગ થતાં તે બળી અથવા કરમાઈ જાય, તો તેજ કારણે પેલું સો ગાઉ દૂર ગયેલું પાન પણ કરમાઇ જાય છે. આ એનો સ્વભાવ છે. તેવીજ રીતે દેવોનાં પણ શુક્રનાં પુદ્ગલો તેમના શરીરમાં રૂપાદિ પરિણામથી પરિણત થતાં હોવાથી તત્કાલ દેવીઓનાં અંગ સ્ફુરાયમાન થાય છે; અને તેથી તે દેવોની અભિલાષા તે દેવીઓ જાણી શકે છે.

૪૨ પ્રશ્ન—કિલ્વિષક દેવોની ઉત્પત્તિ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક એ ચાર પૈકી અમુકમાંજ હોય છે કે ચારેમાં ?

ઉત્તર—ભગવતી શતક ૧ ના બીજા ઉદ્દેશમાં કહેલ છે કે જઘન્યથી ભવનપતિમાં અને ઉત્કૃષ્ટથી લાંતક દેવલોક સુધી કિલ્વિષક દેવો ઉત્પન્ન થાય છે. આ કથનથી ચારે નિકાયમાં ઉત્પન્ન થવાનું સિદ્ધ થાય છે.

૪૩ પ્રશ્ન—પાલકાદિ વિમાનો તીર્થંકરનાં પાંચ કલ્યાણકોત્સવમાં આવે છે, તેમ સૂર્યાભાદિ દેવો ભકિતભાવના પ્રેર્યા આવે છે. તે વખતે નંદીશ્વરાદિ દ્વીપોમાં તે વિમાનો સંકોચ-વિકાશશાલી બને છે. જ્યારે એમ છે, તો પછી તે શાશ્વતાં કેમ કહેવાય ? શું શાશ્વત પદાર્થો સંકોચ-વિકાશશાલી હોઇ શકે ખરાં ?

ઉત્તર—જેમ ચક્રવર્તિઓના ચર્મરત્ન-છત્રરત્નાદિ પદાર્થો શાશ્વત હોવા છતાં સંકોચ-વિકાશશાલી હોય છે, તેવી રીતે પાલકાદિ વિમાનો પણ શાશ્વત હોવા છતાં સંકોચ રત્નાદિ વિકાશશાલી માનવામાં વાંધો નથી.

૪૪ પ્રશ્ન—ચૌદ ગુણસ્થાનકમાં શાશ્વત ગુણસ્થાનક કેટલાં અને અશાશ્વત કેટલાં ?

ઉત્તર—અહિં શાશ્વતની વ્યાખ્યા એ સમજવાની છે કે જે નિરંતર રહે-કોઈવાર આંતરૂં ન પડે તે શાશ્વત, અને જેમાં વ્યવધાન-આંતરૂં પડે તે અશાશ્વત.

હવે શાશ્વત અને અશાશ્વતની આ વ્યાખ્યા પ્રમાણે પહેલું, ચોથું, પાંચમું, છઠ્ઠું અને તેરમું એ પાંચ ગુણઠાણા શાશ્વત છે, કારણ કે તે પીસ્તાલીસ લાખ યોજનપ્રમાણું

મનુષ્યક્ષેત્રમાં ગમે તે જીવમાં પમાય છે. બાકીનાં બીજું, ત્રીજું, સાતમું, આઠમું, નવમું, દશમું, અગીયારમું, બારમું ને ચૌદમું આ નવ ગુણઠાણા અશાશ્વત છે, કારણ કે આ ગુણઠાણાંવાળા જીવો હોયે ખરા અને ન પણ હોય. પૂર્વોકત પાંચ ગુણસ્થાનકની શાશ્વતતા આ પ્રમાણે છે. વ્યવહારરાશી અને અવ્યવહારરાશીની વિદ્યમાનતા કાયમ હોવાથી મિથ્યાત્વ ગુણઠાણું પણ શાશ્વતજ કહેવાય. સમ્યક્દૃષ્ટિ જીવોની પ્રાપ્તિ નિરંતર થાય છે, માટે અવિરતિ સમ્યક્દૃષ્ટિ ગુણસ્થાનક અવશ્ય છે. દેશવિરતિ શ્રાવકોનો વ્યવચ્છેદ નથી, તેમ સાધુઓ અને કેવલી ભગવાન્ પણ નિરંતર મહાવિદેહ ક્ષેત્રની અપેક્ષાએ હમેશાં છે, એટલે પાંચમું, છઠું અને તેરમું ગુણસ્થાનક પણ શાશ્વતજ કહેવાય. બાકીનાં ગુણસ્થાનક માટે ભજના સમજવી.

૪૫ પ્રશ્ન—ચોથા ગુણસ્થાનકમાં રહેતો જીવ તપસ્યાં-પચ્ચખ્ખાણ કરી શકે કે નહિ ?

ઉત્તર—ચોથા ગુણઠાણામાં વર્તતો જીવ વિરતિનો અધિકારી નથી; પરન્તુ અભિગ્રહરૂપ તપ, કે જે કર્મનિર્જરાના હેતુભૂત છે, તે કરી શકે. તેમ કર્મનિર્જરાનાં બીજાં કારણો-સંઘવાત્સલ્ય, શાસનપ્રભાવનાદિ અનેક છે, તે પણ કરી શકે. ચારિત્રમોહનીયના ક્ષયોપશમજન્ય જે વિરતિરૂપ પરિણામ તે સંબંધી કાર્યો કરી શકે નહિ.

૪૬ પ્રશ્ન—સમ્યગ્દૃષ્ટિ ગૃહસ્થો બારમા દેવલોકમાં જાય છે તે શાથી ?

ઉત્તર—લોકવિરૂદ્ધ અકાર્યો-વિશ્વાસઘાત, પરવંચન અને દુરાચારાદિ-ન કરે, સાતક્ષેત્ર પૈકી જેમાં ન્યૂનતા દેખાતી હોય તે દૂર કરવા ધનવાન્ પુરૂષોને મળી ધર્મદલાલી કરે; કોઇ જીવ સંસાર કારાગ્રહથી મુક્ત થવા ચાહતો હોય, પરન્તુ તેને કોઇ ગાઢ પ્રતિબંધ રોકતો હોય, તો તે પ્રતિબંધને દૂર કરવા મહેનત કરે, તથા અનેક સાવદ્ય વ્યાપારને રોકવા મન-વચન કાયાથી પરિશ્રમ કરે, સ્વશક્તિ અનુસાર દાન શીલ તપ ભાવાદિ ધર્મનાં કારણોને લક્ષમાં રાખી ધર્મની સાધના કરે, જૈનશાસનની પ્રભાવના કરે, જિન મંદિર બનાવે; પ્રતિમાઓ ભરાવે; તેની અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરાવે, સ્વધાર્મિક વર્ગને સાંસારિક કષ્ટોથી મુક્ત કરી કુમારપાલની માફક ધર્મ માર્ગમાં પ્રવર્તાવે. ઇત્યાદિ કારણોને લઇને બારમા સ્વર્ગમાં તે જાય છે.

૪૭ પ્રશ્ન—મૂલગુણવ્રત વિનાનો જીવ ઉત્તરગુણરૂપ-વ્રત કરી શકે કે નહિ ?

ઉત્તર—કરી શકે. ભગવતી સૂત્રના સાતમા શતકમાં મૂલગુણપચ્ચખાણ કરનાર કરતાં ઉત્તરગુણપચ્ચખાણી અસંખ્યાત ગુણા કહ્યા છે.

૪૮ પ્રશ્ન—ઉત્તરગુણપચ્ચખાણી જીવો કયા ગુણસ્થાનકમાં કહેવાય ?

ઉત્તર—પાંચમા ગુણસ્થાનકમાં. કારણ કે પચ્ચખાણ એ પાંચમા ગુણસ્થાનકવાળા જીવોની કરણી છે.

૪૯ પ્રશ્ન—એક વ્રત ધારી હોય, તે શ્રાવક કહેવાય કે કેમ ?

ઉત્તર—ભગવતીસૂત્રના શતક ૧૮ માં એકવ્રતધારી જીવને શ્રાવક કહેલ છે.

૫૦ પ્રશ્ન—તપ ગુણની પ્રાપ્તિ કયા કર્મના ક્ષયોપશમથી થાય છે ?

ઉત્તર—વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમથી થાય છે.

૫૧ પ્રશ્ન—દેશવિરતિ તથા સર્વવિરતિ ચારિત્રધર્મની પ્રાપ્તિ કયા કર્મના ક્ષયોપશમથી થાય છે ?

ઉત્તર—મોહનીય કર્મના મુખ્ય બે ભેદો છે ૧ દર્શન મોહનીય અને ૨ ચારિત્ર મોહનીય. તેમાં ચારિત્ર મોહનીય કર્મ ચારિત્ર ધર્મનું પ્રતિબંધક છે અને પ્રતિબંધકનો અભાવ, એ કાર્ય પ્રત્યે કારણ છે. આ નિયમાનુસાર દેશવિરતિ ચારિત્ર-ધર્મનું કારણ પ્રથમ બે કષાયનો ક્ષયોપશમ છે. અર્થાત્ અનન્તાનુબંધી અને અપ્રત્યાખ્યાની કષાયના ક્ષયોપશમથી દેશ-વિરતિરૂપ ચારિત્રધર્મની પ્રાપ્તિ થાય છે અને ત્રણ કષાયનો ક્ષયોપશમ થવાથી સર્વવિરતિરૂપ ચારિત્ર ધર્મની પ્રાપ્તિ થાય છે અર્થાત્–અનન્તાનુબંધી, અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની આ ત્રણ કષાયની ચોકડીનો ક્ષયોપશમ થવાથી ક્ષાયોપશમિક સર્વવિરતિરૂપ ચારિત્રધર્મની પ્રાપ્તિ થાય છે. સારાંશ કે-ચારિત્ર મોહનીય કર્મનો ક્ષયોપશમ, એજ દેશવિરતિ અને સર્વવિરતિરૂપ ચારિત્રધર્મનું કારણ છે.

૫૨ પ્રશ્ન—સમ્યગ્ દૃષ્ટિ જીવ છતી શક્તિએ પ્રમાદથી પ્રતિક્રમણાદિ ક્રિયા ન કરે, તો આરાધક કે વિરાધક ?

ઉત્તર—સમ્યગ્દષ્ટિજીવ પ્રમાદથી પ્રતિક્રમણાદિ ક્રિયા ન કરે તેથી વિરાધક ન કહેવાય. હા, વીર્યાચારમાં અતિચાર લાગે. આરાધક કે વિરાધકનો સંબંધ સમ્યક્ત્વ સાથે નહિ, પરન્તુ ક્રિયા સાથે છે.

૫૩ પ્રશ્ન—મિથ્યાદષ્ટિજીવો અજ્ઞાન પૂર્વક તપસ્યા કરે છે, તે આરાધક કે વિરાધક ?

ઉત્તર—આરાધક-વિરાધક શબ્દની પ્રવૃત્તિ અહિં ઘટતી નથી. જે વ્રત-નિયમ લઈ પાળે તે આરાધક અને લીધેલ વ્રત-નિયમોનો ભંગ કરે તે વિરાધક. આ બેમાંથી એક પણ વાત મિથ્યાદષ્ટિ જીવોમાં નથી, માટે તેને આરાધક વિરાધક કેમ કહી શકાય ? **ભગવતીસૂત્ર**ના સાતમા શતકમાં મિથ્યાદષ્ટિ જીવોને દેશથી આરાધક બતાવેલ છે, તે કેવળ દેવગતિ પામતા હોવાથી થોડા શુભ અધ્યવસાયને લઈને છે, અન્યથા તો **ઉવવાઈસૂત્ર**માં નવગ્રૈવેયક સુધી ગતિ કરનારા છતાં તેઓને અનારાધક બતાવ્યા છે.

૫૪ પ્રશ્ન—મિથ્યાદષ્ટિજીવ સકામનિર્જરા કરે કે નહિં ?

ઉત્તર—મુખ્યતાએ મિથ્યાદષ્ટિજીવ અકામનિર્જરા કરે છે. સકામનિર્જરાનો અધિકારી નથી. સકામનિર્જરાનું કામ સંસાર ઘટાડવાનું છે; જ્યારે અકામનિર્જરાનું કામ સંસાર ઘટાડવાનું નથી, બલ્કે સંસાર વધારવાનું સંભવિત છે.

અર્થાત્ મિથ્યાદષ્ટિ જીવની કરણી સંસાર ઘટાડનાર નથી; તથાપિ કેટલાક મિથ્યાદષ્ટિ જીવો દેવલોકાદિ તથા રાજ્યાદિ પદવીની આકાંક્ષા ન રાખતાં કેવળ આત્મકલ્યાણ માટે કરતા હોય અથવા ઘુણાક્ષર ન્યાયથી જૈનમતાનુસારિણી કરણી કરતાં હોય, તો સકામનિર્જરા કરવાનો સંભવ છે. જેમ **સુમુખ ગાથાપતિ** તથા **મેઘકુમાર**ના પૂર્વભવનો હાથીનો જીવ કષ્ટાનુષ્ઠાન સહી પરીતસંસારી થયો છે. તેથી તેણે સકામનિર્જરા કરી એમ સિદ્ધ થાય છે. તથા **તામલીતાપસ** વિગેરે કેટલાક મધ્યસ્થવૃત્તિવાળા તાપસો પણ સકામનિર્જરા કરે છે. આ સંબંધી ભાવવિજયજી કૃત '**પટ્ત્રિંશજ્જલ્પ-વિચાર**' માં સયુક્તિક વર્ણન છે.

૫૫ પ્રશ્ન—સમ્યગ્દષ્ટિ જીવો અકામનિર્જરા કરે ખરા ?

ઉત્તર—સમ્યગ્દષ્ટિ જીવો તો સકામનિર્જરાના માલીક છે. પરન્તુ કોઈવાર પરાધીનપણે મન વિના કષ્ટાનુષ્ઠાન કરે, તો અકામનિર્જરા કરે, પરંતુ મિથ્યાદષ્ટિ જીવોની અકામનિર્જરા કરતાં અધિક ગુણવાળી અકામનિર્જરા કરે એ વાત ખ્યાલમાં રાખવી.

૫૬ પ્રશ્ન—વ્રતધારી શ્રાવક પ્રતિક્રમણ કરે એ તો ઠીક છે; પરન્તુ અવ્રતી પ્રતિક્રમણ કરે કે નહિ ? અને કરે તો તે કયા વ્રતોની આલોચના કરે ? કારણ કે પ્રતિક્રમણ તો વ્રતની આલોચનારૂપ છે.

ઉત્તર—અવ્રતી-વ્રતિભિન્ન તમામ જીવો કહેવાય છે. એટલે વ્યવહારરાશીગત તથા અવ્યવહારરાશીગત જીવો લઈ શકાય છે. વ્યવહારરાશીગત જીવોમાં સમ્યગ્દૃષ્ટિજીવો તથા મિથ્યાદૃષ્ટિજીવો પણ અવ્રતી ગણાય છે. તેમાં સમ્યગ્દૃષ્ટિ અવ્રતી જીવો આશ્રયી પ્રશ્ન હોય તો તે પ્રતિક્રમણ કરી શકે. કારણ કે દ્રવ્યવ્રતોના ઉચ્ચારણનો અભાવ છે; પરન્તુ ભાવવ્રતો અનુભવાય છે. કારણ કે-શ્રાવકકુલોત્પન્ન બાળકોમાં જન્મથીજ કેટલીક શુદ્ધ પ્રવૃત્તિ પડેલી હોય છે. દૃષ્ટાન્ત તરીકે-કોઈ શ્રાવકના છોકરાને લાલચ આપી કહેવામાં આવે કે 'અમુક જીવને તું માર.' પરન્તુ તે જીવને મારશે નહિં. કારણ કે જન્મથીજ તેને એવા સંસ્કારો પડેલા હોય છે. આ શુદ્ધ સંસ્કારોમાં પણ જે દોષ લાગે, તેની આલોચનારૂપે પ્રતિક્રમણ કરવામાં જરાયે હરકત નથી. વળી પ્રતિક્રમણની અગાઉ સામાયિકવ્રત પણ છે તે અપેક્ષાએ પણ તે વ્રતી છે.

હીરપ્રશ્નમાં એક પ્રશ્ન છે કે—કોઈને રાત્રિએ સુખડી ખાવાનું વ્યસન હોય તે પ્રતિક્રમણ કરી શકે કે નહિ? તેના ઉત્તરમાં લખ્યું છે કે—નહિ કરવા કરતાં અવિધિથી પણ પ્રતિક્રમણ કરવામાં વાંધો નથી.

પ૭ પ્રશ્ન—અઢીદ્વીપના મનુષ્યો સંખ્યાતા છે કે અસંખ્યાતા?

ઉત્તર—સંખ્યાતા.

૫૮ પ્રશ્ન—દુનિયામાં શ્રાવકો સંખ્યાતા છે કે અસંખ્યાતા

ઉત્તર—અસંખ્યાતા. આમાં આશ્ચર્ય પામવા જેવું નથી કેવળ મનુષ્યો જ શ્રાવક નથી હોતા; પરંતુ તિર્યંચો પણ વ્રતો પાળતા હોવાથી વ્રતધારી શ્રાવક કહેવાય છે. જે રાજલોકમાં આપણે રહીએ છીએ તે રાજમાં, પચીસ કોડાકોડી પલ્યોપમના જેટલા સમય થાય તેટલા દ્વીપસમુદ્ર એક એકથી બમણા પ્રમાણમાં છે. અંતમાં સ્વયંભૂરમણ સમુદ્ર છે, કે જે અર્ધ રાજ પ્રમાણનો છે, તેમાં હજાર જોજન પ્રમાણવાળા મત્સ્યો રહે છે. સ્વયંભૂરમણ, લવણસમુદ્ર તથા કાલોદધિમાં મત્સ્ય-કૂર્માદિ ખીચોખીચ ભરેલ છે, અન્ય સમુદ્રોમા થોડા છે. મત્સ્યો કેવળ બલૈયાના આકારને છોડી તમામ આકારવાળા હોવાથી પ્રતિમાકારના પણ મત્સ્યો છે, જેને અન્ય મત્સ્યો દેખી ઉહાપોહ કરતા જાતિસ્મરણ પામી સમ્યક્ત્વમૂલ અગ્યાર વ્રતોનું પાલન કરે છે. અતિથિસંવિભાગ નામનું બારમું વ્રત તેઓને નથી હોતું, કારણ કે ત્યાં સાધુઓનો યોગ નથી હોતો. આ અપેક્ષાએ શ્રાવકો અસંખ્યાત છે.

૫૯ પ્રશ્ન—અગ્યાર વ્રતધારી મત્સ્યાદિ શ્રાવકો બતાવ્યા તે ઠીક પરન્તુ તેમાં સામાયિક અને પૌષધવ્રત છે, એમ કેમ કહી શકાય? તેઓ તે કેમ કરી શકતા હશે?

ઉત્તર—આહારના ત્યાગરૂપ, બ્રહ્મચર્ય રૂપ અને શરીર સત્કારના ત્યાગરૂપ પૌષધ તે કરી શકે છે. તેમાં શંકા જેવું નથી.

છોડીને કરે છે. કાયની ચપલતાનો ત્યાગ એજ સામાયિક, જેમ કોઈ પુરૂષને તિથિએ એકાસણું કરવાનો નિયમ હોય, તે પુરૂષ સમુદ્ર પાર થવા સ્ટીમરમાં બેસે અથવા એક શહેરથી બીજા શહેર જવા ગાડીમાં બેસે. અને તે સ્ટીમર યા ગાડી કયાંય રૂભી રહેવાની ન હોય, તો, જેમ તે માણસ કાયચપલતાનો ત્યાગ કરી એક આસને બેસી એકાસણું કરી શકે છે, તેમ મત્સ્યશ્રાવકને સચિત્ત જલમાં કાયની ચપલતા છોડવી, એનું નામ સામાયિક ગણવામાં આવે તો વાંધો નથી.

૬૦ પ્રશ્ન—બાહ્ય અને અભ્યન્તર તપમાં બળવાન્ કોણ? બાહ્ય તપનું સાધન શું ? અને અભ્યન્તર તપ કરવાનું સાધન શું ?

ઉત્તર—બાહ્ય તપ કરતાં અભ્યન્તર તપ વધારે બલવાન્ છે. કર્મનિર્જરા બન્ને તપ કરે છે, તેજ કારણથી નિર્જરાના બાર ભેદરૂપ બાહ્ય અને અભ્યન્તર તપ માનેલ છે, કારણમાં કાર્યનો ઉપચાર કરેલ છે. નિર્જરાનાં કારણો બાર હોવાથી નિર્જરાના પણ બાર ભેદ બતાવવામાં આવ્યા છે. અન્યથા તો 'સકામ' અને 'અકામ' એમ બેજ પ્રકારની નિર્જરા છે. બારભેદ અપેક્ષિત છે. અન્યથા જ્ઞાન, દર્શન અને ચારિત્ર પણ કર્મનિર્જરા કરવાનાં કારણો છે. પરંતુ તેમાંથી કેટલાક સંવરમાં સમાય છે અને કેટલાક તપની અંતર્ભૂત હોવાથી મુખ્ય કારણ તપજ કહેલ છે. તપમાં બાહ્ય તપનું કારણ શરીર શક્તિ છે.

અને આભ્યન્તર તપનું કારણ આત્મભાવના છે. આ મુખ્ય કારણો છે. પરન્તુ બાહ્યતપમાં ગૌણ કારણ આત્મભાવના અને આભ્યન્તર તપમાં ગૌણકારણ શરીર શક્તિ છે, અન્યોઅન્યની અપેક્ષા વિના બાહ્યતપ અને અભ્યન્તરતપ થઈ શકે નહિ.

૬૧ પ્રશ્ન—મિથ્યાદષ્ટિજીવ સંસારને અનિત્ય જાણી વૈરાગ્ય ભાવનાથી ભાવિતાન્તઃકરણ પૂર્વક ત્યાગવૃત્તિ સ્વીકારે, તે વખતે ચાર ધ્યાનમાંથી કયું ધ્યાન હોય ?

ઉત્તર—આર્તધ્યાનની પ્રધાનતા સંભવે છે અને ધર્મધ્યાનનો ઉદય થોડા સમયમાં થવાનો સંભવ કહેવાય. તેમ પરિણામની સુંદરતા હોવાથી રૌદ્રધ્યાનની તો સત્તા નથી. જ્યારે શુકલધ્યાન તો ક્ષપકશ્રેણ્યારૂઢ મહાપુરૂષને આઠમા ગુણસ્થાનકથી શરૂ થાય છે અને ધર્મધ્યાન અવિરતિસમ્યગ્દષ્ટિ નામના ચતુર્થ ગુણસ્થાનકથી શરૂ થાય છે.

પૂર્વોક્ત મિથ્યાદૃષ્ટિજીવ અનિત્યતાના રંગથી રંગિતાન્તઃકરણ હોવાથી ધર્મધ્યાનનો ઉદયાંકુર અનુમાનથી સમજાય છે, જેમ અરૂણોદયથી સૂર્યોદયનું જ્ઞાન આબાલ વૃદ્ધને નિઃસંશય માલૂમ પડે છે. તેમ વૈરાગ્યભાવનાભાવિતાન્તઃકરણ જીવોને વસ્તુધર્મની ઓળખાણ થતાં વાર લાગતી નથી. અને તેમ થવાથી ધર્મધ્યાનનો પ્રાદુર્ભાવ થાય, એ તો શાસ્ત્રસમ્મત વાત છે.

૬૨ પ્રશ્ન—ભવ્યજીવોના પ્રતિબોધેલ જીવો વધારે મુક્તિમાં જાય કે અભવ્યના ?

ઉત્તર—સમસ્ત જીવરાશીને આશ્રી કહેવામાં આવે તો ભવ્યના પ્રતિબોધેલા અધિક મુક્તિમાં જાય, અને એક જીવ આશ્રી કહેવામાં આવે તો અભવ્યના પ્રતિબોધેલ વધુ જાય. કારણ કે અભવ્ય કોઇ પણ સમયે મુક્તિમાં જનાર નહિં હોવાથી વારંવાર દ્રવ્ય ચારિત્ર પાળી અંગારમર્દનાચાર્યની માફક પ્રતિબોધ કરે છે.

૬૩ પ્રશ્ન—અરિહંત, ચક્રવર્તી, બલદેવ અને વાસુદેવ એ ચારનું આગમન કઇ ગતિથી થાય ?

ઉત્તર—દેવ અને નરકગતિથી થાય છે. વધુમાં ધ્યાનમાં રાખવું જોઇએ કે—સાતમી નરકથી આવેલ જીવ મનુષ્ય થતો નથી, ત્યારે મહાપુરૂષ તો ક્યાંથી જ થાય ? માટે સાતમી નરકને છોડવી. તથા અરિહંત અને વાસુદેવ, દેવગતિથી આવે તો વૈમાનિક દેવથી આવે છે. તેમા પણ પંચાનુત્તર વિમાનથી આવેલ જીવ વાસુદેવ થતો નથી. બલદેવ અને ચક્રવર્તી તો ચારે નિકાયના દેવોથી આવેલ જીવો થાય છે.

૬૪ પ્રશ્ન—અરિહંત, ચક્રવર્તી, બલદેવ અને વાસુદેવ કઇ ગતિ પામે ?

ઉત્તર—અરિહંત નિશ્ચયથી કેવલ જ્ઞાન પામી ૩૪ અતિશય, ૩૫ વાણીના ગુણ, અષ્ટ પ્રાતિહાર્ય યુક્ત થઇ, ભવ્ય

છે. અન્ય ગતિ પામતા નથી. ચક્રવર્તિ જો રાજ્ય છોડે તો સ્વર્ગ યા મોક્ષે જાય, અન્યથા નરકમાં જાય. બલદેવ મુક્તિ અથવા સ્વર્ગ ગતિ પામે છે અને વાસુદેવની કેવળ નરક ગતિ થાય છે, કારણ કે તેઓ પ્રાય નિરંતર કિલષ્ટ પરિણામી હોય છે.

૬૫ પ્રશ્ન—ચક્રવર્તીનાં રત્નોનાં નામો બતાવો.

ઉત્તર—ચક્રરત્ન, છત્રરત્ન, દંડરત્ન, ચર્મરત્ન, કાકિણી, મણિ, ખડ્ગ, હસ્તી, અશ્વ, પુરોહિત, સેનાધિપતિ, ગૃહપતિ, વાર્ધિક, અને સ્ત્રીરત્ન એ ચૌદ રત્નો છે.

૬૬ પ્રશ્ન—યોગ હોય ત્યાં નિર્જરા નિશ્ચયે હોય કે નહિ ?

ઉત્તર—યોગ હોય ત્યાં નિર્જરા નિયમા હોય, પછી તે સકામ હોય કે અકામ હોય. અને નિર્જરા હોય ત્યાં યોગની ભજના છે. ચૌદમા ગુણસ્થાનકે નિર્જરા છે, પરન્તુ યોગ નથી.

૬૭ પ્રશ્ન—या मतिः सा गतिः એની મતલબ શી ?

ઉત્તર—જેવી મતિ હોય તેવી ગતિ થાય. ધર્મશાસ્ત્રકારોનો અને નીતિશાસ્ત્રકારોનો સિદ્ધાન્ત આ પ્રમાણે છે–गतिर्मत्यनुसारिणी અર્થાત્ ગતિ, મતિને અનુસારે થાય છે.

૬૮ પ્રશ્ન—વિજળી અગ્નિકાય કે અપ્કાય ?

ઉત્તર—વિજળીને જૈનશાસ્ત્રકારોએ અગ્નિકાય બતાવેલ છે, તેમ વિજ્ઞાનથી પણ અગ્નિકાયજ સિદ્ધ થયેલ છે તેનાથી પાણી ગરમ થાય છે, રસોઇ થાય છે, પ્રકાશ થાય છે. અને પાણીથી

જે વીજળી થાય છે, તેનાં પુદ્ગલો પ્રાયઃ શીત જણાય છે. જેના ઉપર વીજળી પડે છે, તેનું શરીર, ફ્રીમ પડવાથી જેમ પદાર્થ કાળો થાય છે, તેમ કાળીમાવાળું થાય છે, તત્ત્વ તો કેવલી-ગમ્ય છે. અનુમાનથી કહેલ છે.

૬૯ પ્રશ્ન—યુગલીયાં સ્તન પાન કરે, કે નહિં ?

ઉત્તર—સ્તન પાન કરે, એવો લેખ સુયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના ત્રીજા અધ્યયનના મૂલમાં તથા ટીકામાં છે.

૭૦ પ્રશ્ન—કોઇ કોઇ લોકો યુગલીકને સ્તનપાન નથી માનતા, તે સયુક્તિક છે કે ?

ઉત્તર—નહિં. સૂત્રોમાંજ જ્યારે સ્તનપાનનો ઉલ્લેખ છે, તો પછી તે વાત ન માનવી એ સૂત્રવિરૂદ્ધ અને લોકવિરૂદ્ધ પણ છે. લોકવિરૂદ્ધ એટલા માટે કે ઔદારિક શરીરવાળા જરૂર સ્તનપાન કરે છે. અહિં તીર્થંકરોનું ઉદાહરણ લેવું વ્યાજબી નથી. તીર્થંકરો ઔદારિક શરીરવાળા હોવા છતાં સ્તનપાન કરતા નથી એ વાત ખરી છે. પરન્તુ તેઓ કલ્પાતીત હોઈ તેમનું ઉદાહરણ ન લેવાય.

૭૧ પ્રશ્ન—'પરિત્ત' અને 'અપરિત્ત' શબ્દોનો શો અર્થ છે ? અને તેની મર્યાદા ક્યાં સુધી છે ?

ઉત્તર—'પરિત્ત' શબ્દ બે ઠેકાણે વપરાયો છે. 'સંસાર પરિત્ત' અને 'કાલ પરિત્ત'. 'પરિત્ત' એટલે થોડો

સંસાર. થોડાથી અહિં 'અર્ધ પુદ્‌ગલપરાવર્ત' સમજવાનો છે. 'અપરિત્ત' અર્થાત્ તેથી વધારે.

૭૨ પ્રશ્ન—લેશ્યા એટલે શું ?

ઉત્તર—કર્મનિઃસ્પંદ અર્થાત્ મનઃપરિણામ એનું નામ લેશ્યા છે. યથા—

> कृष्णादिद्रव्यसाचिव्यात्परिणामोयमात्मनः।
> स्फटिकस्येव तत्रायं लेश्याशब्दः प्रवर्त्तते॥

અર્થાત્ કૃષ્ણાદિ દ્રવ્યના સંબંધથી સ્ફટિકની માફક જે આત્માના પરિણામ થાય ત્યાં 'લેશ્યા' શબ્દનો પ્રયોગ થાય છે. અર્થાત્ સ્ફટિકમણી આગળ જે વસ્તુ રાખી હોય, તેનો રંગ તેમાં પડે છે. તેવી રીતે જેવી વસ્તુનો સંગ થાય, તેવા પરિણામ આત્માના થાય છે. લોકમાં પણ વ્યવહારથી બોલાય છે કે 'લેશ્યા શુભ રાખો.' અર્થાત્ પરિણામ શુભ રાખો. અતએવ '**લેશ્યા**' થી એ સિદ્ધ થાય છે કે-'શુભપરિણામને શુભલેશ્યા કહેવામાં આવે છે, અને અશુભપરિણામને અશુભલેશ્યા.'

૭૩ પ્રશ્ન—શુભલેશ્યા કઇ અને અશુભ કઇ ?

ઉત્તર—કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા અને કાપોતલેશ્યા–એ અશુભલેશ્યાઓ કહેવાય છે, અને તેજોલેશ્યા, પદ્મલેશ્યા, અને શુક્લલેશ્યા–એ શુભલેશ્યાઓ છે.

૭૪ પ્રશ્ન-કૃષ્ણાદિ લેશ્યાઓનું સ્વરૂપ વિસ્તારથી શામાં છે ?

ઉત્તર—**ભગવતી** અને **પન્નવણા**માં તથા **ઉત્તરાધ્યય-**

નના ૩૪ મા અધ્યયનમાં. અન્ય પણ લોકપ્રકાશાદિ છૂટક છૂટક ગ્રંથોમાં છે.

૭૫ પ્રશ્ન—કૃષ્ણલેશ્યાવાળાના પરિણામ કેવાં હોય ?

ઉત્તર—પાંચ આશ્રવમાં પ્રવૃત્ત, ત્રણ ગુપ્તિથી અગુપ્ત, ષટકાયમાં અવિરત, તીવ્રારંભમાં મસ્ત, છિદ્રાન્વેષી, ચૌર્યાદિ કર્મ કરનાર, ઉભય લોકની શંકા રહિત ( આ ભવ-પરભવનો ડર નહિં રાખનાર ) નિર્દય અને અજિતેન્દ્રિયાદિ દુર્ગુણયુકત કૃષ્ણલેશ્યાવાળો ગણાય છે. કહ્યું છે—

> अतिरौद्रः सदा क्रोधी मत्सरी धर्मवर्जितः ।
> निर्दयो वैरसंयुक्तः कृष्णलेश्याऽधिको नरः ॥

અતિ રૌદ્ર પરિણામી, હમેશાં ક્રોધી, મત્સરી, ધર્મરહિત, નિર્દય અને વૈરયુકત-એવો કૃષ્ણલેશ્યાવાળો મનુષ્ય હોય છે.

૭૬ પ્રશ્ન—નીલલેશ્યાવાળાના પરિણામ કેવા હોય ?

ઉત્તર—પરગુણને નહિ સહન કરનાર, તપોગુણથી રહિત, અવિદ્યાવાન્, કપટજાલયુકત, નિર્લજ્જ, વિષયાદિમાં લંપટ, પ્રદ્વેષવાળો, મૂર્ખ, રસલોલુપી, જાત્યાદિ મદોથી ઉન્મત્ત, આરંભમાં રકત અને ક્ષુદ્ર વિગેરે દુર્ગુણવાળો નીલલેશ્યાવાળો ગણાય છે. એક સ્થળે એમ પણ કહ્યું છે—

> अलसो मन्दबुद्धिश्च स्त्रीलुब्धः परवञ्चकः ।
> कातरश्च सदा मानी नीललेश्याऽधिको भवेत् ॥

૭૭ પ્રશ્ન—કાપોત લેશ્યાવાળા જીવના પરિણામ કેવા હોય?

ઉત્તર—વક્રસ્વભાવી, વક્રઆચારી, ક્રિયામાં નિર્દયી,

અસરલસ્વભાવી, ઔપાધિક, માયાવી, સ્વદોષને ઢાંકનાર, મિથ્યાદષ્ટિ, અનર્થ પ્રલાપી, દુષ્ટ શબ્દો બોલનાર અને મત્સરી—આવો માણસ કાપોતલેશ્યાવાળો ગણાય છે. યથા—

शोकाकुलः सदा रुष्टः परनिन्दाऽऽत्मशंसकः ।
संग्रामे प्रार्थते मृत्यु कापोतक उदाहृतः ॥

૭૮ પ્રશ્ન—પીતલેશ્યાવાળો માણસ કેવો હોય ?

ઉત્તર—નમ્ર, અચપલ, અમાયી, અકુતૂહલી, વિનીત, વિનયી, દાન્ત યોગવાન્, તપસ્વી, ધર્મપ્રિય, દઢધર્મી, પાપભીરૂ અને મુક્તિનો અભિલાષી હોય. યથા—

विद्यावान् करुणायुक्तः कार्याकार्यविचारकः ।
लाभालाभे सदा प्रीतः पीतलेश्याऽधिको नरः ॥

૭૯ પ્રશ્ન—પદ્મલેશ્યાવાળો જીવ કેવો હોય ?

ઉત્તર—અલ્પક્રોધી, અલ્પમાયી અને અલ્પલોભી, પ્રશાન્તચિત્ત, દાન્તાત્મા, અલ્પભાષી, પ્રશસ્તરાગવાળો, વીતરાગપણાને સન્મુખ, ઉપશાન્ત, જિતેન્દ્રિય એવો માણસ. તથા ચ—

क्षमावांश्च सदा त्यागी देवार्चनरतो यमी
शुचीभूतः सदानन्दी पद्मलेश्याऽधिको भवेत् ॥

૮૦ પ્રશ્ન—શુક્લલેશ્યા વાળા જીવોનો અધ્યવસાય કેવો હોય ?

ઉત્તર—આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગી, ધર્મધ્યાન અને શુક્લધ્યાનનો કરનાર, પ્રશાન્તમનોભાવી, દાન્તાત્મા, પંચસમિતિ–ત્રણ-ગુપ્તિએ ગુપ્ત, સરાગસંયમી, વીતરાગ સંયમી,

ઉપશાન્ત તથા જિતેન્દ્રિય વિગેરે ગુણવાળો હોય. વળી પણ કહ્યું છે—

> रागद्वेषविनिर्मुक्तः शोकनिद्राविवर्जितः ।
> परमात्मत्वसंपन्नः शुक्ललेश्यो भवेन्नरः ॥

૮૧ પ્રશ્ન—ઉપર્યુક્ત છ લેશ્યાનાં સ્થાન અર્થાત્ ભેદો કેટલા છે?

ઉત્તર—અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ સ્થાન છે. અથવા અસંખ્યાતી અવસર્પિણી અને ઉત્સર્પિણીના જેટલા સમય થાય, તેટલા અધ્યવસાય અર્થાત્ લેશ્યાનાં સ્થાન છે.

૮૨ પ્રશ્ન—મનુષ્ય બાલ, યુવાન્ ( મધ્યમ અવસ્થાવાળો ) અને વૃદ્ધ ક્યાં સુધી કહેવાય?

ઉત્તર—સ્તનપાનની અવસ્થાથી લઇ ૧૬ વર્ષની ઉંમર સુધી બાલ, તેથી ઉપર ૭૦ વર્ષ સુધી મધ્યમાવસ્થા અને તેથી ઉપર વૃદ્ધ સમજવા. **સ્થાનાંગ સૂત્રની** ટીકામાં આ વાત કહેવામાં આવી છે—

> आषोडशाद् भवेद् बालो यावत्क्षीराम्नवर्तकः ।
> मध्यमः सप्तति यावत् परतो वृद्ध उच्यते ॥

૮૩ પ્રશ્ન—જેમ જીવના ૧૪ ભેદ કહેવામાં આવ્યા છે. તેમ અજીવના કેટલા છે?

ઉત્તર—અજીવના પણ ચૌદ છે, ચાર છે; અને ૫૬૦ પણ છે.

૮૪ પ્રશ્ન—ચૌદ અને ચાર કયા કયા?

ઉત્તર—દસ અરૂપી અજીવના અને ચાર રૂપી અજીવના મળી ૧૪. દસ અરૂપી અજીવના તે આ–ત્રણ ધર્માસ્તિકાયના, ત્રણ અધર્માસ્તિકાયના, ત્રણ આકાશાસ્તિકાયના અને એક કાલનો. ચાર રૂપી અજીવના ભેદ—સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ.

૮૫ પ્રશ્ન—સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ. એમાં સ્કંધ આખી આખી વસ્તુને કહેવાય, તેના એક અંશને દેશ કહેવાય, પરન્તુ પ્રદેશ અને પરમાણુ એટલે શું ? અને પ્રદેશ મ્હોટો કે પરમાણુ ?

ઉત્તર—પ્રદેશ અને પરમાણુમાં કોઇ ન્હાનું મ્હોટું નથી. પ્રદેશ તે છે કે જે નિર્વિભાગ ભાગ છે. આજ પ્રદેશ વસ્તુથી અલગ થાય ત્યારે તે પરમાણુ કહેવાય છે. એજ કારણથી ધર્માસ્તિકાયના ત્રણ ભેદ કહ્યા. કારણ કે પ્રદેશ અલગ પડી શકતો નથી. અને જો અલગ પડે તો પરમાણુ ગણાય. આમ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણેના સ્કંધ, દેશ અને પ્રદેશ ગણાય છે, પરમાણુ નહિં. કારણ કે પ્રદેશ અલગ પડતો નથી. આવીજ રીતે આત્માને પણ આ ત્રણનીજ કલ્પના થાય. નહિં કે પરમાણુની.

૮૬ પ્રશ્ન–દ્રવ્ય પૌદ્‌ગલપરાવર્ત, ક્ષેત્ર પૌદ્‌ગલપરાવર્ત, કાળ પૌદ્‌ગલપરાવર્ત અને ભાવ પૌદ્‌ગલપરાવર્ત–એમ ચાર પ્રકારના પૌદ્‌ગલપરાવર્ત છે. તો સ્વર્ગ નરકાદિના ૩૩ સાગરોપમનું આયુષ્ય, સ્વકાયસ્થિતિ વિગેરે તમામની ગણતરી કયા પૌદ્‌ગલપરાવર્તથી ગણવી ?

ઉત્તર—ક્ષેત્ર પૌદ્ગલપરાવર્તથી ગણાય છે.

૮૭ પ્રશ્ન—મુંડકેવલી કોને કહે છે?

ઉત્તર—કેવલી છતાં જેઓ અતિશય રહિત હોય, તે મુંડકેવલી કહેવાય છે.

૮૮ પ્રશ્ન—મનઃપર્યવજ્ઞાનવાન્ પ્રતિક્રમણ કરે કે નહિં?

ઉત્તર—તેને પ્રતિક્રમણની આવશ્યકતા નથી. કારણ આ જ્ઞાન સાતમા ગુણસ્થાનકે રહેલ મુનિને થાય છે. સાતમું ગુણસ્થાનક અપ્રમત્ત મુનિને હોય. અને અપ્રમત્ત મુનિને પ્રતિક્રમણ ન હોય. યથા—

इत्येतस्मिन् गुणस्थाने नो सन्त्यावश्यकानि षट् ।
सततं ध्यानसद्योगात् शुद्धिः स्वाभाविकी भवेत् ॥

૮૯ પ્રશ્ન—અપ્રમત્ત ગુણસ્થાને આવશ્યક ક્રિયા ભલે ન હોય; પરન્તુ છઠ્ઠા-પ્રમત્તગુણસ્થાને આવશ્યકક્રિયા કરવી કે નહિં?

ઉત્તર—જરૂર કરવી. એમાં જરાએ શંકાશીલ ન રહેવું. છઠ્ઠા ગુણસ્થાનકમાં સંજ્વલનકષાયનો અને નોકષાયનો ઉદય હોવાથી ત્યાં આર્તધ્યાનની મુખ્યતા છે. તથા કોઈ અંશે રૌદ્રધ્યાનની પણ પ્રાપ્તિ છે. માટે જરૂર પ્રતિક્રમણાદિક્રિયા કરવી જોઈએ. સુવિહિતાચાર્યોનું કથન છે—

प्रमाद्यावश्यकत्यागान्निश्चलध्यानमाश्रयेत् ।
योऽसौ नैवागमं जैनं वेत्ति मिथ्यात्वमोहितः ॥

અર્થાત્—પ્રમત્ત ગુણસ્થાનમાં રહેલ જે જીવ આવશ્યક ક્રિયાના ત્યાગથી નિશ્ચલ ધ્યાનનો આશ્રય કરવા જાય, તો સિથ્યાત્વ મોહિત એવો તે નિર્વિકાર જૈનાગમને જાણતો નથી. ઇત્યાદિ સિદ્ધ વાત છે. મતલબ કે છઠ્ઠા ગુણસ્થાનમાં રહેલ જીવે પ્રતિક્રમણાદિ ક્રિયા જરૂર કરવી.

૯૦ પ્રશ્ન—જેણે વ્રત લીધાં નથી, જે ગુણસ્થાનની વાત સમજતો નથી, નવકાર મંત્ર અને આવશ્યક શબ્દના વિશેષ અર્થને કાંઇ સમજતો નથી, તે માણસ પ્રતિક્રમણ કરે કે નહિ ? અને કરે તો શો ફાયદો ?

ઉત્તર—વ્રતાદિ ન હોય તો પણ પ્રતિક્રમણ કરે. કારણ કે—શ્રાવકકુળમાં ઉત્પન્ન થવાથી વ્રત નથી લીધાં તો પણ કેટલાંક વ્રતોનાં આચરણ તો સ્વાભાવિક જ હોય છે. જેમ શ્રાવક કુલમાં જન્મ લેતાં તે હિંસા નહીં કરે. એટલે પ્રાણાતિપાત વિરમણનુ આચરણ છે જ. શ્રાવકના એક નાનામાં ન્હાના બાળકને કહેવામાં આવે કે—' તું આ જીવને માર, તને ચાર આના આપું', પરન્તુ તે બાળક ચાર આનાની કે ગમે તેટલી લાલચે નહિ મારે. કારણ કે તેના જન્મના સંસ્કાર જ એવા છે. હવે એજ પ્રમાણે હિંસકના બાળકને કહેવામાં આવે તો તે ઝટ મારશે. તેને પૈસાની લાલચ નહિ આપશો. તો પણ મારશે આ પણ તેના સંસ્કારની વાત છે. અહિં વિચારવાનું એ છે કે—શ્રાવકકુલોત્પન્ન મનુષ્યે વ્રતોચ્ચારણ ન કર્યું હોય તો પણ તેનું વ્રતાચરણ હોવાથી પ્રતિક્રમણ કરવું યોગ્યજ છે. વળી

ણસ્થાનકની વધારે વાત તે સમજતો ન હોય, તો પણ પરમાત્માનાં વચનો પર તો તે શ્રદ્ધાવાળો હોય જ છે. એટલે પ્રતિક્રમણ કરવામાં વાંધો નથી. એવીજ રીતે નવકાર મંત્રનો વિશેષ અર્થ ભલે તે ન જાણતો હોય તો પણ તેણે પ્રતિક્રમણ તો કરવું ઉચિત જ છે. જેમકે માસતુસ ઋષિ કાંઈ જાણતા ન હતા. તેમ આભીરના જીવને જ્ઞાનાવરણીય કર્મનો ઉદય હોવાથી કંઇ વિશેષ નહોતુ આવડતું; તો પણ તેઓ બરાબર ક્રિયા કરતા રહ્યા અને અન્તે કેવળજ્ઞાનને પામ્યા. આ ઉપરથી સિદ્ધ થાય છે કે–સામાન્ય જ્ઞાનવાળાઓએ પણ પ્રતિક્રમણ કરવું. આમ આવશ્યક શબ્દનો અર્થ ન જાણતો હોય તો પણ પ્રતિક્રમણ કરવામાં હરકત નથી. કારણ કે બાળક ' મોદક ' શબ્દના અર્થને જાણતો નથી; છતાં તેના માતા પિતા લાડુ ખાય છે, તે દેખી બાળકની પ્રવૃત્તિ લાડુ ખાવાની થાય છે. અને તે લાડુ મિષ્ટ લાગવાથી તે ખુશી થાય છે. તેવીજ રીતે કુલધર્મના કારણથી આવશ્યકનો અર્થ ન સમજતો હોય તો પણ આવશ્યકની ક્રિયા કરવામાં તો લાભ જ છે. કારણ કે પરમાત્માના શબ્દો તેના કાનમાં પડયા; તથા કમમાં કમ તે બે ઘડી છકાયનો રક્ષક થયો. એ તો પ્રત્યક્ષ લાભ છે જ, એની તો કોઇ ના કહી શકે તેમ નથી.

૯૧ પ્રશ્ન—પ્રતિક્રમણનો અર્થ છે ' પાપથી પાછા હઠવું '. જે પાપથી પાછો હઠે નહિ એને પ્રતિક્રમણ શાનું ? કારણ કે તેની કરણી હજુ તો તેવીને તેવીજ છે.

ઉત્તર—ગમે તેવી સ્થિતિવાળો હોય, પરન્તુ પ્રતિક્રમણ કરવાને હરકત નથી. કારણ કે પ્રતિક્રમણ કરનાર પાપથી પાછા હઠવાના વિચારવાળો છે. તે પાપ કરવાના ઈરાદાથી પાપ કરતો નથી. પરન્તુ કર્મના ઉદયથી તે બિચારો પાપથી લેપાય છે, તેથી કંઇ પ્રતિક્રમણ વ્યર્થ જાય નહિ. જેવી રીતે કે મુનિવરો 'કરેમિ ભંતે' નો પાઠ દિવસમાં નવ વાર ઉચ્ચરે છે. તેમાં "सव्वं सावज्जं जोगं पच्चक्खामि" ઇત્યાદિ ત્રિવિધ પચ્ચખ્ખાણ કરે છે. છતાં પ્રમાદના કારણથી અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચારાદિ દુષણો લાગે છે; પરન્તુ તેઓ પાપ કરવાની બુદ્ધિથી પાપ કરતા નથી, તો વ્રતો ભાગતાં નથી. તેવીજ રીતે પ્રતિક્રમણ કરનારને પાછળથી પ્રમાદના કારણથી પાપ થાય, તોપણ શુદ્ધિ નિમિત્તે પ્રતિક્રમણ કરવુંજ જોઇએ. દાખલા તરીકે ચેડા મહારાજ અને કુમારપાલ ભૂપાલાદિ પ્રતિક્રમણ કર્યા બાદ લડાઇમાં ઉતરતા. મારો મારો શબ્દોનું ઉચ્ચારણ કરતા તેમ એક એક બાણથી સ્હામા માણસના પ્રાણ હરી લેતા; છતાં તેમની પ્રતિક્રમણ ક્રિયા વ્યર્થ નથી કહી. માટે દરેકે પ્રતિક્રમણની ક્રિયા તો નજ છોડવી. વિશેષ હકીકત ગીતાર્થોના મુખથી જાણવી.

૯૨ પ્રશ્ન—અવધિજ્ઞાન વિના મનઃપર્યવજ્ઞાન હોય કે નહિ?

ઉત્તર—હોય.

૯૩ પ્રશ્ન—શ્રુત સામાયિક, સમ્યક્ત્વ સામાયિક, દેશવિરતિ

સામાયિક અને સર્વવિરતિસામાયિક-આ ચારે સામાયિક એક ભવમાં કેટલીવાર આવે ને જાય ?

ઉત્તર—પ્રથમનાં ત્રણ સામાયિક એક જીવને આશ્રી બે થી નવ હજાર વાર આવે ને જાય.

૯૪ પ્રશ્ન—માતા-પિતાની તથા વાલી-સંરક્ષકની રજા સિવાય દીક્ષા અપાય કે નહિ ?

ઉત્તર—સગીર ઉમ્મર હોય ત્યાં સુધી જરૂર આજ્ઞા લેવી જોઇએ. ઉમ્મર લાયક હોય, પરંતુ સ્ત્રીવાળો હોય, તથા કુટુંબનો આધાર તેના ઉપર હોય, તો દેશકાલાનુસાર સમ્મતિની જરૂર છે. પરન્તુ એવું કોઈ કારણ ન હોય અને કેવળ મોહ દશાથી જ કોઇ સંબંધી અંતરાયભૂત થતા હોય, તો તેવી અવસ્થામાં સમ્મતિની જરૂર નથી. દીક્ષા લેવા ઇચ્છનાર યોગ્ય અને પુરૂષાર્થવાળો હોય, તો ગમે તે વખતે ચારિત્ર લેવામાં જરા પણ હરકત આવતી નથી. જૈન સૂત્રોમાં અઢાર કારણે દીક્ષા આપવાનો અધિકાર છે. આ કારણો ગંભીરાઇથી સમજવાની જરૂર છે. દરેક કાર્યમાં દેશ-કાળ જોવાની વાત કદી પણ ભૂલવા જેવી નથી.

૯૫ પ્રશ્ન—શય્યાતર એટલે શું ?

ઉત્તર—સાધુ-સાધ્વીને ઉતરવા યોગ્ય સ્થાનનો-ઘરનો માલિક, તેને જૈનશાસ્ત્રકારો ‘ શય્યાતર ’ કહે છે.

૯૬ પ્રશ્ન—શય્યાતરના ભેદો કેટલા છે અને તે કયા કયા?

ઉત્તર—શય્યાતર પાંચ પ્રકારના છે. ૧ સાધર્મિક, ૨ ઘરનો માલિક, ૩ મંડળીક રાજા, ૪ ચક્રવર્તિ, ૫ ઇંદ્ર.

૯૭ પ્રશ્ન—એ પાંચેની આજ્ઞા લેવી કે કેમ?

ઉત્તર—પૂર્વ પૂર્વના અભાવમાં ઉત્તર ઉત્તરની આજ્ઞા લેવી. જેમકે કોઇ મકાનમાં સાધુ પહેલાં આવીને ઉતર્યાં હોય; પછીથી બીજા સાધુ ત્યાં આવી ચઢયા; તો તેમણે પહેલાં ઉતરેલ સાધુની આજ્ઞા લેવી જોઇએ. આ **સાધર્મિક શય્યાતર** કહેવાય. એનો અભાવ હોય તો ઘરના ધણીની આજ્ઞા લેવી જોઇએ. તે ન હોય તો મંડળીક રાજાની, તેના અભાવે ચક્રવર્તિની અને છેવટે સૌના અભાવે ઇંદ્ર મહારાજની આજ્ઞા લેવી. આમ શય્યાતર આજ્ઞાનો નિયમ છે. શય્યાતર માટે શાસ્ત્રોમાં ઘણું ઘણું લખવામાં આવ્યું છે. સાધુ સાધ્વી જેના મકાનમાં ઉતર્યાં હોય તે મકાનના ધણીના ત્યાંથી આહાર, પાણી, વસ્ત્ર, કંબલ, પાત્રાદિ લે નહિ.

૯૮ પ્રશ્ન—વીર પ્રભુ, માતાના ગર્ભમાં આવ્યા પછી ઇંદ્ર મહારાજ શક્રસ્તવથી તુર્ત સ્તવે છે કે ત્યારે બાદ? જો તુર્તજ સ્તવતા હોય તો દેવાનંદાની કુક્ષિથી ત્રિશલાના ગર્ભમાં તુર્તજ હરણ કરવા જોઇએ. કારણ કે ઇંદ્રનો એ કલ્પ છે.

ઉત્તર—બ્યાસી દિવસ ગયા પછી ઇંદ્ર મહારાજે સ્તવ્યા

છે. કારણ કે બ્યાસી દિવસ ગયા પછી આસન કંપ થયો છે. આ વાત કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય વીરચરિત્રના બીજા સર્ગમાં આ શબ્દોથી કહે છેઃ—

> तस्या गर्भगते नाथे द्व्यशीति दिवसात्यये ।
> सौधर्मकल्पाधिपतेः सिंहासनमकम्पत ॥

અર્થાતઃ—દેવાનંદાના ગર્ભમાં પ્રભુ વીર આવ્યા પછી બ્યાસી દિવસ ગયા પછી સૌધર્મ દેવલોકના અધિપતિનું આસન ચલાયમાન થયું.

૯૯ પ્રશ્ન—પર્યુષણા પર્વમાં કે અન્ય કોઇ સમયે જ્યારે કોઇ ગામમાં મુનિરાજ નવું સૂત્ર વાચવું શરૂ કરે છે, ત્યારે મહારાજને સૂત્ર વ્હોરાવવાનું ઘી અથવા રૂપિયા બોલાય છે, અને અધિક બોલનાર સભાસમક્ષ મહારાજને સૂત્ર વ્હોરાવે છે, એ વ્યવહાર ઉચિત ગણાય કે અનુચિત ?

ઉત્તર—આ પ્રમાણેનો વ્યવહાર જરૂર પડી ગયો છે, પરન્તુ તત્ત્વદૃષ્ટિએ વિચાર કરતાં તે અનુચિત લાગે છે. કારણ કે જે સૂત્ર વ્હોરાવવામાં આવે છે, તે કાંતો સંઘના ભંડારનું હોય છે, અને કાંતો વ્યાખ્યાન વાંચનાર મુનિનું પોતાનું જ હોય છે. સંઘના ભંડારનું હોય છે તો તે વ્યાખ્યાન વંચાઇ રહ્યા પછી મુનિ પાસેથી પાછું લઇ લેવામાં આવે છે; અને જો મુનિનું હોય છે તો તો તેમની નિશ્રાનું હોઈ તેઓ પોતાની પાસે રાખેજ એમાં નવાઇ શી ? ત્યારે વિચારવાનું એ છે કે—

આમાં વ્હોરાવ્યું શું ? અને મુનિજીએ હાથ લાંબા કરી વ્હોર્યું શું ? આ ક્રિયા દેખીતી રીતેજ સત્ય વ્યવહારથી વેગળી દેખાય છે, કોનું સૂત્ર ને કોણે વ્હોરાવ્યું ? ત્યારે કેવળ પૈસાની ઉપજ કરવા માટેની આ યોજના નહિં તો બીજું શું છે ? ખરી વાત એ છે કે-આવા ઘણાએ એવા કલ્પિત વ્યવહારો છે, કે જેણે વાસ્તવિક વ્યવહારોને ધક્કો પહોંચાડયો છે. એકાન્ત ઉપજનું લક્ષ્ય રાખીને કેટલાક રિવાજો એવા ઘુસાડી દેવામાં આવ્યા છે કે-જે રિવાજો અત્યારે ધાર્મિક કાર્યોને અને ધાર્મિક વ્યવહારોને નુકસાન પહોંચાડી રહ્યા છે. અને તેટલા માટે તેવા રિવાજો ઓછા કરી નાખવાની જરૂર છે. તેમ છતાં પૈસાની ઉપજનીજ કોઇ સંઘને જરૂર રહેતી હોય, તો કમમાં કમ એના શબ્દોમાં તો જરૂર ફેરફાર કરવો જોઇએ, કે જેથી આવું સાવ દેખીતું અસત્ય ભર્યું ધાંધલ તો ન દેખાય. મતલબ કે, "સૂત્ર વહોરાવવાનું ઘી" બોલાવવાના બદલે "સૂત્ર વાચવા આપવાનુ ઘી" બોલાવવું.

૧૦૦ પ્રશ્ન—પાંજરાપોળો-પશુશાળાઓ આજકાલ ઘણાં શહેરોમાં-ગામોમાં ચાલે છે, તે **અભયદાનનું** ખાતું ગણાય કે નહિં ? સૂત્રોમાં તેનો ઉલ્લેખ છે કે નહિં અને નથી તો શરૂઆત ક્યાંથી થઇ ? વળી પાંજરાપોળ ચલાવવી, એ જૈનોનુંજ કર્ત્તવ્ય છે કે અન્યનું પણ ખરૂં ?

ઉત્તર—વર્તમાનમાં ચાલતી પાંજરાપોળો અભયદાનનું ખાતું નથી. અમુક પાતું ખાતું કોઇ અપેક્ષાએ કહી શકાય. પાંજરાપોળમાં

આવેલ દુઃખી જાનવરોનાં દુઃખો નિવારણ કરવાં, એ ઉદ્દેશ્ય રાખવામાં આવે છે, પરન્તુ એ ઉદ્દેશ્ય વર્ત્તમાન કાલમાં સર્વત્ર સચવાતો હોય એમાં શંકા છે. સૂત્રોમાં પાંજરાપોળનો અધિકાર નથી જોવાતો. દાનશાળા—પૌષધશાળા આદિનો અધિકાર જરૂર છે, તેમ અનુકંપાનો પણ અધિકાર છે. પણ અનુકંપાને નિમિત્તે આવી રીતે પાંજરાપોળો કરવી જોઇએ, કિંવા પહેલાં આવી પાંજરાપોળો હતી, એવું કયાંય નથી જોવાતું. પહેલાંના વખતમાં શ્રાવકો-ગૃહસ્થો પોતાને સ્વાધીન વાડાઓ રાખતા હતા. જેમાં હજારો ગાય-ભેંસો વિગેરે જાનવરો રાખતા. ભગવાન્ મહાવીરના મુખ્ય ભક્તો હજારો-લાખો જાનવરો રાખતા હતા, એ વાત **उपासकदशांगसूत्र** માં સ્પષ્ટ જોવાય છે. તેની સાથે લૂલાં લંગડાં જાનવરોનો પણ નિર્વાહ થતો હતો અને તે રીતે દયા પળાતી હતી. પછી કાલક્રમે મનુષ્યના ભાવો અને શક્તિઓ ઓછાં થવા લાગ્યાં, એટલે ચોક્કસ સમુદાયો તરફથી અમુક અમુક સ્થાને એવાં લૂલાં લંગડાં વિગેરે રોગવાળાં જાનવરોને રાખી તેની પરવરીશ કરવી શરૂ થઇ. આવાં સ્થાનોને **પાંજરાપોળ**નું નામ આપવામાં આવ્યું.

આવી રીતે આવા દુઃખી જીવોની પાલના થવા લાગી. કારણ કે પરાત્માની રક્ષા માટે સ્વાત્મા અર્પણ કરવો, એ વીર પ્રભુની ખાસ શિક્ષા છે—આજ્ઞા છે, પરન્તુ સ્વાર્થત્યાગ વિના પરમાર્થ બનતો નથી: લોકો જેનું દૂધ આજન્મ પર્યન્ત પીયે છે, તેની રક્ષા કરવી એ તો ન્યાયસમ્પન્ન જ છે. અતએવ

કોણ હિંદુ કે કોણ મુસલમાન, કોણ જૈન કે કોણ બૌદ્ધ, સમસ્ત પ્રજાનું કર્ત્તવ્ય છે કે લૂલાં લંગડાં જાનવરોની રક્ષામાં ભાગ લેવો. આ કર્ત્તવ્ય કેવળ જૈનોનુંજ નથી. પરન્તુ આજકાલ તો મ્હોટે ભાગે જૈનોએ પાંજરાપોળોનો ભાર પોતાના શિર પર ઉઠાવી રાખ્યો છે, એટલું જ નહિ પરન્તુ વર્ત્તમાનમાં જેટલી પાંજરાપોળો દૃષ્ટિગોચર થાય છે—અમારા જોવામાં જે જે પાંજરાપોળો આવી છે, તેમાંની અમુક પાંજરાપોળોને બાદ કરીએ તો બાકીની જીવદયાના બદલે ગુપ્ત કસાઇખાનાનું કામ કરી રહી છે. આનું કારણ એટલુંજ છે કે આત્મભોગ આપી હૃદયની ઉંડી લાગણીથી કામ કરનારા બહુજ ઓછા મનુષ્યો જોવાય છે. ભાડુતી નોકરોના ભરોસે રહી ઘરે બેસી પાંજરાપોળોના વહીવટો ચલાવનારા અને પાંજરાપોળો માટે લાખો રૂપિયા એકઠા કરવા ડહાપણભર્યા લેખો લખનારા સ્વયં પાંજરાપોળોનું નિરીક્ષણ મહીનામાં કેટલો વખત કરે છે, એનો વિચાર કોઇ દિવસ તેઓ કરે છે ? પ્રતિવર્ષ લાખો નહિં બલ્કે કરોડો રૂપિઆનો પાંજરાપોળો નિમિત્તે વ્યય થાય છે, પરન્તુ તેનું પરિણામ શું આવે છે ? એનો અડસટ્ટો કાઢવામાં આવે તો ખબર પડે કે—લાખના સવાલાખ થાય છે કે લાખના બાર હજાર થાય છે ? આવાં ખાતાંઓ જીવદયાનું અપૂર્વ પુણ્ય ઉપાર્જન કરાવનારાં છે, જ્યારે આવાં ખાતાંની થોડી પણ ઉપેક્ષા ઘણું પાપ ઉપાર્જન કરાવે છે. અતએવ આવાં કાર્યોમાં નોકરો ઉપર ભરોસો ન રાખી સ્વયં દેખરેખ અને કાર્યમાં

ભાગ લેવામાં આવે તો જ ખર્ચાતું દ્રવ્ય કોઇ અંશે સાર્થક થાય. આવી રીતે ઉલટું પાપ બાંધવાનું ખાતું ચલાવવું એના કરતાં કાં તો પૂરી સંભાળનો પ્રબંધ કરવો જોઇએ, અને નહિં તો દરેક ગૃહસ્થે પોતપોતાના ઘરે પશુઓની રક્ષા કરવાનું પોતાનું કર્ત્તવ્ય સમજવું જોઇએ. ઘણા ગૃહસ્થો સ્વાર્થ માટે પશુઓ પોતાને ત્યાં રાખે છે; તેવી રીતે પરમાર્થ દૃષ્ટિથી પોતપોતાની શક્તિ પ્રમાણે પશુઓની રક્ષા કરે, તો લાખો બલ્કે કરોડો જીવોની રક્ષા થાય. વધુ નહિં તો ઘર દીઠ માત્ર એક એક જીવની રક્ષા થાય, તો પણ વર્ત્તમાનમાં જે ગોટાળાવાળી પાંજરાપોળો ચાલે છે, એની જરૂરત રહે નહિં. અને પ્રતિવર્ષ કરોડ બે કરોડ રૂપિઆનું જે ખર્ચ માથે પડેલું છે. તે પણ મ્હોટે ભાગે બચીજ જાય. ઉપરાંત પાંજરાપોળના નિમિત્તે ટીપોની જે બુમરાણો ચાલી રહી છે, તેનાથી પણ જનતાનો પલ્લો છૂટે.

૧૦૧ પ્રશ્ન—જ્ઞાનની પૂજા દ્રવ્યથી કરાય છે, તે શાસ્ત્રસમ્મત છે કે કેમ?

ઉત્તર—શાસ્ત્રસમ્મત નહિ, પણ સ્વાર્થસમ્મત જરૂર જણાય છે. ભગવાન્ મહાવીરના સમયમાં જ્ઞાન પૂજા દ્રવ્યવડે કોઇએ કરી હોય એવો ઉલ્લેખ દેખાતો નથી. તેમ સુધર્માસ્વામી જંબુસ્વામી વિગેરેએ પણ કરાવી હોય, તેવી સંભાવના નથી. ચૈત્યવાસિઓના સમયથી પ્રાયઃ આ પ્રવૃતિ પ્રચલિત થઈ હોય એમ જણાય છે. આ પ્રવૃતિ ધીરે ધીરે વધવા લાગી. ચરિત્ર

ગ્રંથોમાંથી સંગ્રામસોની જેવાનાં દૃષ્ટાન્તો લઈને ધીરે ધીરે આ વાતને પુષ્ટ કરવા લાગ્યા. લગભગ પંદરમી સૈકે ને તે પછીના ગ્રંથોમાં નાણકૈઃ પૂજા કર્તવ્યા ' ઈત્યાદિ લખાયું. હા, પ્રાચીન ગ્રંથોમાં ફળ-ફૂલાદિથી જ્ઞાનપૂજા કરવાનો ઉલ્લેખ જરૂર છે.

દ્રવ્યથી જ્ઞાનપૂજાનો પ્રચાર થવાનું જે પરિણામ આવ્યું છે, એ કોઇથી અજાણ્યું નથી. મુનિરાજો ત્યાગી હોવા છતાં આ નિમિત્તે જે પૈસા એકઠા થયા હોય છે, તે જાણે કે પોતે કોઇ વ્યાપારમાં કમાયાજ ન હોય અને કોઇને ત્યાં રાખવા ન મૂક્યા હોય તેવી રીતે તેનો હિસાબ પૂછે છે; પોતાની મરજી મુજબ તે દ્રવ્યનો વ્યય કરાવે છે, અથવા કોઇ કોઇ તો અમુક શ્રાવક પાસે તે પૈસા રખાવે છે, અને જ્યારે પોતાને કામ પડે, ત્યારે તેને ઉપયોગમાં લેવડાવે છે. જો કે આવો વ્યવહાર બધા સાધુઓ કરે છે, તેમ નથી. કેટલાક આત્માર્થી સાધુઓ તેવા દ્રવ્ય ઉપર ધ્યાન પણ દેતા નથી. પરન્તુ આવો રિવાજ આવા આત્માર્થી સાધુઓની શિષ્યપરંપરાને પણ નહિં શિથિલ કરે એની શી ખાતરી છે ? માટે આવો રિવાજ તો સર્વથા બંધજ રાખવો જોઇએ.

૧૦૨ પ્રશ્ન—ગુરૂના હાથે વાસક્ષેપ લેવો, ગુરૂની નવાંગે દ્રવ્યથી પૂજા કરવી, અને ગુરૂ આગળ દ્રવ્ય મૂકવું, તે ઉચિત છે કે અનુચિત ? શાસ્ત્રસમ્મત છે કે કલ્પિત ?

ઉત્તર—ગુરૂના હાથે ભક્ત. વાસક્ષેપ લે તે ઉત્તમ જ છે. ઉચિત જ છે. શાસ્ત્રસમ્મત જ છે. પરમાત્મા મહાવીરે સ્વહ-

રોએ ગણધરોના શિરપર વાસક્ષેપ નાખેલ છે. તેમજ રત્નપ્રભસૂરિ વગેરે મહાપુરૂષોએ અનેક ભવ્ય જીવોના ઉદ્ધાર માટે વાસક્ષેપ કરેલ છે, પરન્તુ ગુરૂની નવાંગે **દ્રવ્યથી** પૂજા કરવી કે ગુરૂની સ્હામે દ્રવ્ય મૂકવું, અનુચિત અને અશાસ્ત્રીય જણાય છે. આ રિવાજ શિથિલાચારી યતિયોના સમયથી પ્રચલિત થયો હોય તેમ દેખાય છે. બહુ પ્રાચીન ગ્રંથોમાં મુનિયોની નવાંગે દ્રવ્યથી પૂજા થતી હોય, અથવા મુનિયો સ્હામે દ્રવ્ય મૂકાતું હોય, એવા ઉલ્લેખો નથી જોવાતા. હા, ચારસો પાંચસો વર્ષ ઉપરના ગ્રંથોમાં લખી દીધેલું દેખાય છે, પરન્તુ પંચાંગીમાં તેવું કંઈ નથી દેખાતું. ખરી વાત તો એ છે કે ગુરૂની ઉચિત ભક્તિ, એ જ ગુરૂની પૂજા છે. કદાચ વિશેષ ભાવના થાય તો બરાસ કે વાસવડે પૂજા કરવામાં આવે, પરન્તુ દ્રવ્યનો-પૈસાનો સંબંધ સાધુની પાસે કરવો સર્વથા અનુચિત છે. કોઈ ચરિતાનુવાદમાં કદાચ ક્યાંય ગુરૂની આગળ દ્રવ્ય મૂકયાનું પ્રમાણ મળતું હોય, પરન્તુ તેથી તે પ્રમાણ વિધિવાદની પુષ્ટિ નથી કરતું, માટે ગુરૂ આગળ દ્રવ્ય મૂકવું કોઈ પણ રીતે ઉચિત દેખાતું નથી.

૧૦૩ પ્રશ્ન—ઉપધાન કરવાં ઠીક છે કે નહિં? ઉપધાનની ક્રિયા જે આજકાલ થાય છે, તે શાસ્ત્ર પ્રમાણે-વિધિયુક્ત થાય છે કે પરંપરાથી થાય છે? અથવા શું મનઃકલ્પિત તો નથી થતી?

ઉત્તર—ઉપધાન કરવાં એ તો ઠીક છેજ. શ્રાવકો શ્રાવિકા-

ઓએ અવશ્ય ઉપધાન કરવાં જોઇએ. તેની ઉપેક્ષા કરનાર ભારે-કર્મી જીવ સમજવા જોઇએ. ઉપધાનની જે ક્રિયાઓ શુદ્ધ પરંપરાથી ચાલી આવી હોય, તે જરૂર માન્ય રાખવી જોઇએ. કારણ કે પરંપરા પણ એક જાતનું આગમ છે. પરન્તુ જે ક્રિયાઓ મનઃકલ્પિત છે, તે તો ભારભૂતજ સમજવી જોઇએ. આજકાલ આચાર્યો, ઉપાધ્યાયો, અને પંન્યાસોએ કેટલુંક ઘરનુંજ મનઃકલ્પિત ઉમેરી શુદ્ધ ક્રિયાને ચૂંથી નાખેલ દેખાય છે. જુદે જુદે સ્થળે ક્રિયા કરાવનારાઓમાં જુદી જુદી ભિન્નતાઓ દેખાય છે. એનું કારણ શું ? આ ભિન્નતાઓ પણ આગ્રહનું પરિણામ છે, આમ કાળના પ્રભાવે ક્રિયા કરાવનારાઓએ આગ્રહી બની મૂલ ક્રિયામાં ન્યૂનાધિકતા કરી નાખી છે. એવી ક્રિયાથી આત્મશુદ્ધિ સંભવતી નથી.

૧૦૪ પ્રશ્ન—ઉપધાન કરનારાઓએ અમુક રકમ નકરા તરીકે આપવીજ જોઇએ. માળ પહેરનારાઓએ અમુક નાણું આપવુંજ જોઇએ. અને ગુરૂપૂજન કરવુંજ જોઇએ. ઇત્યાદિ હકીકત શાસ્ત્ર સમ્મત છે કે અન્ય કારણથી શરૂ થઇ છે ?

ઉત્તર—વીતરાગના માર્ગમાં ધર્મક્રિયાઓ માટે ટેકસનો નિયમ હોયજ નહિં. નકરા કે ટેકસના નિયમો-રિવાજો કાલક્રમે ધર્મના બદલે સ્વાર્થ સાધવા ઘડાયા છે. પ્રારંભ તો કરેલો સ્વાર્થી પડવાઇઓએ પોતાની મતલબ સાધવા, પરન્તુ પાછળથી તેઓનું જોર કમ થયું ત્યારે સંઘે મંદિરોમાં તે ઉપજ લઇ જવાનો રિવાજ શરૂ કર્યો, એટલા માટે કે તે વખતે દેરા-

સરોની સંભાળનો પ્રશ્ન તેમની સામે ઉપસ્થિત થયો હતો. તે સમયમાં કે તે પછીના સમયમાં બનેલા ગ્રંથોમાં એ વાત લખાઇ પણ ગઇ કે-અમુક રકમ દેવદ્રવ્યની છે. અને એ તો સ્વાભાવિક નિયમ છે કે સમય સમયના ગ્રંથોમાં તે સમયના રિત-રિવાજો વેષ-પહેરવેશ વિગેરેનાં વર્ણનો લખાય છે. પરિણામ એ આવ્યું કે તે તે ગ્રંથોનાં પ્રમાણો આગળ કરી પાછળના આચાર્યો-ઉપાધ્યાયો-પંન્યાસો 'લીટે લીટે' ચાલવા લાગ્યા, અને કોઇએ અનુચિત રિવાજને બંધ કરવા તરફ લક્ષ્ય જ ન આપ્યું; બલ્કે હવે તો કેટલાક પંન્યાસો, આચાર્યો એ ઉપજનો પોતાની ઇચ્છાનુસાર ઉપયોગ પણ કરવા લાગ્યા છે. આમ સ્વાર્થ સાધનારા સાધુઓ શા માટે આવા રિવાજોને દૂર કરવા કોશીશ કરે? પરન્તુ સદ્ભાગ્યે જૈનસંઘ ચેત્યો છે, અને કેટલાક ગામોમાં નકરો ઓછો કરવા લાગ્યા છે. અને બિલકુલ નહિ લેવાનું પણ ઠરાવે છે. ખરી વાત એ છે કે અસુવિહિત આચાર્યોએ ચલાવેલા રિવાજો કે જે ધર્મને કલંક-ભૂત છે, તે બંધ કરવામાં ધર્મ છે, ધર્મની દૃઢતા છે. ગરીબોને પણ ધર્મ કરવો સુલભ થાય છે. સાધુઓની સત્તા નીચે ચાલતી ક્રિયાઓમાં પૈસાનો વ્યવહાર રાખવો સર્વથા અનુચિત છે.

૧૦૫ પ્રશ્ન—ધર્મનું વાસ્તવિક સ્વરૂપ-લક્ષણ શું છે?

ઉત્તર—વસ્તુનો સ્વભાવ, તે ધર્મનું સ્વરૂપ કે લક્ષણ સમજવું જોઇએ. वत्थुसहावो धम्मो આત્મા વસ્તુ છે; તેનો સ્વભાવ જાણવો તે ધર્મ, અથવા अन्तःकरणशुद्धित्वं धर्मस्य

लक्षणं स्वरूपं वा। જે ક્રિયાથી-વ્યાપારથી મનોવૃત્તિઓ શુદ્ધ થાય, તે જ ધર્મ છે; અથવા ધર્મનું સ્વરૂપ છે. **વાદિવેતાલ શ્રીશાન્તિસૂરિ મહારાજે** ધર્મનું લક્ષણ આ પ્રમાણે બાંધ્યું છે.-विषयनिवृत्तित्वं धर्मत्वं, विषयासक्तित्वं अधर्मत्वम्. વિષયથી નિવૃત્ત થવું તે ધર્મ, અને વિષયોમાં આસક્તિ તે અધર્મ.

૧૦૬ પ્રશ્ન—ધર્મ કેટલા પ્રકારનો છે ?

ઉત્તર—પૂર્વોક્ત લક્ષણ પ્રમાણે તો ધર્મના પ્રકાર કે ભેદ પાડી શકાય નહિં. પરન્તુ ધર્મનાં કારણોને લઇને ધર્મના ભેદો બતાવી શકાય, કે જેને બાલ જીવો 'ધર્મ' કહે છે. જેમકે-દાનધર્મ, શીલધર્મ, તપોધર્મ અને ભાવધર્મ, પરન્તુ વસ્તુતત્ત્વથી વિચારીએ તો 'દાન' 'શીલ' 'તપ' અને 'ભાવ' એ ધર્મ નથી, પરન્તુ ધર્મના કારણો છે. એટલે 'કારણ'માં 'કાર્ય'નો ઉપચાર કરી લોક વ્યવહારમાં દાનાદિ ધર્મો કહેવાય છે. આમ ધર્મ એક પ્રકારનો, બે પ્રકારનો, ત્રણ પ્રકારનો યાવત્ દસ પ્રકારનો ધર્મ પણ કહેવાય છે.

૧૦૭ પ્રશ્ન—એક પ્રકારનો ધર્મ તે કયો ?

ઉત્તર—અંતઃકરણની શુદ્ધિ તે એક પ્રકારનો ધર્મ.

૧૦૮ પ્રશ્ન—બે પ્રકારનો ધર્મ તે કયો ?

ઉત્તર—સાધુધર્મ અને શ્રાવકધર્મ અથવા દ્રવ્યધર્મ અને ભાવધર્મ અથવા નિશ્ચયધર્મ અને વ્યવહારધર્મ અથવા પુણ્યલક્ષણધર્મ અને સંજ્ઞાનલક્ષણધર્મ.

૧૦૯ પ્રશ્ન—ત્રણ પ્રકારનો ધર્મ કયો ?

ઉત્તર—પ્રભુશક્તિધર્મ, મંત્રશક્તિધર્મ અને ઉત્સાહ-શક્તિધર્મ; પુરૂષધર્મ, સ્ત્રીધર્મ, નપુંસકધર્મ; ભૂતધર્મ, વર્તમાનધર્મ અને ભવિષ્યધર્મ અથવા જ્ઞાનધર્મ, દર્શનધર્મ, અને ચારિત્રધર્મ.

૧૧૦ પ્રશ્ન—ચાર પ્રકારનો ધર્મ કયો ?

ઉત્તર—દાનધર્મ, શીલધર્મ, તપોધર્મ, ભાવધર્મ; મનુષ્યધર્મ, દેવધર્મ, તિર્યંચધર્મ અને નારકીધર્મ; ક્ષત્રિયધર્મ. બ્રાહ્મણધર્મ, વૈસ્યધર્મ, શૂદ્રધર્મ; અથવા દ્રવ્યધર્મ, ક્ષેત્રધર્મ, કાલધર્મ, અને ભાવધર્મ.

૧૧૧ પ્રશ્ન—પાંચ પ્રકારનો ધર્મ તે કયો ?

ઉત્તર—પ્રાણાતિપાતવિરમણધર્મ, મૃષાવાદવિરમણધર્મ, અદત્તાદાનવિરમણધર્મ, અબ્રહ્મવિરમણધર્મ અને પરિગ્રહ-વિરમણધર્મ.

૧૧૨ પ્રશ્ન—છ થી દશ સુધીના ધર્મો કયા ?

ઉત્તર—છ કાયાની રક્ષા તે છ પ્રકારનો ધર્મ, સાત ભય નિવારણ રૂપ ધર્મ તે સાત પ્રકારનો, આઠમદને જીતવા તે આઠ પ્રકારનો, નવ વિધ બ્રહ્મચર્યની પાલના તે નવ પ્રકારનો અને દશ પ્રકારનો યતિ ધર્મ, તે દશ પ્રકારનો ધર્મ.

કારણોને લઈને ધર્મના ભેદો જેટલા કરવા હોય તેટલા થઈ શકે, વાસ્તવિક રીતે તો ધર્મના ભેદો હોતા નથી.

૧૧૩ પ્રશ્ન—આત્મગતધર્મની પ્રકટતા શાથી થાય ?

लक्षणं स्वरूपं वा। જે ક્રિયાથી–વ્યાપારથી મનોવૃત્તિઓ શુદ્ધ થાય, તે જ ધર્મ છે; અથવા ધર્મનું સ્વરૂપ છે. વાદિવેતાલ શ્રીશાન્તિસૂરિ મહારાજે ધર્મનું લક્ષણ આ પ્રમાણે બાંધ્યું છેઃ–विषयनिवृत्तित्वं धर्मत्वं, विषयासक्तित्वं अधर्मत्वम्. વિષયથી નિવૃત્ત થવું તે ધર્મ, અને વિષયોમાં આસક્તિ તે અધર્મ.

૧૦૬ પ્રશ્ન—ધર્મ કેટલા પ્રકારનો છે ?

ઉત્તર—પૂર્વોક્ત લક્ષણ પ્રમાણે તો ધર્મના પ્રકાર કે ભેદ પાડી શકાય નહિં. પરન્તુ ધર્મનાં કારણોને લઇને ધર્મના ભેદો બતાવી શકાય, કે જેને બાલ જીવો ' ધર્મ ' કહે છે. જેમકે–દાનધર્મ, શીલધર્મ, તપોધર્મ અને ભાવધર્મ, પરન્તુ વસ્તુતત્ત્વથી વિચારીએ તો ' દાન ' ' શીલ ' ' તપ ' અને ' ભાવ ' એ ધર્મ નથી, પરન્તુ ધર્મના કારણો છે. એટલે ' કારણ 'માં ' કાર્ય 'નો ઉપચાર કરી લોક વ્યવહારમાં દાનાદિ ધર્મો કહેવાય છે. આમ ધર્મ એક પ્રકારનો, બે પ્રકારનો, ત્રણ પ્રકારનો યાવત્ દસ પ્રકારનો ધર્મ પણ કહેવાય છે.

૧૦૭ પ્રશ્ન—એક પ્રકારનો ધર્મ તે કયો ?

ઉત્તર—અંતઃકરણની શુદ્ધિ તે એક પ્રકારનો ધર્મ.

૧૦૮ પ્રશ્ન—બે પ્રકારનો ધર્મ તે કયો ?

ઉત્તર—સાધુધર્મ અને શ્રાવકધર્મ અથવા દ્રવ્યધર્મ અને ભાવધર્મ અથવા નિશ્ચયધર્મ અને વ્યવહારધર્મ અથવા પુણ્યલક્ષણધર્મ અને સંજ્ઞાનલક્ષણધર્મ.

૧૦૯ પ્રશ્ન—ત્રણ પ્રકારનો ધર્મ કયો ?

ઉત્તર—પ્રભુશક્તિધર્મ, મંત્રશક્તિધર્મ અને ઉત્સાહ-શક્તિધર્મ; પુરૂષધર્મ, સ્ત્રીધર્મ, નપુંસકધર્મ; ભૂતધર્મ, વર્ત-માનધર્મ અને ભવિષ્યધર્મ અથવા જ્ઞાનધર્મ, દર્શનધર્મ, અને ચારિત્રધર્મ.

૧૧૦ પ્રશ્ન—ચાર પ્રકારનો ધર્મ કયો ?

ઉત્તર—દાનધર્મ, શીલધર્મ, તપોધર્મ, ભાવધર્મ; મનુ-ષ્યધર્મ, દેવધર્મ, તિર્યંચધર્મ અને નારકીધર્મ; ક્ષત્રિયધર્મ, બ્રાહ્મણધર્મ, વૈશ્યધર્મ, શૂદ્રધર્મ; અથવા દ્રવ્યધર્મ, ક્ષેત્રધર્મ, કાલધર્મ, અને ભાવધર્મ.

૧૧૧ પ્રશ્ન—પાંચ પ્રકારનો ધર્મ તે કયો ?

ઉત્તર—પ્રાણાતિપાતવિરમણધર્મ, મૃષાવાદવિરમણધર્મ, અદત્તાદાનવિરમણધર્મ, અબ્રહ્મવિરમણધર્મ અને પરિગ્રહ-વિરમણધર્મ.

૧૧૨ પ્રશ્ન—છ થી દશ સુધીના ધર્મો કયા ?

ઉત્તર—છ કાયાની રક્ષા તે છ પ્રકારનો ધર્મ, સાત ભય નિવારણ રૂપ ધર્મ તે સાત પ્રકારનો, આઠમદને જીતવા તે આઠ પ્રકારનો, નવ વિધ બ્રહ્મચર્યની પાલના તે નવ પ્રકારનો અને દશ પ્રકારનો યતિ ધર્મ, તે દશ પ્રકારનો ધર્મ.

કારણોને લઇને ધર્મના ભેદો જેટલા કરવા હોય તેટલા થઇ શકે, વાસ્તવિક રીતે તો ધર્મના ભેદો હોતા નથી.

૧૧૩ પ્રશ્ન—આત્મગતધર્મની પ્રકટતા શાથી થાય ?

ઉત્તર—સત્યથી. સત્ય બોલનારમાં પ્રાયઃ તમામ ગુણોની ઉત્પત્તિ ધીરે ધીરે થાય છે.

૧૧૪ પ્રશ્ન—ક્રિયારૂપ ધર્મની વૃદ્ધિ શાથી થાય ?

ઉત્તર—દયા અને દાનથી. દયા કરનાર અને દાન દેનાર ધર્મરૂચિ હોય અને ધર્મરૂચિ જીવ ક્રિયારૂચિ જરૂર થાય.

૧૧૫ પ્રશ્ન—ધર્મની નિશ્ચલતા શાથી થાય ?

ઉત્તર—ક્ષમાથી. ક્ષમાવાળો માણસ ઉપસર્ગ–પરિસહ સહન કરવા સમર્થ થાય છે. અને ઉપસર્ગ–પરિસહ સહ્યા વીના ધર્મની નિશ્ચલતા થતી નથી.

૧૧૬ પ્રશ્ન—ધર્મનો નાશ શાથી થાય ?

ઉત્તર–ક્રોધ અને લોભથી. જેના હૃદયમાં ક્રોધ લોભ છે,તેના હૃદયમાં ધર્મને રહેવાનું સ્થાન નથી મળતું. ક્રોધી ક્રોડપૂર્વનું. સંયમ ફલ હારી જાય છે. લોભ સર્વને હારે છે. લોહો સવ્વ-વિણાસણો એમ સ્વયંભવસૂરિ દશવૈકાલિકમાં કહે છે.

૧૧૭ પ્રશ્ન—આચાર્યપદ, ઉપાધ્યાયપદ, પ્રવર્તકપદ, ગણિપદ, ગણાવચ્છેદકપદ અને વર્તમાનમાં ચાલતા પંન્યાસપદ વખતે કપડાં–કાંબળી વિગેરે ગૃહસ્થો ઓઢાડે છે તે પરંપરા શાસ્ત્રીય છે કે અશાસ્ત્રીય ?

ઉત્તર—અશાસ્ત્રીય છે અને તે મોહમાં નાખનારી પણ જણાય છે. પરિગ્રહ ધારીઓએ આ રિવાજ ચલાવેલો જણાય છે.

૧૧૮ પ્રશ્ન—

लवणे कालसमुद्दे
सयंभुरमणे य होंति मच्छाओ ।
अवसेससमुद्देसु
न हुंति मच्छा न मयरा वा ॥

અર્થાત્—લવણસમુદ્ર, કાલોદધિ અને સ્વયંભુરમણ સમુદ્રમાં મચ્છાદિ છે, બાકીના સમુદ્રોમાં મચ્છાદિ જલજંતુ નથી.

શું આ ગાથા પ્રામાણિક છે? શું બીજા સમુદ્રોમાં મચ્છ-કચ્છપાદિ નથી?

ઉત્તર—મચ્છ-કચ્છપાદિ તો તમામ સમુદ્રોમાં છે, પરન્તુ લવણસમુદ્ર, કાલોદધિ અને સ્વયંભુરમણ સમુદ્રમાં મચ્છ-કચ્છપાદિ વધારે છે. અર્થાત આ ત્રણની અપેક્ષાએ બીજા સમુદ્રોમાં થોડાં છે, તેજ કારણથી लवणे कालसमुद्दे એ ગાથામાં न हुंति मच्छमयरा वा એમ કહેવામાં આવેલ છે. બીજા સમુદ્રોમાં પ્રચુર-ઘણા મચ્છ-કચ્છપાદિ નથી એ એનો ભાવાર્થ છે.

૧૧૯ પ્રશ્ન—ઉપર જે કહેવામાં આવ્યું એ કલ્પનાથી કે એનું પ્રમાણ છે?

ઉત્તર—હા, પ્રમાણ છે. જુઓ બીજી ગાથા:—

नत्थि त्ति पउरभावं
पडुच्च न उ सव्वमच्छपडिसेहो

अप्पा सेसेसु भवे
न य ते निम्मच्छया भणिया ।

અર્થાત્—' નથી ' એમ પ્રચુરભાવને આશ્રી કહેવામાં આવેલ છે. સર્વથા પ્રતિષેધ કરેલ નથી. બાકીના સમુદ્રોમાં થોડા છે પરન્તુ મચ્છ-કચ્છપાદિથી રહિત કોઈ સમુદ્ર નથી.

૧૨૦ પ્રશ્ન—અપ્રતિષ્ઠાન નરકાવાસ કઇ નરકમાં છે ?

ઉત્તર—સાતમી નરકમાં છે.

૧૨૧ પ્રશ્ન—અપ્રતિષ્ઠાન નરકાવાસમાં કોણુ કેવા પાપ કરીને જાય ?

ઉત્તર—ઠાણાંગ સૂત્રના ત્રીજા ઠાણામાં નિઃશીલ, નિર્વ્રતી, નિર્ગુણ, અપચ્ચક્ખાણી, પૌષધ ઉપવાસાદિ નહિં કરનાર, સમયે કાળ ધર્મ પામી સાતમી નરકમાં અપ્રતિષ્ઠાન નામના નરકાવાસમાં જાય. તે રાજા, મંડલિક, કૌટુંબિક વિગેરે મહારંભાદિમાં લીન ગમે તે હોય તે જાય.

૧૨૨ પ્રશ્ન—સર્વાર્થ સિદ્ધ વિમાને કોણુ જાય ?

ઉત્તર—ઠાણાંગ સૂત્રના ત્રીજા ઠાણામાં કહ્યું છે કે શીલવંત, વ્રતધારી, પ્રત્યાખ્યાન વડે પૌષધ ઉપવાસ કરનાર, સદય, ગુણધારી રાજા, સેનાધિપતિ, સાર્થવાહ વિગેરે કે જેમણે કામભોગાદિનો ત્યાગ કર્યો છે તે સર્વાર્થ સિદ્ધ વિમાનમાં જાય છે.

૧૨૩ પ્રશ્ન—આટલા આચાર્યો, પંન્યાસો અને વિદ્વાન્

મુનિવરો શાસનમાં વિદ્યમાન હોવા છતાં જૈનધર્મનો જેવો જોઇએ તેવો ઉદ્યોત થતો નથી, એનું શું કારણ છે?

ઉત્તર—પોતે ગમે તેવું કાર્ય કરતા હોય છતાં તે કાર્ય શાસન ઉન્નતિનું, અને બીજાઓ ગમે તે ઉત્તમમાં ઉત્તમ કાર્ય કરતા હોય પરંતુ તેને દૂષણરૂપ જોવાય છે, અર્થાત ગમે તેવાં શાસનઉન્નતિનાં કાર્યોને પરસ્પર અનુમોદન આપતા નથી, બલ્કે એક બીજાના કાર્યોને તોડવાના પ્રયત્નો કરવામાં આવે છે. એજ કારણ છે કે સમાજ કે શાસનની ઉન્નતિનું એકે કાર્ય જોઇએ તેવું ફળ આપી શકતું નથી. વળી કેટલાંક કાર્યો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવને જોયા સિવાય કરવામાં આવે છે એ પણ એક કારણ છે.

૧૨૪ પ્રશ્ન—જૈન સમાજમાં આચાર્યો, ઉપાધ્યાયો, પંન્યાસો, મુનિવરો ન હોય તો તે ઠીક કે અઠીક?

ઉત્તર-અઠીક. તેમની વિદ્યમાનતાની બહુ જરૂર છે. તેમની વિદ્યમાનદશામાં જૈનધર્મનું અસ્તિત્વ ટકી રહ્યું છે. તેઓ જ્યાં જ્યાં વિચરે છે ત્યાં કંઇને કંઇ ફાયદા થાય જ. જૈનમુનિઓના આચાર વિચારો જોઇ જૈનેતરો અત્યારે પણ જૈનધર્મ પર પ્રીતિ ધારણ કરે છે. જો મુનિવરો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને જોઇને કામ કરતા થાય તો ઘણું કામ કરી શકે તેમ છે.

૧૨૫ પ્રશ્ન—સાતે નરકે જીવો ઉત્પન્ન થાય છે, અને

ચ્યવન કરે છે તેમાં અંતર પડે તો કેટલા કાળનું ? અને ભિન્ન ભિન્ન એક એક નરકમાં ઉત્પન્ન-ચ્યવન કાળનું કેટલું અંતર છે ?

ઉત્તર—સમુચ્ચય સાતે નરકે જઘન્ય ઉત્પન્ન વિરહકાળ એક સમયનો છે. સમયાન્તરે ઉત્પન્ન થઈ શકે. અને ચ્યવન પણ કરે. ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત વિરહ કાળ છે. અર્થાત્ બાર મુહૂર્ત સુધી સાતે નરકે કોઈ ઉત્પન્ન થાય નહિ. તેમ બાર મુહૂર્ત સુધી ચ્યવન પણ કરે નહિ. એક વખતમાં બન્ને નહિ. કોઈ વાર જીવોનું ચ્યવન ન થાય, તો બાર મુહૂર્ત સુધી નરકથી કોઇ જીવ ચ્યવે નહિ. ત્યારબાદ જરૂર કોઇ ચ્યવે. તેવી રીતે કોઇ વાર સાતે નરકે બાર મુહૂર્ત સુધી કોઈ જીવ ઉત્પન્ન થાય નહિ. ત્યારબાદ અવશ્ય ઉત્પન્ન થાય. હવે જો ભિન્ન ભિન્ન નરકનું આશ્રયણ કરીને કહેવામાં આવે તો જઘન્યથી ઉત્પન્ન-ચ્યવનનો વિરહકાળ એક સમયનો છે. જ્યારે ઉત્કૃષ્ટથી ભિન્ન ભિન્ન નરકમાં ભિન્ન ભિન્ન કાળ છે. રત્નપ્રભા નરકમાં બે દિવસ, શર્કરાપ્રભામાં સાત દિવસ, વાલુકામાં પંદર દિવસ, પંકપ્રભામાં એક મહિનો, ધૂમપ્રભામાં બે માસ, તમપ્રભામાં ચાર માસ, તમતમપ્રભામાં છ માસનો વિરહકાળ છે. ત્યારબાદ જરૂર કોઈ જીવ ઉત્પન્ન થાય તથા ચ્યવન કરે.

૧૨૬ પ્રશ્ન—સોપક્રમ આયુષ્ય અને નિરૂપક્રમ આયુષ્ય એટલે શું ?

ઉત્તર—કોઇ પણ કારણથી વચમાં આયુષ્ય તુટે તે સોપ-

ક્રમ આયુષ્ય અને જે સંપૂર્ણ આયુષ્ય નિર્વિઘ્નતા પૂર્વક ભોગવાય, તે નિરૂપક્રમ આયુષ્ય કહેવાય.

૧૨૭ પ્રશ્ન—કેટલાં અને કયાં કારણોથી આયુષ્ય તુટે છે ?

ઉત્તર—સાત કારણોથી. તેનાં નામ આ છેઃ—

૧ અધ્યવસાય, ૨ નિમિત્ત, ૩ આહાર, ૪ વેદના, ૫ પરાઘાત, ૬ સ્પર્શ, ૭ શ્વાસોશ્વાસ. ૧ અધ્યવસાય એટલે તીવ્ર રાગ-દ્વેષના પરિણામથી આયુષ્ય તુટે છે તે હર્ષ કે શોકના એકદમ સમાચાર સાંભળતાં હૃદયને આઘાત પહોંચે અને મૃત્યુ થાય. ૨ નિમિત્ત. અર્થાત્ ભયાદિના કારણે મૃત્યુ થાય. જેમ કૃષ્ણના ભયથી ગજસુકુમારના શિર પર માટીની પાળ બાંધી અંગારા ભરનાર સોમલ મરણ પામ્યો. ૩ આહાર અર્થાત્ કોઈ સરસ અધિક આહાર કરવાથી મરણ પામે છે. ૪ વેદના. શૂલાદિની વેદનાથી અકસ્માત મૃત્યુ થાય છે તે. ૫ પરાઘાત ખાડા વિગેરેમાં પડવાથી આઘાત પહોંચતાં મૃત્યુ થાય તે. ૬ સ્પર્શ. શસ્ત્ર, અગ્નિ, વિષ તેમ સર્પાદિ ડંખવાથી મૃત્યુ થાય. ૭ શ્વાસોશ્વાસ. અત્યંત દોડવાથી, ચિંતા કરવાથી, અધિક વિષય સેવવાથી, તેમ શક્તિ ઉપરાંત કાર્ય કરવાથી અધિક શ્વાસોશ્વાસ લેવાય છે, અને તેથી મૃત્યુ થાય છે. કારણ કે આયુષ્યકર્મનો બંધ શ્વાસોશ્વાસના પ્રમાણથી છે. વર્ષ પ્રમાણ ઉપર નથી. અધિક શ્વાસોશ્વાસ આયુષ્યને તોડનાર છે.

# ઈશ્વર અને જગત્.

વિશ્વમાં દર્શનભેદો જે જોવાય છે, અનુભવાય છે અને તે નિમિત્તે જે ઝઘડા થાય છે, તેનું મૂળ કારણ તપાસીશું તો સ્પષ્ટ સમજાશે કે ઈશ્વરને ભિન્ન ભિન્ન સ્વરૂપવાળો સમજી, 'અમુક સ્વરૂપવાલો ઈશ્વર અમારો' 'અમુક સ્વરૂપવાળો તમારો' એ માન્યતાનુંજ એ કારણ છે. અર્થાત્ ઈશ્વરભેદે દર્શન ભેદ. દર્શન ભેદે વિચાર ભેદ અને વિચાર ભેદે ઝઘડા થયા. આ ઝઘડાના કારણથી એક સમાજ અન્ય સમાજ ઉપર કલ્પિત કલંક આપે છે. તેવાં કલંકોને લઈ આપસમાં વૈરભાવ વધે છે, એક બીજાના ધર્મસ્થાનમાં જતા પાપ સમજે છે.

એટલુંજ નહિં, પરંતુ ધર્મશાસ્ત્રોમાં એવાં કલ્પિત વાકયો લખી દીધાં કે જેને જોઇ કેટલાક ભદ્રિક સરલસ્વભાવી મનુષ્યો સમજી ગયા કે અમુક ધર્મવાળાનો સંગ કરવો નહિં. તેનાં વચનો સાંભલવાં નહિં; કારણ કે તે નાસ્તિક છે. અમો આસ્તિક છીએ. અમારૂં ધર્મશાસ્ત્ર જે મનુસ્મૃતિ તેના બીજા અધ્યાયના ૧૧ મા શ્લોકના અંત પદમાં લખેલ છે કે 'નાસ્તિકો વેદનિન્દકઃ' વેદની નિંદા કરનાર નાસ્તિક છે. પરંતુ જો આટલોજ અર્થ કરવામાં આવે તો જગતમાં કોઇ આસ્તિક રહેજ નહિં; કારણ કે તમામ દર્શનકારોએ પોતાની રક્ષા અને અન્યની ઉપેક્ષા કરવા માટે આવાં વાકયો ઘડી કાઢેલ છે. જુઓ 'नास्तिको बौद्ध-निन्दकः' 'नास्तिको जैननिन्दकः' તેમજ 'नास्तिको सांख्य निन्दकः' ઇત્યાદિ વાકયોનો અર્થ એજ છે કે અમારી નિંદા કરનાર નાસ્તિક છે. જો આમ કરે તો જગતમાં કોઇ આસ્તિક રહેજ નહિં. તમામ નાસ્તિક ઠરે, પરંતુ તેમ થવું વ્યાજબી નથી.

જે પરલોક માને છે, પુણ્યપાપનું અસ્તિત્વ સ્વીકારે છે, જીવો સ્વસ્વકર્તવ્યાનુસાર ચોરાશી લાખ જીવયોનિમાં ફરે છે, એમ માને છે. તપ, જપ, જ્ઞાન, ધ્યાન, શીલ, સંતોષ, વિવેક, વિનયાદિ ગુણોને ગુણો સમજે છે અને જેનું આચરણ કરવાથી આત્મોન્નતિ થવાનું માને છે, તેવા દર્શનને નાસ્તિક ઠરાવવું, તે દુઃસાહસ વિના બીજું કાંઈ જ નથી. તત્ત્વદર્શિઓ નાસ્તિકનું લક્ષણ બાંધતાં કહે છે કે

'नास्तिको नास्तिवादकः' અર્થાત્ પુણ્ય પાપ નથી, પરલોક નથી, આત્મા નથી, ઇત્યાદિ ઇત્યાદિ બોલનારને 'નાસ્તિક' કહેવામાં આવે છે. પરંતુ પોતાની મતલબ સાધવાના હેતુથી અન્યને નાસ્તિક કહેનાર ખરેખર નાસ્તિક છે. જેના મતમાં આત્મા નથી; પુણ્ય પાપ નથી, મોક્ષ નથી, પરલોક નથી, કોઈ પ્રકારના ક્રિયાકાંડ નથી, તીર્થસેવા, સાધુસેવા, ગુરૂભક્તિ નથી, તે નાસ્તિકો સમજવા જોઇએ.

હૃદયની વિશાલતા રાખી સરલભાવથી વ્યાખ્યા થાય તો જરા પણ હરકત આવે નહિ. જેમકે 'नास्तिको वेदनिन्दकः' તેનો અર્થ વેદનો નિંદક નાસ્તિક છે, એટલો અર્થ ન કરતાં નીચે પ્રમાણે અર્થ થાય તો તમામને માન્ય થાય. વિદ્ યાને તત્ત્વજ્ઞાન. 'વિદ્' ધાતુ જ્ઞાનાર્થક છે, 'विदन्ति हेय-ज्ञेय-पदार्थान् इति वेदः' અર્થાત્ જે શાસ્ત્રથી જગતના તમામ પદાર્થનું જ્ઞાન થાય, તે વેદ. તેની નિંદા કરનાર-તમામ પદાર્થને ઉડાવનારને નાસ્તિક કહેવામાં વાંધો નથી.

આ પ્રમાણેનો વાસ્તવિક અર્થ ન કરતાં મનમાન્યો અર્થ કરી અન્યને નાસ્તિક ઠરાવવો તે મૂર્ખતાનું કારણ છે. આ પ્રસંગે બૌદ્ધ, સાંખ્ય અને જૈન વિગેરેમાંથી ફેલાયેલા વાક્યોનો અર્થ યદિ વિસ્તારથી થાય તો જરાપણ હરકત નથી. દૃષ્ટાંત તરીકે 'नास्तिको बौद्धनिन्दकः' બૌદ્ધ નિંદક નાસ્તિક, અર્થાત् बोधयति अवगमयति [illegible] बुद्धः અને બુ[illegible]

बुद्धे बौद्धाः, तेषां निंदको नास्तिकः અર્થાત્ તત્ત્વનું જાણવું તેનું નામ બુદ્ધઃ, અને બુદ્ધના અનુયાયિઓ બૌદ્ધો–અર્થાત્ તત્ત્વજ્ઞાનીઓ, તેની નિંદા કરનાર નાસ્તિક કહેવાય, તેમાં નવાઇ નથી. તેવીજ રીતે 'नास्तिको जैननिंदकः' તેનો અર્થ આમ કરવોઃ–રાગદ્વેષને જીતનાર તે જિન કહેવાય, જિનના ભક્તો તે જૈન. અર્થાત્ રાગ, દ્વેષ, કલેશ, કંકાસ તેનાથી મુક્ત જૈન ગણાય. હવે તેની નિંદા નાસ્તિક સિવાય કોણ કરે? આસ્તિકો તત્ત્વજ્ઞાનીની નિંદા કદિ કરેજ નહિ. કારણ, ગમે તે સ્થાનમાં રહ્યા હોય, પણ તે ગુણાનુરાગિઓ જ હોય છે. સ્વપ્નમાં પણ કોઇની નિંદા ન કરે.

આવી રીતે ઇશ્વિરને માટે થયું છે. ઇશ્વિરને જુદા જુદા રૂપમાં ચિતરી દર્શનકારોએ જગતમાં કોલાહલ મચાવ્યો છે. એક બીજાએ માનેલ ઇશ્વિરને દૂષિત બનાવવા પ્રયત્ન કરી હજારો લાખો શ્લોકોની રચના તથા પોતપોતાની ભાષામાં વાક્યોની રચના કરી શાસ્ત્રો બનાવી જગતના જીવોને લડાઇ કરવા શસ્ત્ર મુકી ગયા છે. તે શાસ્ત્ર રૂપી શસ્ત્ર લઈ લડાઇ કરે છે તે પ્રત્યક્ષ અનુભવાય છે. પરંતુ પરમાત્મા મહાવીર દેવે જગત્‌ના કલ્યાણને છોડી બીજો કોઈ ઉપદેશ કર્યો નથી. તેની સાક્ષી જૈન સિદ્ધાંતો આપે છે. જૈન સિદ્ધાંતમાં સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રની વિશેષ વ્યાખ્યા કરેલ છે. તથા જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષની વ્યાખ્યા તત્ત્વદ્દષ્ટિથી કરેલ છે. તથા ધર્માસ્તિકાયાદિ ષડ્દ્રવ્યનું

વિવેચન સુંદર રીતે કરેલ છે. માદક પદાર્થો, વિષય, કષાય, નિદ્રાદિ પ્રમાદ તથા સ્ત્રીઆદિ વિકથાઓનું સ્વરૂપ સમજાવી ભવ્ય જીવોને પૂર્વોક્ત પાંચ પ્રમાદોને છોડવા માટે ઉપદેશ-દ્વારા ભલામણ કરેલ છે. પરનિંદા, પર પરાભવ, ઈર્ષ્યાદિ દુર્ગુણોનો ત્યાગ કરવાથી ઇહલૌકિક અને પારલૌકિક સુખ બતાવેલ છે. તથા જાતિનો મદ, કુલનો મદ, બલનો મદ, રૂપનો મદ, તપનો મદ, ઋદ્ધિનો મદ, શ્રુતનો મદ અને લાભનો મદ એમ આઠ પ્રકારનો મદ ન કરવા દૃષ્ટાંત પૂર્વક સમજાવ્યું છે. એટલુંજ નહિં પણ તપ, જપ, જ્ઞાન, અને દયા આદિવડે આત્મા ઉપર લાગેલ કર્મ કિચ્ચડને દૂર કરનાર મુમુક્ષુ વર્ગને કર્મ નિર્જરાનો મદ કરવાની મનાઇ કરેલ છે. અર્થાત્ કહેવામાં આવ્યું છે કે "હે મુમુક્ષુ વર્ગ! મેં કેવો કર્મ-નો ક્ષય કર્યો, તેવો પણ મદ મનમાં લાવશો નહિં, નિર્મદ થઇ આત્મ કલ્યાણ કરશો." વળી પંચ મહાવ્રતની શુદ્ધિ માટે પચીશ ભાવના તથા સંસારની અસારતાની સ્પષ્ટતા માટે અનિ-ત્યાદિ દ્વાદશ ભાવના ઘણા પ્રવચન સાથે બતાવેલ છે. તેમજ જગત્‌ના કોઇ પણ જીવો પર રાગદ્વેષ ન થાય, માટે મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય એ ચાર ભાવના બતાવેલી છે. તથા ઈન્દ્રભુત્યાદિ ગણધરોએ, રાજા મહારાજાઓએ દેવેન્દ્રાદિએ પ્રશ્નો કરેલ છે તેનો ઉત્તર તત્ત્વદષ્ટિથી, સરલ ભાવથી પૂર્ણ શાંતિથી યથાર્થ આપેલ છે. કોઇના ઉપર પણ આક્ષેપ વિક્ષેપ કરેલ નથી. આક્ષેપ વિક્ષેપ 'અપૂર્ણ-હીનસત્વ-ઇર્ષ્યાલુ' લોકો

જ કરે છે. જે પૂર્ણ, મહાસત્વ, દયાળુ છે, તેઓ કદાપિ રાગ-દ્વેષની વૃદ્ધિ થાય તેવો ઉપદેશ કે પ્રશ્નોત્તર દેતા નથી. વસ્તુનું સ્વરૂપ પોતે કેવળ જ્ઞાનથી મેળવી તેવુંજ વચન દ્વારા યથાર્થ કહે છે. દ્દષ્ટાન્ત તરીકે એક વાર અનેક આસ્તિક નાસ્તિક પાખંડી મતવાલાના મતો જાણી ઇન્દ્રભૂતિના મનમાં વિકલ્પ ઉદ્ભવ્યો કે કેટલાક લોકો લોક અલોક માનતા નથી,અને જીવ, અજીવોને માનતાથી, ધર્મ અધર્મને માનતા નથી, બંધ અને મોક્ષ માનતા નથી, પુણ્ય પાપ માનતા નથી, વિગેરે વિગેરે માનતા નથી, તો પરમાત્મા વીર દેવનો શો આશય છે ! આવા વિચારવાળા ઇન્દ્રભૂતિને અવલોકી ભગવાન મહાવીરે આ પ્રમાણે ઉપદેશ શરૂ કર્યો છેઃ—

"લોક અને અલોક નથી,તેવી સંજ્ઞા સ્થાપન ન કરવી પણ લોક અને અલોક છે તેવી ચેષ્ટા ધારણ કરવી ॥૧૨॥ જીવો-ઉપયોગ સ્વરૂપ અને અજીવો-ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિ-કાય પુદ્‌ગલાસ્તિકાય અને કાલરૂપ જડ પદાર્થો નથી તેવી સંજ્ઞા ધારણ ન કરવી, પણ જીવો અજીવો છે તેમ વિચારણા રાખવી ૧૩ ધર્મ અને અધર્મ નથી તેવી સંજ્ઞા ધારણ કરવી નહિં પણ ધર્મ અને અધર્મ છે તેવી ધારણા કરવી ॥૧૪॥ બંધ અને મોક્ષ નથી તેમ ધારવું નહિં; બંધ મોક્ષ છે તેમ ધારવું ॥૧૫॥ પુણ્ય અને પાપ નથી તેમ વિચાર ધારણ કરવો નહિં. પુણ્ય અને પાપ છે તેમ વિચાર ધારણ કરવો. ॥૧૬॥ આસવ અને સંવર નથી તેમ નિશ્ચય ન કરવો પણ આશ્રવ અને સંવર છે તેમ

નિશ્ચય કરવો ॥૧૭॥ વેદના અને નિર્જરા નથી તેમ વિચાર રાખવો નહીં. વેદના અને નિર્જરા છે તેમ વિચાર રાખવો. ૧૮। ક્રિયા અને અક્રિયા નથી તેમ સંજ્ઞા રાખવી નહિં. ક્રિયા અને અક્રિયા છે તેમ સંજ્ઞા સ્થાપન કરવી ૧૯। ક્રોધ અને માન નથી તેમ ધારવું નહિં. ક્રોધ અને માન છે તેમ ધારવું ॥૨૦॥ માયા અને લોભ નથી તેમ વિચાર કરવો નહિં. માયા અને લોભ છે તેમ વિચાર કરવો ॥૨૧॥ રાગ અને દ્વેષ ( પ્રેમ અને દ્વેષ ) નથી તેમ ચિંતવવું નહિં. રાગને દ્વેષ છે તેમ વિચારવું ॥૨૨॥ ચતુર્ગતિ સંસાર નથી તેમ વિચારવું નહિ. ચતુર્ગતિ સંસાર છે તેમ નક્કી જાણવું ॥૨૩॥ દેવ અને દેવી નથી તેમ સમજવું નહિં, દેવ અને દેવી છે તેમ સમજવું ॥૨૪॥ સિદ્ધિ અને અસિદ્ધિ નથી તેમ સમજવું નહિં.સિદ્ધિ અને અસિદ્ધિ છે તેમ માનવું ॥૨૫॥ મુક્તિનું સ્થાન નિયત નથી,તેમ સમજવું નહિં. મુક્તિનું સ્થાન નિયત છે તેમ સમજવું ॥૨૬॥ સાધુ અને અસાધુ નથી તેમ સંજ્ઞા ધારણ કરવી નહીં, સાધુ અને અસાધુ તેમ સંજ્ઞા સ્થાપન કરવી. કલ્યાણ ને પાપ નથી તેમ ચેષ્ટા ધારણ કરવી નહિં. કલ્યાણ ને પાપ છે એમ ચેષ્ટા ધારણ કરવી. ”

વિવેચન—પૂર્વોકત ૧૭ ગાથામાં વિદ્યમાન પદાર્થની સત્તા બતાવી, પરંતુ કોઈ પર આક્ષેપ વિક્ષેપ કે તિરસ્કાર કર્યો નહિં. ખરી વાત એજ છે કે વસ્તુસ્થિતિ બતાવવી, તે મહાન્ પુરૂષનું કામ છે. નામ લઇ કહેવું કે અમુક વ્યકિત નાસ્તિક છે, દુષ્ટ

છે, પાપી છે; તેમાં નિંદા છે. ચોરને ચોર કહેવામાં, આંધલાને આંધલો અને કાણાને કાણો કહેવામાં શાસ્ત્રકારોએ મૃષાભાષાનું દૂષણ આપેલ છે. અમુક લક્ષણવાલો ચોર કહેવાય, અમુક વચન બોલનાર નિંદક કહેવાય, ઇત્યાદિ કહેવામાં દૂષણ નથી. તેવીજ રીતે પરમાત્માએ વસ્તુ સ્વરૂપ સમજાવ્યું. તેમાં તમામ પ્રકારના નાસ્તિકોના મતનું નિરાકરણ થઇ ગયું છે તે વાત શ્રી શિલાંગાચાર્યે ટીકામાં સ્પષ્ટ કરેલ છે.

દાખલા તરીકે જુઓ—

પ્રથમ ૧૨ મી ગાથામાં સર્વ **શૂન્યવાદનો** મત નિરાકરણ કરેલ છે. અને ૧૩ મી ગાથામાં ચાર્વાક, વૈભાષિક, સૌત્રાંતિક અને બૃહસ્પતિના સિદ્ધાન્ત ઠીક નથી, એમ સૂચવેલ છે.

તેમ પ્રત્યેક ગાથામાં પ્રકારાન્તરે નાસ્તિકવાદનું નિરાકરણ થયું છે, તથાપિ પોતાના મૂળ ઉપદેશમાં કોઇનું નામ પ્રદર્શિત કર્યું નહિ. અને કેવળ લોક, અલોક, આત્મા, જડ, ધર્મ, અધર્મ અને પુણ્ય, પાપ વગેરે દ્વંદ્વોની સિદ્ધિ બતાવી છે. તેવો સરલ અને પરમાર્થ ભરપુર ઉપદેશ વીર પરમાત્મા સિવાય અન્ય કયા પુરૂષોનો હોઇ શકે ? મને ખાતરી છે કે પરલોકને માનનાર દરેક દર્શનકારોના દર્શનમાં અમુક લોકોપયોગી આત્મહિત કરનાર વસ્તુ છે અને તે જૈન દર્શનમાં નથી એમ કદાપિ કહી શકાય તેમ નથી. ષડ્દર્શનમાં જે જે ઉપયોગી ચીજો છે, તે તમામ જૈનદર્શનની છે. આ સંબંધમાં વિશેષ ન લખતાં માત્ર જિજ્ઞાસુ વર્ગને **જૈનદર્શનનો** અભ્યાસ કરવા-

નીજ ભલામણ કરૂં છું.

મહાનુભાવો ! સ્વાર્થાંધ લોકોએ મચાવેલ ગપ્પ-ગોળાથી ડરીને જૈનદર્શનના અભ્યાસથી વેગલા રહેશો નહિ. અહિં તમો વાચક વર્ગને ઇશ્વરનો જગતની સાથે શો સંબંધ છે અને જગતનો ઇશ્વર સાથે શો સંબંધ છે, તે જૈન સિદ્ધાન્તાનુસાર બતાવવા ઇચ્છું છું. તે તમો ધ્યાન પૂર્વક મનન કરશો, તો મારી ખાતરી છે કે—જૈન સિદ્ધાન્તની વાનગી જરૂર તમારા હાથમાં આવશે. અને તમારી રૂચિ જૈન સિદ્ધાન્ત તરફ વધશે, એમ મારૂં માનવું છે.

જગત્ ઇશ્વરનો સંબંધ સ્વામી—સેવક ભાવ સંબંધ, પૂજ્ય—પૂજક ભાવ સંબંધ, સેવ્ય—સેવક ભાવ સંબંધ કે તાર્ય—તારક ભાવ સંબંધ છે. ઇશ્વર સ્વામી છે, જગત સેવક છે. ઇશ્વર પૂજનિક છે, જગત્ પૂજક છે. ઇશ્વર સેવનીય છે જગત સેવક છે. જગત્ તરવા લાયક છે, ઇશ્વર તારક છે ( તારવાવાલા છે. ) પૂર્વોક્ત સંબંધોથી સિદ્ધ થાય છે કે જગતના ઉત્પાદક ઇશ્વર નથી. સંહારક ઇશ્વર નથી. તેમ પાલક પણ નથી. જગત અનાદિ સિદ્ધ છે. તેમ પ્રતિક્ષણ ઉત્પાદ—વિનાશશાલી પણ છે. દ્રવ્યની અપેક્ષાએ જગત્ નિત્ય છે, પર્યાયની અપેક્ષાએ ઉત્પાદ—વિનાશશાલી એટલે અનિત્ય છે. જગતમાં રહેલ તમામ પદાર્થ કથંચિત્ નિત્ય અનિત્ય ધર્મયુક્ત છે. કોઈ ચીજ એકાન્ત નિત્ય નથી, કે એકાન્તથી અનિત્ય નથી. દીવાથી લઇ આકાશ પર્યન્ત પદાર્થો સ્યાદ્વાદ મુદ્રાએ કરીને મુદ્રિત છે. કથંચિત્

નિત્યાનિત્ય ધર્મ સહિત છે. જો તેમ માનવામાં ન આવે તો પદાર્થનું સ્વરૂપ કહિ પણ સમજાય નહિ. એકાન્તથી આત્મા નિત્ય માનવામાં આવે તો મનુષ્યનો જન્મ છોડી દેવગતિ મેળવી શકે નહિ. કારણ—' अप्रच्युतानुत्पन्नस्थिरैकरूपं नित्यत्वं ' એ નિત્યનું લક્ષણ છે. અર્થાત્ જે કદિ ચવે નહિ, ઉત્પન્ન થાય નહિ, અને સ્થિર એક રૂપવાલું રહે, તેજ નિત્ય ગણાય; જ્યારે આત્મા તો ચાર ગતિમાં અથવા ચોરાસી લાખ જીવયોનિમાં જન્મ મરણ ધારણ કરે છે; તો તેમ બનવું ન જોઇએ. હવે જો આત્માને એકાન્ત રીતે નિત્ય મનાય, તો હિંસા કહેવાય નહિ. એકાન્તથી અનિત્ય માનીએ તો પણ હિંસા થાય નહિ. અતએવ જો કથંચિત્ નિત્ય અને કથંચિત્ અનિત્ય માનવામાં આવે તો જરૂર તમામ વાત સિદ્ધ થાય. જૈન સિદ્ધાન્તમા નિત્યનું સ્વરૂપ આ બતાવ્યું છેઃ—' तद्भावाव्ययं नित्यत्वं ' અર્થાત્ તે પોતાના ભાવથી નાશ પામે નહિ તે નિત્ય. આત્મામા આત્મત્વભાવ કદિ નાશ પામે નહિ, દ્રવ્યત્વ ધર્મ કદિ વિનાશી નથી. આત્મા મનુષ્ય પર્યાયમાં વર્તે છે તે ભાવને છોડી દેવ થાય ત્યારે મનુષ્ય પર્યાયનો નાશ અને દેવ પર્યાયની ઉત્પત્તિ થઈ, પરન્તુ મનુષ્યપર્યાયમાં જે આત્મત્વ ધર્મ હતો, તે દેવ પર્યાયમાં આત્મત્વ ધર્મ રહે છે. તેવીજ રીતે ઘટમાં જે પુદ્‌ગલત્વ ( જડત્વ ) છે તે કદાપિ નાશ પામનાર નથી. ભલે ઘટનો નાશ થાય, ઉત્તર પર્યાય જે પટપર્યાય તે ઉત્પન્ન થાય, પરન્તુ જડતા ધર્મ બન્ને જગ્યા પર રહે છે. માટેજ તત્ત્વદૃષ્ટિ જૈનાચાર્યોએ વસ્તુનું લક્ષણ આ બતાવ્યું છેઃ—

'उत्पाद-व्यय-ध्रौव्ययुक्तं वस्तुनो लक्षणं' અર્થાત્ ઉત્પાદ, નાશ અને સ્થિર રહેવું, તે વસ્તુનું સ્વરૂપ સમજવું. વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજવું હોય તેણે **અનેકાન્તજયપતાકા, સ્યાદ્વાદરત્નાકર, સમ્મતિતર્ક** અને **નયચક્રાદિ** આકર ગ્રન્થો તથા જૈન સિદ્ધાન્તનું અવલોકન કરવા અભિલાષા રાખવી. સમય આવે તમામ કાર્ય છોડી સદ્ગુરૂની સાક્ષીથી જૈન તત્વજ્ઞાનનો અભ્યાસ કરવો કે જેથી જગત્ અને ઈશ્વિરનો વાસ્તવિક સંબંધ સમજાશે, અને હૃદયમંદિરમાં પ્રકાશ થશે કે–ઈશ્વર જગતનો કર્તા નથી, પણ સાક્ષી છે. જગતનો કર્તા ઈશ્વિર છે, એમ માનનાર ઈશ્વિરનો ને જગતનો સંબંધ **જન્યજનકભાવ સંબંધ** માને છે. કાર્ય–કારણભાવ સંબંધ માને છે. જગત્ ઉત્પન્ન થાય છે, માટે જન્ય છે, ઈશ્વિર ઉત્પન્ન કરનાર હોવાથી જનક છે. અથવા જગત્ ઉત્પન્ન થાય છે માટે કાર્ય છે, ઈશ્વિર કાર્ય કરનાર હોવાથી કારણ છે. અર્થાત્ તમામ ચીજોનો કરનાર ઈશ્વિર છે ઈશ્વિરની ઇચ્છા વિના કંઇ થતું નથી એમ માને છે.

અસલમાં જગતના કર્તા ઈશ્વિર છે, તેમ નૈયાયિકો માને છે. વેદાન્તિઓ, સાંખ્યો, મીમાંસકો વિગેરે જગતના કર્તા ઈશ્વર છે, તેમ માનતા ન હતા, ને પ્રાયઃ માનતા પણ નથી, પરન્તુ ધીમે ધીમે પ્રાયઃ તે બધાઓમાં ઈશ્વિર જગતના કર્તા છે, તેવી વાસના ફેલાવા લાગી. પરિણામે હિન્દુસ્થાનમાં આસ્તિક વર્ગમાં જૈન સિવાય તમામે 'ઈશ્વિર જગતના કર્તા છે,' તેવું માન્યું. નાસ્તિકો ઈશ્વરને માનતા નથી; ત્યાં કર્તા અકર્તાની

વાર્તાજ ક્યાંથી હોય ? બૌધ્ધોએ પણ ઈશ્વર જગતનો કર્તા છે કે નહિ તે બાબતની ચર્ચા કરી નથી; જૈનો અને નૈયાયિકો ઈશ્વર જગતના કર્તા છે કે નહિ, તે બાબતમાં લડયા છે. હજારો બલકે લાખો શ્લોક પ્રમાણ સંસ્કૃતના ગ્રન્થો બન્યા છે; પરન્તુ કોઇને જય કે વિજય મળ્યો નહિ, પરન્તુ પોતપોતાના વિચાર જગતમાં મૂકી ગયા છે, તેમ હું પણ શાસ્ત્રાનુસાર તથા સ્વાનુભવ પ્રમાણે મારા વિચારો જગતની પાસે મુકીશ.

અત્યારે જગતના કર્તા ઈશ્વર છે. તેમ માનનાર ૨૧ મતો હિન્દુસ્થાનમાં વિદ્યમાન છે; તે જગતની ઉત્પત્તિ જુદા જુદા પ્રકારે બતાવે છે તેમાં હિન્દુઓને સર્વથા માન્ય મનુસ્મૃતિમાં. આ પ્રમાણે ક્રમ બતાવ્યો છેઃ—મનુસ્મૃતિ પ્રથમ અધ્યાય

सोभिध्याय शरीरात्स्वात्सिसृक्षुर्विविधाः प्रजाः ।
अप एव ससर्जादौ तासु बीजमवासृजत् ॥ ८ ॥

અર્થાત્ વિવિધ પ્રકારની પ્રજાને ઉત્પન્ન કરવાની ઇચ્છા-વાલા તે ઈશ્વરે, પોતાના શરીરથી, ધ્યાન કરી પ્રથમ પાણી ઉત્પન્ન કર્યું. તેમાં બીજ નાખ્યું.

तदण्डमभवद्धैमं सहस्रांशुसमप्रभम ।
तस्मिञ्जज्ञे स्वयं ब्रह्मा सर्वलोकपितामहः ॥ १ ।९॥

તે શક્તિરૂપ બીજનું સુવર્ણ જેવું અને સૂર્યના સરખી કાન્તિવાળુ ઇંડું થયું- તેમાં સર્વ લોકના પિતામહ ( દાદા ) બ્રહ્મા ઉત્પન્ન થયા.

आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।
ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥१ । १०॥

પાણીનું નામ નાર આપેલ; કારણ નરથી ઉત્પન્ન થએલ છે. તે પાણી પરમાત્માનું પ્રથમ આશ્રય છે માટે પરમાત્માનું નામ **નારાયણ** કહેવાય છે.

यत्तत्कारणमव्यक्तं नित्यं सदसदात्मकम् ।
तद्विसृष्टः स पुरुषो लोके ब्रह्मेति कीर्त्यते ॥१ । ११॥

તે લોક—વેદાદિ સર્વમાં પ્રસિદ્ધ પરમાત્મા, તમામ ઉ-ત્પન્ન થનાર વસ્તુના કારણ, ઇન્દ્રિયોના અવિષય, ઉત્પત્તિ વિ-નાશ રહિત, ત્રિકાલ અબાધિત, સત્ અસત્ સ્વરૂપ, તેથી ઉત્પન્ન થએલ પુરૂષ લોકમાં બ્રહ્મ નામથી ગવાય છે.

तस्मिन्नण्डे स भगवानुषित्वा परिवत्सरम् ।
स्वयमेवात्मनो ध्यानात्तदण्डमकरोद् द्विधा ॥१ । १२॥

પ્રથમ નવમા શ્લોકમાં બનાવેલ ઇન્ડામાં તે ભગવાન વર્ષ પર્યંત રહ્યા. અને સ્વયં પોતાનું ધ્યાન કરી તે ઇન્ડાના બે કટકા કર્યા.

ताभ्यां स शकलाभ्यां च दिवं भूमिञ्च निर्ममे ।
मध्ये व्योम दिशश्चाष्टावपां स्थानं च शाश्वतम् ॥१ । १३॥

તે ઇન્ડાના બે ટુકડા વડે સ્વર્ગ અને ભૂમિ બનાવી, નીચેના ટુકડાથી પૃથ્વી અને ઉપરના ટુકડાથી સ્વર્ગ લોક બનાવ્યું. મધ્યમા આકાશ તથા આઠ દિશા—એટલે ચાર દિશા

અને ચાર વિદિશા. પાણીનું સ્થાન શાશ્વતું બનાવ્યું; અર્થાત્ સમુદ્ર બનાવ્યો.

હવે ઉપરના શ્લોકોનું આપણે જરા વિચારપૂર્વક અવલોકન કરીએ.

પ્રથમ પાણી બનાવ્યું. તેમાં બીજનો આરોપ કર્યો. તેનું ઇન્ડુ થયું, તે ઇન્હામાં ભગવાન્ ઉત્પન્ન થયા, તેમાં વર્ષ સુધી રહી ધ્યાન કર્યું. તે ધ્યાનના પ્રતાપથી તેના બે કટકા વડે કરી સ્વર્ગ લોક, ભૂમિ, આકાશ, દિશાઓ તથા સમુદ્ર બનાવ્યો. હજી આગળના શ્લોકો વડે અન્ય ચીજોની ઉત્પત્તિ બતાવનાર છે. પરન્તુ તેની સમાલોચના ન કરતાં આગળ જઈ તેરમા શ્લોક સુધીમાં આવેલ કેટલીક હકીકત પરસ્પર કેટલી વિરૂદ્ધ છે એજ જોઈએ. પાણી બનાવ્યું તો જરૂર પ્રથમ પાણીને રહેવાનું સ્થાન હોવું જોઈએ. આધાર વિના આધેય ચીજ રહી શકતી નથી. પાણી પહેલાં પૃથ્વી હતી, એમ સિદ્ધ થાય છે. અને જો પૃથ્વી સિદ્ધ થાય તો પાણી પણ હતુંજ, તેમ માનવું પડશે. કારણ કે પાણી વિના પૃથ્વી રહિ શકે નહિ. સ્નેહ દ્રવ્યથીજ પરમાણુનો પિંડ બંધાય છે. એટલે પ્રથમ ઉત્પત્તિ યુક્તિયુક્ત સિદ્ધ થતી નથી. હવે ઈશ્વરે જલ બનાવ્યું. તેમાં શક્તિરૂપ બીજ નાખી ઈંડુ બનાવ્યું. તે ઈંડામાં ભગવાન્ ઉત્પન્ન થયા. વર્ષ સુધી તેમાં રહ્યા. આ બ્રહ્માજીનું વર્ષ કેવડું ? આપણાં કેટલાં વર્ષો થાય, ત્યારે બ્રહ્માજીનું એક વર્ષ થાય ? એની ગણતરી કરીએ તો કોઈને પણ બ્રહ્માજી વર્ષ સુધી ઈંડામાં રહ્યાની શ્રદ્ધા થાય નહિં. જુઓઃ બ્રહ્માજીના એક દિવસમાં

કેટલાં વર્ષ આપણાં જાય છે. એક ક્રોડ વીશ લાખ વર્ષે એક બ્રહ્માજીનો દિવસ થાય. તેટલાંજ વર્ષે રાત્રિ થાય, તો એક અહોરાત્રિને માટે આપણા બે ક્રોડ ચાલીશ લાખ વર્ષ થાય.હવે ૩૬૦ અહોરાત્રિનું વર્ષ થાય. તેની સંખ્યા આ પ્રમાણે છે. ૮૬૪૦૦૦૦૦૦

આ વાત હું મારી કેવલ કલ્પનાથી નથી કહેતો. જુઓ મનુસ્મૃતિ તથા વિષ્ણુ પુરાણાદિમાં આજ પ્રમાણે લખેલ છે:—

दैविकानां युगानां तु सहस्रं परिसंख्यया ।
ब्राह्ममेकमहर्ज्ञेयं तावती रात्रिरेव च ॥ मनु० १–७२॥

ભાવાર્થ–દેવતાના હજાર યુગો વડે બ્રહ્માજીનો એક દિવસ થાય. તેવીજ રીતે હજાર યુગ વડે રાત્રિ પણ થાય. મનુષ્યના ચાર યુગે દેવતાનો એક યુગ થાય. મનુષ્યના ચાર યુગના ૧૨૦૦૦ ( દેવતાઇ ) વર્ષ થાય છે. યથા—

यदेतत्परिसंख्यातमादावेव चतुर्युगम् ।
एतत् द्वादशसाहस्रं देवानां युगमुच्यते ॥ ७१ ॥

અર્થાત–આ પ્રમાણે પ્રથમજ ચાર યુગની પરિસંખ્યા થઇ. કેટલી તો બાર હજાર વર્ષની.તે ચાર યુગની સંખ્યાએ દેવતાનું એક યુગ કહેવાય છે. મનુષ્યના ચાર યુગના વર્ષોની સંખ્યા ૧૦ હજાર ગણાય છે. કૃતયુગ ૪ હજાર વર્ષનો. ત્રેતાયુગ ૩ હજાર વર્ષનો. દ્વાપરયુગ ૨ હજાર વર્ષનો. અને કલિયુગ ૧ હજાર વર્ષનો. એમ મળી દશ હજાર વર્ષ થાય. પરન્તુ સંધ્યા

અને સંધ્યાંશ. જેટલા હજાર વર્ષનો યુગ તેટલા સો વર્ષના સંધ્યા અને સંધ્યાંશ હોય. એ પ્રમાણે ગણતરી કરતાં ૧૨ હજાર વર્ષ ચાર યુગના થાય છે. તથા શાસ્ત્રીય કથન પ્રમાણે પણ જોઇએ તો વિષ્ણુ પુરાણમાં આ પ્રમાણે કહ્યું છેઃ—

दिव्यैर्वर्षसहस्रैस्तु कृतत्रेतादिसंज्ञितं ।
चतुर्युगं द्वादशभिस्तद्विभागं निशोध मे ॥

દેવતાના બાર હજાર વર્ષે મનુષ્યના કૃતત્રેતાદિ ચાર યુગો થાય.તે ચાર યુગના બાર હજાર વર્ષોનો વિભાગ મારાથી જાણો.

પૂર્વોક્ત બ્રહ્માના દિવસનું માન જે મનુસ્મૃતિમાં બતાવ્યું તેવુંજ પ્રમાણ વિષ્ણુ પુરાણમાં છેઃ—

कृतत्रेताद्वापराख्य कलिश्चैभिश्चतुर्युगम् ।
प्रोच्यते तत्सहस्रैस्तु ब्रह्मणो दिवसो मुने ॥

કૃત, ત્રેતા, દ્વાપર અને કલિયુગ આ ચાર યુગ છે, તેની હજાર સંખ્યાવડે હે મુનિ બ્રહ્માનો દિવસ થાય છે.

વાચક, વિચાર કરવાનો વિષય છે. જે ઈશ્વરે પોતાના શરીરથી તમામ પ્રજાને સરજવાની ઇચ્છા કરેલ, તે પોતે ઇન્ડામાં ઉત્પન્ન કેમ થયા? વલી જેમાં ઈશ્વર રહેલ તે ઇન્ડુ તથા પ્રથમ ઉત્પન્ન થએલ પાણી ૮૬૪૦૦૦૦૦૦૦ વર્ષ પહેલાં કયારે રચ્યું? તે પ્રશ્નનો ઉત્તર કોઇ આપશે કે? કારણ પૂર્વોક્ત આઠ અબજ ચોસઠ ક્રોડ વર્ષ પછી ઇંડાના બે કટકા થયા, જેથી નીચલા ટુકડાથી ભૂમિ કરી અને ઉપલા ટુકડાથી સ્વર્ગ બનાવ્યું. પછી

આકાશ, દિશા અને અનુક્રમે સમુદ્ર બનાવ્યો. ત્યાં સુધી કાંઇ ન હતું. જીવો પૃથ્વી વિગેરે પાંચ ભૂતો આટલા વર્ષ સુધી કયાં રહ્યા હશે ? અથવા નાશ પામ્યા હશે ? એનો વિચાર 'સૃષ્ટિકર્ત્તા ઇશ્વર છે,' એમ માનનારાઓએ કદિ કર્યો હશે કે ?

પણ એ વિચાર કેવળ શ્રદ્ધાના દોર ઉપર ચાલનારાઓને ન થઇ શકે. જેઓ બાપદાદા જેમ માનતા આવ્યા છે, એમજ માનનારા છે, એમને વધારે વિચાર નથી થઇ શકતો. પછી તે ભલે બુદ્ધિશાળી હોય કે નિર્બુદ્ધિ હોય ભલે, દેશોદ્ધારક હોય કે દેશને પાયમાલ કરનાર હોય ! ભલે શાસ્ત્રજ્ઞ હોય કે અલ્પજ્ઞ હોય ! પરન્તુ ગતાનુગતિકલોક પરમાર્થ જોઇ શકતો નથી. પ્રથમ જે સમયે દુનિયા ન હતી, તે વખતે ઈશ્વર કોનો ? શું વસ્તુ વિનાનો સ્વામી કહેવાય ? ઘર વિનાનો ગૃહસ્થી કહેવાય ? જગત ન હતું, તે વખતે ઈશ્વર શબ્દનો પ્રયોગ કરનારજ કોણ? કોઈ નહિ. જે વખતે જગત ન હતું, તે સમયે આત્મા-જીવ-પ્રાણી-સોલ કે રૂહના નામથી જે ઓલખાય છે, તે જીવો હોવા જોઇએ, તે એટલો કાળ કયાં રહ્યા ? શું ઇશ્વરના પેટમાં રહ્યા ? કદાચ કોઈ કહેશે કે ચઉદભવન ઇશ્વરના પેટમાં હતાં, તો જીવો હોય તેમાં આશ્ચર્ય શું ? પરન્તુ તેમ બનવું અસંભવિત છે. જેમણે સ્વયં પોતે ધ્યાન કરી ઇંડાને ફોડયું, તે ચઉદભવનને કે આત્માઓને પેટમાં રાખવાની યોગ્યતા ધરાવે જ નહિ. એતો કેવલ કથનમાત્ર છે. કે ઇશ્વરે ચઉદ ભવન પેટમાં

લઇ લીધા. તેવીજ રીતે યુક્તિ રહિત કેટલીક વાતો અંધશ્રદ્ધા-વાળા માને છે, પરન્તુ કુશાગ્રબુદ્ધિ કદાપિ માને નહિ. જેમાં રાગદ્વેષ અને મોહ નથી, તે દુનિયાની ખટપટમાં પડેજ નહિ. કદાચ કોઈ આગ્રહથી ઇશ્વરમાં રાગ દ્વેષ અને મોહ માને તો, તો તે ઈશ્વરજ કેમ કહેવાય ?

કારણ કે આપણાથી વિલક્ષણ સ્વભાવવાળો ઈશ્વર છે. તે ઈશ્વર જગતના ફંદમાં કદિ પડે નહિ. અને જો પડે તો ઇશ્વરજ ન હોઇ શકે. ઇશ્વરને જગત્ બનાવવામાં પ્રયોજન શું છે ? સ્વકલ્યાણ પ્રયોજન છે કે પરકલ્યાણ પ્રયોજન છે ? કહેવામાં આવે કે સ્વકલ્યાણ, તો તો જેને સ્વકલ્યાણ બાકી રહ્યું હોય, તે ઇશ્વરજ નથી. ઇશ્વર તો કૃતકૃત્ય છે. યદિ પરકલ્યાણ માટે જગત્ બનાવે છે, તેમ કહેવામાં આવે તો પણ તે ઠીક નથી. કારણ કે તેઓ પરકલ્યાણ માટે જગત્ બનાવવાની ખટપટ ન્હોરે, તેના કરતાં પોતાની અનંત શક્તિમાં એવી શક્તિનો પ્રયોગ કરે કે જીવોનું કલ્યાણ થઈ જાય. જગત્ બનાવવાથી તો જીવોનું અકલ્યાણ વધ્યું છે. જગત્ ન હતું, તે વખતે જીવો શાન્તિમાં હતા. જગત્ બન્યા પછી દુઃખ, દૌર્ભાગ્ય, દુર્યોનિ, જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ, રોગ, શોક સંતાપ, અનીષ્ટ વસ્તુનો સંયોગ, ઇષ્ટ વસ્તુનો વિયોગ વિગેરે દુઃખની પરંપરાની પ્રાપ્તિ થઇ છે. તે આપણે અનુભવીએ છીયે. અહિં કોઇ શંકા કરશે કે-પૂર્વોક્ત કષ્ટ પરંપરા જીવો પોતાના કરેલ કર્માનુસાર ભોગવે છે; ઈશ્વર તેમાં શું કરે ?

આવી શંકાનાં સમાધાનમાં સમજવું કે સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે જીવોને કર્મ ન હતાં, અને તે કર્મ ભોગવવાનું કારણ ન હતું. અત્યારે જગત થયું, એટલે કર્મ ભોગવવાનું કારણ મલ્યું. આ કારણને ઉત્પન્ન કરનાર કોણ ? ઇશ્વરમાં કર્તૃત્વ ધર્મ માનનારે સ્પષ્ટ કહેવું પડશે કે ઇશ્વર. તો કહી દ્યો કે પરકલ્યાણ માટે જગત નથી બનાવ્યું. પણ પરના અકલ્યાણ માટે જગત બનેલ છે. કદાચ કહેશો કે ઇશ્વરે લીલાના કારણથી સૃષ્ટિ બનાવી. અથવા કરૂણા ભાવથી સૃષ્ટિ બનાવી તો તે પણ ઠીક નથી.જૂઓ, ક્રીડા કરવી તે બાલકોનું કામ છે, ઇશ્વરમાં બાલચેષ્ટા કેમ માની શકીએ ? સૃષ્ટિ બનાવે તો તમામને સરખો હિસ્સો, હદ, મર્યાદા, આપવી જોઇએ. પરંતુ તેમ તો છે નહિં. એક રાજા, બીજો રંક; એક સુખી, બીજો દુઃખી; એક રૂપી, બીજો કુરૂપી; રોગી, નિરોગી; ધનાઢય, નિર્ધન; અલ્પાયુ, દીર્ઘાયુ; સુપુત્રવાન, કુપુત્રવાન; સપુત્ર, અપુત્ર; સચિંત, નિશ્ચિંત વિગેરે વિચિત્ર રચના કરૂણાભાવથી બનેલ જગતમાં હોવાં ન જોઇએ. કદાચ કહેશો કે નિજ નિજ કર્માનુસાર વિચિત્ર રચના કરેલ છે, તો કર્મ કોણે બનાવ્યું ? ઉત્તરમાં કર્મ અનાદિ છે. હવે જો કર્મ અનાદિ માનવામાં હરકત નથી તો પછી જગત અનાદિ માનવામાં હરકત શી હતી ? શું ઇશ્વરનું ઇશ્વરત્વ નષ્ટ થઇ જાય છે ? કે એમાં કાંઈ આપત્તિ છે ? ના કાંઇ નહિ. હવે એમ કહેવામાં આવે કે ઇશ્વર કિયાર્થ જગતનો ધ્વંસ કરે છે,અને ઉત્પત્તિ કરે છે.ભલા એ કેમ બને ? કોઇ ચીજનો નાશ કરવો અને ફરી ઉત્પન્ન કરવી, એ તો

બાલકની ધુલીક્રિયા જેવું છે. એક સામાન્ય વ્યક્તિ પણ જે પોતાની હદ ઓળંગી રમતમાં પડી જાય તો લોકમાં તેની પ્રતિષ્ઠા જેવી જોઇએ તેવી રહેતી નથી, ત્યારે જેમાં કર્મ, કલેશ, રાગ, દ્વેષ, મોહ, મમતા, અજ્ઞાન, ઇત્યાદિ દુર્ગુણો નથી, તે જગતનો નાશ તથા ઉત્પાદ કરવામાં રોકાય ખરો કે? કદાપિ નહિ. મનુસ્મૃતિના પ્રથમાધ્યાયના આઠથી લઈ તેરમા શ્લોક સુધીમાં જે સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ બતાવ્યો છે, તે પરસ્પર વિરૂદ્ધ અને સામાન્ય બુદ્ધિવાલો પણ કબુલ કરે તેવો નથી. આગળના શ્લોકોમાં જગત ઉત્પત્તિ ક્રમ મહદાદિથી માનેલ છે તથા તૈત્તરીયોપનિષદ્‌માં આકાશાદિથી જગતની ઉત્પત્તિ માનેલ છે યથા च तस्माद्वा एतस्मादात्मनः आकाशः संभूतः, आकाशाद्वायुः, वायोरग्निः, अग्नेरापः, अद्भ्य पृथ्वीति (ભાવાર્થ) તે ઇશ્વરથી અથવા આ ઇશ્વરથી આકાશ ઉત્પન્ન થયું. આકાશથી વાયુ થયો, વાયુથી અગ્નિ અને અગ્નિથી પાણી, અને પાણીથી પૃથ્વી થઇ. ઇત્યાદિ ક્રમ માનેલ છે. અથવા મનુસ્મૃતિના પ્રથમાધ્યાયના ૩૧ મા શ્લોકથી અન્ય ક્રમ માનેલ છે. યથા—

लोकानां तु विवृद्धयर्थं मुखबाहूरुपादतः ।
ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्तयत ॥

લોકની વૃદ્ધિ માટે બ્રહ્માજીએ મુખથી બ્રાહ્મણને, બાહુથી ક્ષત્રિયને, ઉરૂથી વૈશ્યને અને પગથી શૂદ્ર ને ઉત્પન્ન કરેલ છે. મનુસ્મૃતિના કેટલાક શ્લોકો પ્રાયઃ પરસ્પર વિરોધભાવને

સૂચવે છે, તે માટે હું આગળ લખીશ. અત્યારે તૈતરીયોપનિષદ્‌માં લખેલ સૃષ્ટિ ઉત્પત્તિ ક્રમનો વિચાર કરીશું.

પ્રથમ આકાશની ઉત્પત્તિ પુરૂષથી માની તે ઘટતી નથી. પ્રાયઃ ઘણા દર્શનકારો આકાશને નિત્ય માને છે. હવે નિત્ય પદાર્થને સંભૂત કહેવો, તે વિચારણીય છે. અવકાશને આપનાર તે આકાશ. તેની ઉત્પત્તિ થઈ, તો તે પહેલાં આકાશ ન હતું, તેમ કહેવું પડશે. હવે આકાશ ન હતું, તો અવકાશ ન હતો; પરન્તુ તેમ થવું સંભવિત નથી. વળી આકાશથી વાયુ પેદા થયો, તે પણ અનુભવ વિરૂદ્ધ છે. આકાશના સંયોગ, વિભાગ, સંખ્યા, પ્રમાણ, પૃથકત્વ અને શબ્દ એ છ ગુણ નૈયાયિકાદિએ માનેલ છે. રૂપ, રંગ, સ્પર્શ, ગંધાદિ ગુણો નથી, આ વાત પ્રાયઃ બધા વિદ્વાનોને માન્ય છે તથા કારણને અનુરૂપ કાર્ય થાય છે. તો આકાશથી વાયુ સ્પર્શાદિ ગુણ વાળો કેમ થાય? તેનો વિચાર કરવા જેવો છે. કદાચ કોઈ કહેશે કે "શ્રુતિમાં લખેલ પ્રમાણ છે,તેમાં શંકા કરનાર નાસ્તિક ગણાય છે." પરન્તુ ભાઈ,કેવળ શ્રુતિ,સ્મૃતિ કે ઉપનિષત્ વિગેરેમાં લખેલ અર્થ યદિ લોક વિરૂદ્ધ, અનુભવ વિરૂદ્ધ, ન્યાય વિરૂદ્ધ હોય તો તે પ્રામાણિક ગણાય નહિં, આકાશથી વાયુ પેદા થવામાં લોક વિરૂદ્ધ છે.લોક તો કહે છે કે "બાપ તેવો બેટો, વડ તેવો ટેટો" આ લોક કહેવત પ્રમાણે આકાશ જેવો વાયુ છે? હવે અનુભવ વિરૂદ્ધ આ પ્રમાણે છે. આકાશથી જગતને અવકાશ સિવાય ફાયદો નથી. પવનથી જગતને ધાન્યનું પાકવું, નિરોગતા, સુખ, દુઃખ, વર-

સાદ વિગેરે ઘણા ફાયદા થાય છે. હવે ન્યાય વિરૂદ્ધ આ પ્રમાણે છે. કારણના ગુણો કાર્યમાં આવે છે, તેમ અહિં નથી. આકાશમાં સ્પર્શ નથી, વાયુમાં સ્પર્શ ગુણ છે. તેમ નૈયાયિકો માને છે. સાંખ્ય પ્રાયઃ ચાર ગુણ માને છે. જૈનો વાયુમાં રૂપ, રસ, ગંધ. સ્પર્શ વિગેરે માને છે. માટે આકાશથી વાયુની ઉત્પત્તિ માનવી વ્યાજબી નથી. છતાં આગ્રહ કરવામાં આવે કે લખ્યું જુઠું હોય નહિ. આમ બોલનારે એક બ્રાહ્મણ પંડિતનું દૃષ્ટાન્ત દૃષ્ટિગોચર કરી વિચારશીલ બનવું.

એક કાવ્ય સાહિત્યાદિના જાણ રાજા પાસે સંસ્કૃત વ્યાકરણ, ન્યાયને જાણનારો પંડિત રહેતો હતો. હમ્મેશાં રાજાને પુરાણ, સ્મૃતિ, ઉપનિષદાદિ અવકાશે સંભળાવતો હતો. એક મશ્કરાએ પંડિતની પ્રકૃતિ જાણી લીધી કે મહારાજ ભણ્યા છે, પરન્તુ વ્યવહારિક જ્ઞાન નથી. તે માણસે સુંદર કાગલ પર સંસ્કૃત શ્લોકો લખી ઉપર મ્હોર છાપ લગાવી પંડિતજી ઉપર રવાના કર્યો. પંડિતજી પત્રને ફોડી હર્ષ સહિત વાંચવા લાગ્યા. શ્લોકની રચના વ્યાકરણ પૂર્વકની અને કાવ્યની મનોહરતા જોઈ ખુશી થાય છે, તેવામાં નિચેનો શ્લોક દૃષ્ટિગોચર થયો.

तव स्त्री विधवा जाता गृहे रोदिति भूरिशः
आगन्तव्यं त्वया शीघ्रं विलम्बो नात्र युज्यते ॥

અર્થાત્

તારી સ્ત્રી વિધવા થઇ છે, ઘરમાં વારંવાર રૂદન કરે છે. જલ્દી ઘેર આવવું, આવવામાં વિલમ્બ કરશો નહિં.

પંડિતજી મહારાજ શ્લોકને ભણતાં મૌન થઈ ગયા. આંખમાંથી અશ્રુપાત થયો. પોથી પાનાં બાંધી તૈયાર થઈ ગયા. રાજાની આજ્ઞા માગવા ગયા. મહારાજ હું ઘેર જાઉં છું. રાજાએ પૂછયું પંડિત મહારાજ ! આટલી જલ્દી કેમ ? પંડિતજીએ ઉત્તર આપ્યોઃ ' ઘરથી પત્ર આવેલ છે ' રાજાએ પૂછયું ' કોઇ માંદુ છે કે વિવાહાદિ કાર્ય છે ? " પંડિતજીની આંખથી પાણી પડવા લાગ્યું. રાજાએ વિચાર કર્યો કે વલ્લભ સંબંધીનું મરણ થયું જણાય છે. રાજાએ કહ્યું " પંડિત, આપ બહુ દીલગીર થાઓ છો, તેથી ભારે નુકસાન થયું માલમ પડે છે. " પંડિત નિશ્વાસ મુકતો બોલ્યોઃ મહારાજ, મારી સ્ત્રી વિધવા થઇ છે. " આમ સાંભળતાં રાજા ચકિત થયો. ક્ષણવાર મૌન રહી જરા હસવા લાગ્યો. પંડિતજી ગુસ્સે થઇ બોલ્યા; " મહારાજ, હું ખોટું કહું છું. જુઓ આ સુંદર શ્લોકોથી અલંકૃત પત્ર આવેલ છે.તેમાં એક શ્લોકમાં નીચે પ્રમાણે લખેલ છે. " तव स्त्री विधवा जाता " ઇત્યાદિ. રાજા શ્લોક જોઇ બોલ્યોઃ "પંડિતજી મહારાજ ! લોક વિરૂદ્ધ, અનુભવ વિરૂદ્ધ અને ન્યાય વિરૂદ્ધ લખેલ અસત્ય સમજવું.જેનો પતિ વિદ્યમાન હોય તે સ્ત્રી વિધવા થઇ તેમ કોઇ કહે કે લખે તે લોક વિરૂદ્ધ છે.લોકમાં પ્રસિદ્ધ છે કે પતિવાળી સ્ત્રી વિધવા કહેવાય નહિં, સધવા કહેવાય". અનુભવ વિરૂદ્ધ પણ છે. કેમકે પતિ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી સ્ત્રી સૌભાગ્યવતી ગણાય છે. આ

અનુભવ તમામ પ્રાણીઓને પ્રાયઃ હોય છે. ન્યાય વિરૂદ્ધ એટલા માટે છે કે જે પુરૂષનો વિવાહ જે સ્ત્રી સાથે થયો હોય, તેનો સંબંધ જાવજીવનો છે. તે સંબંધ એક બીજાના અભાવમાં નાશ પામે છે. પુરૂષ મરે ત્યારે સ્ત્રી વિધવા કહેવાય, અને સ્ત્રી મરે ત્યારે પુરૂષનો ઘર ભંગ કહેવાય, અથવા રાંડયો કહેવાય છે. માટે પંડિતજી, તમારી વિદ્યમાન દશામાં તમારી સ્ત્રી વિધવા કહેવાય નહિં. કોઈએ તમારી મશ્કરી કરી જણાય છે. યુક્તિયુક્ત રાજાનું વચન સાંભળી પંડિતના હૃદયમાં સત્ય પ્રતિભાસ્યું, જેથી આવેલ પત્રનો વિશ્વાસ કર્યો નહિ.

તેવી રીતે જો લોક વિરૂદ્ધ, અનુભવ વિરૂદ્ધ અને ન્યાય વિરૂદ્ધ; ઉપનિષદ્, સ્મૃતિ કે શ્રુતિમાં લખાણ હોય તો પ્રામાણિક ગણાય નહિ. આકાશથી વાયુ ઉત્પન્ન થઇ શકે નહિં. હા ! આકાશમાં વાયુ ઉત્પન્ન થાય. પરંતુ આકાશથી વાયુ થાય નહિ, તેમ વાયોરગ્નિઃ વાયુથી અગ્નિ ઉત્પન્ન થયો, તે પણ યુક્તિ યુક્ત નથી. અગ્નિને સંદીપ્ત કરવામાં વાયુ કારણ છે, પરંતુ ઉત્પન્ન કરવામાં નહિ. વાયુ ઉષ્ણતાના કારણથી ઉનો થાય છે. જે પરદ્રવ્યના સંયોગે તદ્રૂપ થાય છે, તે વાયુ અગ્નિ જેવા પદાર્થને કેમ ઉત્પન્ન કરે ? યદિ નિમિત્ત કારણ કહો તો કથંચિત માની શકાય, પરંતુ ઉપાદાન કારણ કહેવું તે યુક્તિ વિરૂદ્ધ છે. અગ્નિ કઠિન ચીજોના ઘસવાથી ઉત્પન્ન થાયછે. વાયુથી અગ્નિની ઉત્પત્તિ લૌકિક વ્યવહારથી અને અનુભવથી સત્યાંશવાળી જણાતી નથી. અગ્નેરાપઃ અગ્નિથી જલ ઉત્પન્ન થાય છે. જલથી પૃથ્વી

ઈત્યાદિ ક્રમ સૃષ્ટિ રચનાનો માનેલ છે. પરંતુ દીર્ઘ વિચાર કરવાથી તે અનુકુળ જણુતો નથી. આવી રીતે જગતની ઉત્પત્તિ સંબંધી મનુસ્મૃતિમાં લખેલ વાતો પરસ્પર વિરુદ્ધ દેખાય છે.

પ્રથમાધ્યાયના ૩૧ મા શ્લોકમાં ચાર વર્ણોની ઉત્પત્તિ બ્રહ્માજીના શરીરથી થયાનું બતાવ્યું છે, યથાઃ—

लोकानां तु विवृद्धयर्थं मुखबाहूरुपादतः ।
ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्तयत् ॥

અર્થાત્—લોકની વૃદ્ધિને માટે બ્રહ્માજીએ મુખથી બ્રાહ્મણની ઉત્પત્તિ કરી; બાહુથી ક્ષત્રિયની, સાથળથી વૈશ્યની, અને પગથી શુદ્રની ઉત્પત્તિ કરી ॥ ૩૧ ॥

પૂર્વોક્ત કથન **મનુસ્મૃતિ**માંજ છે, તેમ નહિ, અન્ય શ્રુતિ-સ્મૃતિ ઉપનિષદાદિમાં પણ છે; પરન્તુ યુક્તિયુક્ત છે કે નહિ, તેનો વિચાર પ્રાયઃ તન્મતાનુયાયિઓએ કરેલ નથી. કદાચ કોઈ તદ્વિષયક પ્રશ્ન કરે, તો તેને તરત **નાસ્તિકનું** ટાઈટલ મળે. આજકાલનો જમાનો बाबावाक्यं प्रमाणम् નો નથી. મીમાંસા કરવાનો છે. અને તેથી આપણે તટસ્થતાપૂર્વક તે સંબંધી વિચાર કરીએ. તે પણ રાગદ્વેષ રહિત થઇ કરવો ઉચિત છે. પ્રથમ મુખથી, હાથથી, ઊરૂથી, અને પગથી ચાર વર્ણની ઉત્પત્તિ કરી, પરન્તુ ચારે વર્ણોની સ્ત્રિઓ બ્રાહ્મણી, ક્ષત્રિયાણી વૈશ્યકી અને શુદ્રી એ ક્યાંથી ઉત્પન્ન થઇ ? તેનો ઉલ્લેખ કોઈ સ્થાનમાં જોવાતો નથી. વળી પ્રથમ

**અમૈથુની** સૃષ્ટિ કરી અને ત્યાર બાદ મૈથુની ઉત્પન્ન કરી, તે પણ ન્યાયબાહ્ય વાત છે. ઠીક છે, સ્વયં બ્રહ્માજીએ ચાર વર્ણને શરીરથી ઉત્પન્ન કર્યા પછી વિરાટ્ પુરૂષને મૈથુનસેવન કરી ઉત્પન્ન કર્યો. જુવો મનુસ્મૃતિ પ્રથમાધ્યાય શ્લોક ૩૨ યથાઃ—

द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत् ।
अर्धेन नारी तस्यां स विराजमसृजत् प्रभुः ॥

અર્થાત્—પોતાના શરીરના બે કટકા કરી અર્ધ શરીરવડે પુરૂષ અને અર્ધ શરીર વડે સ્ત્રી કરી; તે સ્ત્રીમાં મૈથુન સંજ્ઞા કરી, એટલે બ્રહ્માએ મૈથુન સેવી વિરાટ્ પુરૂષને પેદા કર્યો.

વાચક વર્ગ ! પરસ્પર કેટલો વિરોધ ? જે બ્રહ્માએ પોતાના શરીરથી બ્રાહ્મણ, ક્ષત્રિયાદિ ચાર વર્ણને ઉત્પન્ન કર્યા, તેને વિરાટ પુરૂષને પેદા કરવા માટે પોતાના શરીરના બે ભાગ કરી પુરૂષ અને સ્ત્રી બનાવવાં પડે, અને મૈથુન સંજ્ઞા કરી એક અન્ય પુરૂષને ઉત્પન્ન કરવો પડે, એ કેવી વાત ? જરા વિચારવા જેવું છે કે પોતાના શરીરના બે કટકા કર્યા ત્યારે બ્રહ્માજીનું અસ્તિત્વ રહ્યું કે નહિ ? વળી જે પુરૂષ અને સ્ત્રી બનાવી, તેનું નામ આપ્યું નથી. તેની દશા પાછળથી શી થઇ ? તે હકીકત પણ આપી નથી. ચાર વર્ણને પેદા કર્યા ત્યારે સ્ત્રી ઉત્પન્ન કરવાનો વિચાર થયો નહિ, તે પણ આશ્ચર્યની વાત છે. પોતાના શરીરના કટકાની બનેલ સ્ત્રી ખરી રીતે તો પુત્રી થઇ તેની સાથે વિષય કેમ કરાય ? અને કદાચ કહેવામાં આવે કે જે પુરૂષ બન્યો તેણે વિષય સેવન કર્યું. તો તે પણ વ્યાજબી નથી.

એક શરીરથી ઉત્પન્ન થનાર ભાઈ બેન ગણાય. ભાઈ બેન મૈથુન સંજ્ઞા કેમ કરી શકે ?

હવે વિરાટ પુરૂષે તપસ્યા કરી મનુજીને ઉત્પન્ન કરેલ છે. મનુજીએ તપસ્યા કરી પ્રજાના દશ સ્વામી ઉત્પન્ન કરેલ છે. જૂઓ પ્રથમાધ્યાય, શ્લોક ૩૩, ૩૪, ૩૫ યથાઃ—

तपस्तप्त्वाऽसृजद्यं तु स स्वयं पुरुषो विराट् ।
तं मां वित्तास्य सर्वस्य स्रष्टारं द्विजसत्तमाः ॥ ३३
अहं प्रजाः सिसृक्षुस्तु तपस्तप्त्वा सुदुश्चरम् ।
पतीन्प्रजानामसृजं महर्षीनादितो दश ॥ ३४
मरीचिमत्र्यङ्गिरसौ पुलस्त्यं पुलहं क्रतुम् ।
प्रचेतसं वसिष्ठं च भृगुं नारदमेव च ॥ ३५

અર્થાત્—વિરાટ્ પુરૂષે સ્વયં તપસ્યા કરી જે પુરૂષને ઉત્પન્ન કર્યો, તે મને આ સર્વ જગતનો સ્રષ્ટા, હે દ્વિજોત્તમો ! સમજો.

પ્રજાની ઉત્પત્તિ કરવાની ઇચ્છા રાખવાવાળા મેં ઘણા કાલ સુધી તપસ્યા કરી પ્રથમથી પ્રજાના પતિઓ દશ ઋષિઓ ઉત્પન્ન કર્યાં.

મરીચિ, અત્રી, અંગિરસ્, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, પ્રચેતસ્, વસિષ્ઠ, ભૃગુ અને નારદ. વિરાટ પુરૂષ તો મૈથુનથી ઉત્પન્ન થયો. તેમણે મનુ અમૈથુનથી ઉત્પન્ન કર્યા. મનુજીએ દશ ઋષિઓને તપસ્યાના જોરથી બનાવ્યા. બ્રહ્માજીએ ઈંડામાં આઠ અબજ ચોસઠ ક્રોડ વર્ષ સુધી રહી ધ્યાન કરી ઈંડાના

બે કટકા કર્યા. તેથી પૃથ્વી, સ્વર્ગ, આકાશ, દિશાઓ, સમુદ્ર વિગેરે બનાવ્યું. પોતાના શરીરના બે ભાગ કરી પુરૂષ સ્ત્રી ઉત્પન્ન કર્યાં, તેમાં મૈથુન સંજ્ઞા કરી વિરાટ પુરૂષ ઉત્પન્ન કર્યો. છતાં મનુજી કહે છે–આ સર્વ જગતનો બનાવનાર હું છું, તેમ તમો ઉત્તમ બ્રાહ્મણો જાણો. આ પરસ્પર વિરોધ નહિ તો બીજું શું છે ? ઠીક છે, જે શાસ્ત્રનો કર્તા સર્વજ્ઞ ન હોય, તે શાસ્ત્રમાં પરસ્પર વિરોધ આવે; એટલુંજ નહિં, પણ અઘટિત–અસંભવિત વાતો પણ આવે, તેમાં આશ્ચર્ય નથી.

હું પ્રથમજ સૂચવી ગયો છું કે જગતમાં ૨૧ પ્રકારના મતો સૃષ્ટિની ઉત્પત્તિ ભિન્ન ભિન્ન રીતે માને છે. પ્રાયઃ તમામ પરસ્પર વિરોધભાવવાલા છે. તે તમામનો ઉલ્લેખ કરવો, અહિં ઉચિત સમજાતો નથી. છતાં થોડા શ્લોકો આપી ભિન્ન ભિન્ન મતવાળાનુ દિગ્દર્શન કરાવીશ. યથાઃ—

> केचित् प्राहुर्मूर्तित्रिधा गतिका हरिःशिवो ब्रह्मा ।
> शंभुर्बीजं जगतः कर्ता विष्णुः क्रिया ब्रह्मा ॥
> विष्णुं केचिदिच्छन्ति केचित् कालकृतं जगत् ।
> ईश्वरप्रेरितं केचित् केचिद्ब्रह्मविनिर्मितम् ॥
> अव्यक्तप्रभवं सर्वं विश्वमिच्छन्ति कापिलाः ।
> विज्ञप्तिमात्रं शून्यं च इति शाक्यस्य निश्चयः ॥
> पुरुषप्रभवं केचित् दैवात् केचित् स्वभावतः ।
> अक्षरात् क्षरितं केचित् केचिदण्डोद्भवं मतम् ॥
> यादृच्छिकमिदं सर्वं केचिद् भूतविकारजम् ।
> केचिच्चानेकरूपं तु बहुधा संप्रधाविताः ॥

ઉપર લખેલ પાંચ શ્લોકનો ભાવાર્થ આ પ્રમાણે છે.

કેટલાક કહે છે ત્રણ પ્રકારે મૂર્તિ વિભક્ત થઇ. હરિ, શિવ અને બ્રહ્મા. શંભુ જગતનું બીજ છે; જગતના કર્તા કૃષ્ણ છે; અને બ્રહ્મા ક્રિયા છે. અર્થાત્ બ્રહ્મા તમામ ક્રિયા કરે છે. કેટલાક કહે છે આ જગત વૈષ્ણવ છે; અર્થાત્ વિષ્ણુથી ઉત્પન્ન થએલ છે. કેટલાક વાદિઓ કહે છે, કાલકૃત જગત છે. ઇશ્વરની પ્રેરણાથી થએલ છે એમ કેટલાક સમજે છે. કેટલાક બ્રહ્મથી નિષ્પત્તિ માને છે. કેટલાક ( કાપિલો ) અવ્યક્ત યાને પ્રકૃતિના અનુક્રમથી જગત થએલ છે તેમ માને છે. શાક્યનો નિશ્ચય છે કે વિજ્ઞપ્તિ માત્ર અથવા શૂન્ય જગત છે. કેટલાક પુરૂષથી પ્રભવ જગતને માને છે. કેટલાક દૈવથી જગતને માને છે. કેટલાક સ્વભાવથી જગત ઉત્પત્તિ માને છે. કેટલાક અક્ષરથી થએલ માને છે. કેટલાક ઇંડાથી જગતની ઉત્પત્તિ સમજાવે છે. કેટલાક માને છે કે ઇચ્છાનુસાર અર્થાત્ યદૃચ્છા રીતે જગત થાય છે. કેટલાક પાંચ ભૂતના વિકારથી જગતની ઉત્પત્તિ માને છે. કેટલાક અનેકરૂપવાળું જગત માને છે. કેટલાક અનેક પ્રકારે પોતપોતાની કલ્પના પ્રમાણે દરેક [illegible] ઠેકાણે બ્રહ્મા જગતનો પેદા કરનાર છે; વિષ્ણુ રક્ષક છે અને શિવ સંહાર કરનાર છે. આમ માને છે. અહિં શિવને જગતનું બીજ માનેલ છે, વિષ્ણુ જગતનો કર્તા અને બ્રહ્મા ક્રિયા કરનાર માનેલ છે. આમ પરસ્પર મતભેદ છે. [illegible]

જગતને સાદિ ઠરાવવું તેમાં પરસ્પર વિરોધ અને યુક્તિ વિકલતા હોય, તેમાં આશ્ચર્ય નથી.

હવે જગતના કર્ત્તા ઇશ્વર છે, તેમ માનનારા મહાનુભાવોને આપણે પૂછીશું કે ઇશ્વર જગતને ઉત્પન્ન કરે છે, તે પોતાના શરીરથી કરે છે ? ઈચ્છાથી કરે છે ? સ્વસ્વભાવથી કરે છે કે સંકલ્પમાત્રથી કરે છે ? યદિ કહો કે ઇશ્વર પોતાના શરીરથી જગતની ઉત્પત્તિ કરે છે, તો ઇશ્વર શરીરવાન્ ઠરશે. અને જે શરીરવાન હોય તેનો બીજો કોઇ ઉત્પાદક હોવો જોઇએ અને જે અન્ય ઉત્પાદક છે, તે પણ શરીરી હોય તો તેનો અન્ય ઉત્પાદક હોવો જોઇએ. એમ કોઈ ઠેકાણે વિશ્રાન્તિ ન હોવાથી અનવસ્થા દૂષણ આવે છે. વળી શરીરથી જગતની ઉત્પત્તિ કરવામાં અધિકરણાદિની પણ અપેક્ષા રહે છે. શરીરવાન ઈશ્વરને પોતાને રહેવા માટે તથા શસ્ત્રાદિ રાખવાને માટે જગ્યા જોઇએ. વિના આધારે શરીરવાળો ઈશ્વર તથા જગતને બનાવવાના ઓજારો ક્યાં રહે ? કદાચ કોઈ કહેશે કે—અનન્ત શક્તિવાળો ઈશ્વર પોતાના શરીરને તથા જગત બનાવવાનાં ઓજારોને ગમે ત્યાં રાખે, આપણને તેની કલ્પના કરવાની જરૂર નથી. વાહ ! વિધવાને છોકરાં થાય, તો તે શું ઇશ્વરની અનન્ત શક્તિનો પ્રતાપ કહેશો કે ? પથ્થર ઉપર કમળ ઉગાડવાની ઈશ્વરની શક્તિ છે, તથાપિ વ્યવહાર વિરૂદ્ધ કાર્ય બને નહિં. છતાં જો તેમ થાય તો સમસ્ત વ્યવહાર વ્યવસ્થિત રહે નહિં. અનાદિ વ્યવહાર કદાપિ ફરે નહિં. કૃત્રિમ વ્યવહારમાં ફેરફાર થાય. શરીરવાળો ઇશ્વર તથા

જગતની ઉત્પત્તિમાં ઉપયોગી ઓજારો ક્યાં રહ્યાં, તે આબાલ-ગોપાલને શંકા ઉત્પન્ન કરે તેવી બીના છે. તે મુંગે મોઢે સહન થઈ શકે નહિ. અંધ શ્રદ્ધાવાલો તત્ત્વજ્ઞાન મેળવી શકતો નથી. ઉપર્યુક્ત દૂષણોથી જણાય છે કેઃ-ઇશ્વર પોતાના શરીરથી જગતની ઉત્પત્તિ કરી શકતો નથી. યદિ કહેશો કે ઇશ્વરઇચ્છાથી જગતને બનાવે છે; તો તેમ કહેવું પણ યુક્તિરહિત છે. પ્રથમ શરીરસહિત ઇશ્વિરઇચ્છાથી જગતની રચના કરે છે તો શરીરી ઇશ્વર ક્યાં રહ્યા ? ઇત્યાદિ શંકાસમૂહ તૈયાર છે. જેને ઇચ્છા છે, તેને રાગ-દ્વેષ છે. અને રાગદ્વેષાધીન વ્યક્તિ પક્ષપાત રહિત હોય નહિ; પક્ષપાત કરનાર સ્વયં પ્રામાણિક નથી. અપ્રમાણિકનું કરેલ કાર્ય સુંદર હોતું નથી. ઇશ્વર નિત્ય હોવાથી તેની ઇચ્છા નિત્ય છે. નિત્યેચ્છાથી અનિત્ય કાર્ય-સમૂહ ઉત્પન્ન થાય નહિ. જગતની રચના કરવા ઇશ્વરને ઇચ્છા થઈ તે ઇચ્છા સપ્રયોજન છે કે અપ્રયોજન છે ? " પ્રયોજન પૂર્વક છે, કારણ કે જગતની રચના સિવાય જીવોનું કલ્યાણ ન થાય તેથી જીવોના કલ્યાણ માટે જગત્ રચનાની ઇચ્છા થઇ " આમ કહેવું ન્યાયથી વિરૂદ્ધ છે. જેમ જગતની રચના માટે ઇચ્છા કરી, તેમ જીવોના કલ્યાણ માટે ઇચ્છાનો ઉપયોગ કરવો હતો. **सर्वेषां जीवानां भवतु मोक्षः** આટલી ઇચ્છાથીજ તમામ કાર્ય સિધ્ધ થાત. શા માટે મોટી ઉપાધિ વોરવી પડી ? હવે સંસાર સિવાય મુક્તિ હોય નહિ, માટે " સંસારની અપેક્ષા હોવાથી રચના કરી," જો એમ કહેવામાં આવે તો સંસારની રચના પહેલાં શું મુક્તિ ન હતી ? યદિ કહેશો કે મુક્તિ હતી. તો પછી

સંસાર ન હતો, તેમાં શું પ્રમાણ ? કારણ કે શબ્દોની પ્રવૃત્તિ સાપેક્ષ છે. મુક્તિ હતી તો સંસાર હતોજ; અને સંસાર હતો તો મુક્તિ હતીજ. યથા સજ્જન શબ્દની પ્રવૃત્તિ દુર્જન શબ્દની અપેક્ષા રાખે છેઃ તેવીજ રીતે સત્યશબ્દ, અસત્યનો; શાહુકાર ચોર શબ્દની, સાધુ ગૃહસ્થ શબ્દની, ન્યાય અન્યાયની, રાજા પ્રજાની, ધનાઢય ગરીબની ઇત્યાદિ શબ્દો એક બીજાની અપેક્ષા રાખેછે, આ વ્યવહાર અનાદિ સિદ્ધ છે તેને કોઇ દૂષિત કરનાર નથી. મુક્તિ જો અનાદિ છે તો સંસાર અનાદિ છે. બન્ને શબ્દો આપસમાં સાપેક્ષ છે. યદિ આગ્રહી બની કહેવામાં આવે કે જીવોના કલ્યાણ માટે જગતની રચના કરવાની ઇશ્વરની ઇચ્છા થઇ, તો મુક્તિની રચના ઇશ્વરે કેવી રીતે કરી ? તેનું સ્વરૂપ બતાવશો કે ?. હવે બીજો પ્રશ્નઃ—અપ્રયોજન ઇચ્છા થઇ; તે પણ ઠીક નથી. પ્રયોજન રહિત કોઇ મનુષ્ય પ્રવૃત્તિ કરેજ નહિ. તો ઇશ્વર કેમ કરે ?. હવે રહ્યો ત્રીજો વિકલ્પઃ—'પોતાના સ્વભાવથી જગતની ઉત્પત્તિ ઇશ્વર કરે છે.' તે પણ ઉચિત લાગતું નથી. જે સ્વભાવથી ઉત્પત્તિ કરે, તે સ્વભાવથી જગતનો નાશ થઇ શકતો નથી. કદાચ કહેશો કે જગતની રચના કરવાનો સ્વભાવ જુદો છે. અને નાશ કરવાનો સ્વભાવ જુદો છે; જેમ ઇશ્વરમાં શક્તિઓ અનન્ત છે તેમ સ્વભાવો અનેક છે. આમ કહેનારે સમજવું જોઇએ કે શક્તિ અને સ્વભાવમાં ભેદ છે. શક્તિઓ એક વ્યક્તિમાં અનેક રહિ શકે; કારણ તે પરસ્પર વિરોધ ભાવવાળી નથી, પણ સ્વભાવ એક વ્યક્તિમાં અનેક સંભવે નહિ. પરસ્પર વિરોધી છે. જેમ રાજરાજેશ્વરના સૈન્યમાં

અનેક સુભટો હોય છે; પરંતુ નાયકો અનેક ન હોય. સુભટોનું કર્તવ્ય પોતાના નાયકની આજ્ઞા પાળવાનું છે. નાયકનું કર્તવ્ય હુકમ કરવાનું છે. જો બહુ નાયકો હોય તો ભિન્નભિન્ન હુકમ થવાથી સુભટો ભ્રાન્તિમાં પડી જાય. કારણ કે અનાયક અથવા બહુનાયક સૈન્ય ખેદ પામે છે. પોતાના રાજરાજેશ્વરનું કાર્ય સિદ્ધ કરી શકતા નથી. તેમ શકિતઓ સુભટ જેવી છે. નાયકના હુકમ પ્રમાણે કાર્ય કરનાર છે. સ્વભાવ નાયક જેવો છે; ઘણા નાયકોવાળું સૈન્ય ખેદ પામે છે. અનેક સ્વભાવવાળો આત્મા કે પરમાત્મા પ્રમાણિક નથી. લોકમાં કહેવાય છે.

> क्षणे रुष्टाः क्षणे तुष्टा रुष्टास्तुष्टाः क्षणे क्षणे ।
> अव्यवस्थितचित्तानां प्रसादोपि भयंकरः ॥

ક્ષણમાં રૂષ્ટ, ક્ષણમાં તુષ્ટ, રૂષ્ટ તુષ્ટ ક્ષણ ક્ષણમાં તેવા અવ્યવસ્થિત મનવાલાનો પ્રસાદ પણ ભય કરનાર છે. કિંપુનઃ અન્ય ચીજ માટે ? શકિતઓ અને સ્વભાવને સરખા ગણનારે સુભટો અને નાયકોને સરખા ગણવા જેવું કર્યું છે. સુભટોને અસ્ત્ર શસ્ત્રાદિની અપેક્ષા છે. તેમ શક્તિઓને અન્ય કારણની અપેક્ષા છે. જેમ બીજમાં અંકુરોત્પત્તિની શક્તિ છે; પરન્તુ મૃત્તિકા અને જળ વિના તે ફલવતી થતી નથી; તેમજ ઐશ્વરી શક્તિઓ પણ સહકારી કારણની અપેક્ષા રાખે છે. તમામ આત્માઓમાં પરમાત્મા બનવાની શક્તિ છે, પરન્તુ જીવદલ સુંદર નથી; હૃદયકોમલતા વૈરાગ્યવાસનાદિ ગુણો નથી, તો તેવા આત્માનું કલ્યાણ કરવા ઈશ્વરની શકિત પણ શકિતમતી નથી.

કદાચ અહિં શંકા થશે કે—પાપી, દુર્ભવ્ય, અને કઠોર હૃદયવાળા જીવોનું ઈશ્વર કલ્યાણ ન કરી શકે, તો ઇશ્વરની શક્તિમાં તેટલી ન્યૂનતા છે. આવી શંકાનું સમાધાન નીચે લખેલા દૃષ્ટાન્તથી કરી લેવું.

સૂર્યના કિરણો સમસ્ત તમસ્તોમનો નાશ કરી જગતનાં તમામ જંતુઓને ઉપકારી થાય છે; પરન્તુ ઘુવડ જાતિને ઉપકારી થતાં નથી. તેમાં શું સૂર્યના કિરણોની ન્યૂનતા છે? કદાપિ નહિ. દૂધ સ્વાભાવિક રીતે તમામ જીવોને પુષ્ટિ કરનાર છે. છતા જ્વરાક્રાન્ત પુરૂષને દોષકૃત થાય છે, તેથી દૂધની ન્યૂનતા નથી, પાત્રની યોગ્યતા અયોગ્યતાપર આધાર રાખી ગુણ દોષ કરનાર થાય છે અર્થાત્ તેમાં પાત્રની ન્યૂનતા છે. તેવીજ રીતે શક્તિને સહકારી કારણની અપેક્ષા હોવાથી યોગ્યને તારી શકે, અયોગ્યને નહિ. માટે પૂર્વોક્ત શંકાનો અવકાશ રહેતો નથી. શક્તિઓ એક વ્યક્તિમાં અનન્ત રહિ શકે; પરન્તુ સ્વભાવ એક વ્યક્તિમાં અનેક સંભવે નહિ. અને અનેક સ્વભાવવાલો પુરૂષ પ્રામાણિક નથી. લોકમાં પણ કહેવાય છે કે " વિલક્ષણ સ્વભાવવાલો છે, માટે વિશ્વાસ કરવા જેવો નથી." તેમ ઇશ્વરમાં જગતની રચનાનો સ્વભાવ જુદો અને જગતનો ધ્વંસ કરવાનો સ્વભાવ જુદો રહે, તો ઇશ્વર બે સ્વભાવવાળો થાય અને જે ભિન્ન સ્વભાવવાલો હોય તે નિત્ય ગણાય નહિ. માટે ઇશ્વર પોતાના સ્વભાવથી જગતની રચના કરે છે, તે વિકલ્પ ઠીક નથી.

ઇશ્વર સંકલ્પ માત્રથી જગતની રચના કરે છે. એમ કહેવામાં આવે, તે પણ યુક્તિવિકલ હોવાથી પ્રામાણિક નથી. સંકલ્પ એ આત્માનો ગુણ છે કે શરીરનો ? અસલ આત્માનો ગુણ સંકલ્પ નથી. પણ ગુણ–ગુણીનો કથંચિત અભેદ હોવાથી આત્મા સંકલ્પ સ્વરૂપ બની જાય. અર્થાત્ કર્માવૃત્ત આત્મામાં સંકલ્પ ઉત્પન્ન થાય છે. ઇશ્વરમાં સંકલ્પ ઉત્પન્ન થવાનું કારણ કોઇ નહિ હોવાથી સંકલ્પ ઉત્પન્ન યતો નથી–સંકલ્પ રહેતો નથી. જુઓ, **પાતંજલી યોગસૂત્રમાં** ઇશ્વરનું સ્વરૂપ **क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः** ( જુઓ સમાધિ પાદમાં ૨૪ મું સૂત્ર ) અર્થાત્ કલેશ અવિદ્યાદિ, કર્મ સુંદર અસુંદર, **વિપાક** શુભાશુભ કર્મજન્ય ફલનો અનુભવ, **आशय** વાસના–પૂર્વોક્ત કલેશ કર્મ વિપાક અને આશયથી રહિત પુરૂષ વિશેષ ઇશ્વર કહેવાય છે, તેવા ઇશ્વરમાં સંકલ્પ વિકલ્પાદિક હોય નહિ. જેમાં કલેશ કર્માદિ નથી તેમાં રાગ–દ્વેષાદિ ન હોય અને રાગ દ્વેષાદિ વિના સંકલ્પનો સંભવ નથી. યદિ કહેશો કે શરીરના સંબંધથી સંકલ્પ થાય છે, પરંતુ **मूलं नास्ति कुतः शाखा ?** જ્યાં શરીરનો સંબંધ નથી, ત્યાં સંકલ્પ થવાની વાતજ શી ? જો ઇશ્વર શરીરવાલો કરે, તો અનેક દૂષણનો વરસાદ વરસવા તૈયાર છે. માટે ઇશ્વરને શરીરની ઉપાધિ ઉચિત નથી. ત્યારે સંકલ્પમાત્રથી જગતની રચનાની વાત પણ નિર્મૂલ છે. નિજ નિજ કર્માનુસાર જગતના તમામ જીવો વિચિત્ર ઢંગવાલા માલૂમ પડે છે.

કર્મ મહારાજનું સામ્રાજ્ય સર્વત્ર અસ્ખલિત ચાલે છે.

રાજરાજેશ્વર હોય કે રંકેશ્વર હોય, ભોગીશ્વર હોય કે ભોગેશ્વર હોય, નિર્ધન હોય કે ધનાઢ્ય હોય, રોગી હોય કે શોકી હોય, ઈશ્વર હોય કે અનીશ્વર હોય, તમામના શિર પર કર્મ મહાશત્રુ સ્વાર થએલ છે. સમસ્ત દર્શનકારોએ કર્મની સત્તા સ્વીકારી છે. ભલે જગતના કર્તા ઈશ્વર માનતા હોય યા ન માનતા હોય, પરન્તુ કર્મનું કારસ્તાન પ્રત્યક્ષ સંસાર રૂપ રંગમંડપમાં હોવાનું સહુ કોઇએ માન્ય કરેલ છે. રાજા હરિશ્ચન્દ્ર સત્યવાદી, લોકપ્રિય, ન્યાયનિપુણ હોવા છતાં કર્મ રાજાએ તેની દુર્દશા શું કરી? તે પ્રાયઃ આબાલગોપાલ જાણે છે. અયોધ્યા-સ્વકીય રાજધાનીને છોડી, સુતારાને વેચી, સ્વજન કુટુંબનો વિરહ પડયો; પુત્રનું મરણ, જ્યાં ઘણા શત્રુઓ છે, તેવા દેશમાં પરિભ્રમણ, નીચને ઘેર પાણી ભર્યું, ઇત્યાદિ વિડંબના એક જન્મમાં સહન કરી. રાજા રામચંદ્રજી, યુધિષ્ઠિર, નલાદિ મહા પુરૂષોનાં જીવનો અવલોકવાથી ખરી કર્મ સત્તાનું જ્ઞાન થાય છે. શું શું સ્થિતિ થઇ? કેવી વિટંબના ભોગવી? વિશેષ શું લખવું? આખરે કર્મનું પ્રધાનપણું-પ્રદર્શિત કરવા કવિઓના મુખકમલથી આ કાવ્ય નિકલ્યું:—

कर्मणो हि प्रधानत्वं किं कुर्वन्ति शुभा ग्रहाः ।
वशिष्ठदत्तलग्नोऽपि रामः प्रव्रजितो वने ॥

કર્મનું પ્રધાનપણું છે. શું કરે શુભ ગ્રહો? વશિષ્ઠે દશરથ રાજાને રામચંદ્રજીને ગાદીએ બેસાડવાનું મુહૂર્ત

આપવા છતાં, તેજ લગ્નમાં રાજા રામચંદ્રજી વનમાં ગયા. તેજ વાતને સ્પષ્ટ કરતાં એક કવિ કહે છે:—

यच्चिन्तितं तदिह दूरतरं प्रयाति
यच्चेतसा न गणितं तदिहाभ्युपैति ।
प्रातर्भवामि वसुधाऽधिपचक्रवर्ती
सोऽहं व्रजामि विपिने जटिलस्तपस्वी ॥

અર્થાત્ જે વિચાર્યું હતું તે અત્યન્ત દૂર ગયું. જે મનથી ગણ્યું ન હતું, તે અહિં આવીને ઉભું રહ્યું. હું ધારતો હતો કે હું પૃથ્વીનો માલીક ચક્રવર્તી થઇશ, પરન્તુ તેજ હું હાલ તાપસની માફક વનમાં જાઉ છું.

આટલેથીજ નથી પત્યું. વનમાં સીતા મહાસતીનું હરણ થયું. આ બધું કોણે કર્યું ? કર્મે. ઇશ્વરે નહિ. સ્વયં રાજા રામચંદ્રજીને કેટલાક ઇશ્વર માને છે, પરન્તુ રાજા રામચંદ્રજીને વિટંબના કરવામાં કર્મને શરમ ન આવી; તો પામર પ્રાણિઓની શી વાત ? ઠીક છે—

यादृशं क्रियते कर्म तादृशं भुज्यते फलम् ।
यादृशमुप्यते बीजं फलं तादृशमाप्यते ॥

અર્થાત્ જેવું કર્મ કરાય, તેવું ફળ ભોગવાય છે. જેવું બીજ ક્ષેત્રમાં વવાય છે, તેવું ફળ પમાય છે. જવ વાવનારને ઘઉં મળતા નથી. કોઇ માણસ જવને વાવીને એક પગે ઉભો રહી, આહાર પાણીનો ત્યાગ કરી, એકાગ્ર ચિત્તથી ઇશ્વરનું ધ્યાન કરે કે, હે નાથ ! હે પ્રભો ! હે કૃપાસિંધો ! मम गोधूम

વધસ્વ, વદસ્વ, ઇત્યાદિ પ્રાર્થના કરનારને પણ ધર્ણું મળી શકે નહિ અર્થાત્ જેવું કર્મ કર્યું હોય તેવું ફલ મળે છે. અન્ય કોઇની સત્તા ફારફેર કરી શકવાની નથી. આ વાસ્તવિક સ્થિતિ હોવા છતાં કેટલાક ભદ્રિક જીવો કહે છે કે ઇશ્વરની ઇચ્છાનુસાર સુખ દુઃખ મળે છે, પરન્તુ તત્ત્વજ્ઞાનીઓ તે વાતને કબુલ રાખતા નથી. તેઓ કહે છે:—

> सुखस्य दुःखस्य न कोपि दाता
> परो ददातीति कुबुद्धिरेषा ।
> पुराकृतं कर्म तदेव भुज्यते
> शरीरहेतोस्त्वरया त्वया कृतम् ॥

સુખ દુઃખનો દેનાર જગતમાં કોઇ નથી. બીજો આપે છે એ પ્રકારની બુદ્ધિ તે કુબુદ્ધિ છે. પૂર્વ કરેલ કર્મ તેજ ભોગવાય છે: શરીર માટે જે છેદન ભેદન તાડન તર્જનાદિ તેં જલદીથી કરેલ, તેનો આ વિલાસ છે.

જીવોએ કરેલ કર્મ, કોઇ અન્યથા કરી શકતું નથી! અવશ્ય ભોગવવું પડે છે! જુઓ શલાકા પુરૂષોની સ્થિતિ:—

> यद्वज्रमयदेहास्ते, शलाकापुरुषा अपि ।
> न मुच्यंते विना भोगं स्वनिकाचितकर्मणः ॥

અર્થાત્ જેના વજ્રમય દેહો છે, તેવા વાસુદેવ, પ્રતિવાસુદેવ, બલદેવ, દ્વાદશ ચક્રવર્ત્તિઓ, તથા ચતુર્વિંશતિ તીર્થંકરો એમ ૬૩ પ્રકારના પુરૂષો પણ સ્વનિકાચિત કર્મોના ભોગ વિના છુટકારો પામતા નથી.

એ પ્રમાણે પરમપૂજ્ય પદવીના ધારકો પણ કર્મના ભોગ વેના છૂટ્યા નહિ, માટેજ તત્ત્વવેત્તાઓએ સ્પષ્ટ કથન કર્યું કે ત્મૈ નમઃ કર્મણે તે કર્મને નમસ્કાર થાઓ. સર્વોત્તમ સત્તા-ધારી જગતમાં કર્મ છે. કર્મ કરે તે કોઇ ન કરે, કર્મનીજ પુષ્ટિનું એક ઓર સુભાષિત જુઓ—

नमस्यामो देवान्ननु हतविधेस्तेऽपि वशगा
विधिर्वंद्यः सोऽपि प्रतिनियतकर्मैकफलदः ।
फलं कर्मायत्तं यदि किममरैः किंच विधिना
नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्यः प्रभवति ॥

અર્થાત્—જે દેવતાઓને આપણે નમસ્કાર કરીએ છીયે તે દેવો પણ હતભાગ્ય વિધિને વશવર્તી છે. માટે વિધિ વંદનીય છે. નહિ, તે પણ વિધિ પ્રતિનિયત કર્મના ફલ દેનાર હોવાથી તેને નમવાનું શું પ્રયોજન છે ? દેવતાઓથી વિધિ બલવાન છે, અને વિધિ કરતાં કર્મ બલવાન છે. કર્મ આગલ વિધિનું કાંઇ ચાલતું નથી. માટે કર્મને નમસ્કાર હો.

મહાનુભાવો ! ગમે તેટલા ઉપાયો કરો, પરન્તુ પૂર્વમાં કરેલ કર્મ કોઇ રીતે અન્યથાભાવ પામતું નથી. ઇશ્વરની શક્તિ કર્મને વધારવા ઘટાડવાની નથી. નવાં જુનાં કરવાની નથી, ન્યુનાધિક ફળ દેવાની નથી. રાજાને રંક કરવાની નથી, ધર્માત્માને નરકમાં લઇ જવાની શક્તિ નથી, અધર્મીને સ્વર્ગમાં લઇ જવાની નથી, જીવ પોતાના પુણ્ય પાપથી સ્વર્ગ નરક સુખ દુઃખાદિ મેળવે છે. હા, ઇશ્વરને સાક્ષી માનીએ તો માની

શકાય. પરન્તુ તમામ વાતના કર્તા હર્તા મનાય નહી. જે દુનિયાથી સર્વથા ભિન્ન છે, જેને રાગ–દ્વેષ–મોહ–મમતા–રોગ–શોક–ક્રોધ–માન–માયા–લોભાદિ નથી, તે દુનિયાના ફંદમાં શા માટે ફસે ?

ભક્તોએ ભક્તિના આવેશમાં આવી, કર્મનો મર્મ જાણ્યા સિવાય, ગતાનુગતિક બની, તમામ આરોપ ઈશ્વર પર દઇ દીધો. પંડિતોએ પણ દીર્ઘ વિચાર કર્યો જણાતો નથી. કેવલ વ્યાપ્તિ આગલ કરી ઇશ્વરને જગતના કર્તા ઠરાવ્યા. જેમ કે–" જે જે કાર્ય છે, તે કર્તાધીન છે. જગત્ પણ કાર્યરૂપ હોવાથી તેનો કર્તા કોઇ હોવો જોઇએ. " ઇતર મનુષ્યોમાં જગત્ જેવા કાર્યનું કર્તૃત્વ સિદ્ધ થતું નથી. માટે ઇશ્વર જગતરૂપ કાર્યનો કર્તા છે. પરન્તુ પક્ષપાત છોડી એકાન્તમાં બેસી એ વિચાર ન કર્યો કે–જગતમાં ચીજના બનાવનાર જેટલા કર્તાઓ દેખાય છે, તે તમામ હાથ પગાદિ શરીરવાલા છે. નિરવયવ કોઇ કર્તા નથી. તો જગતરૂપ કાર્યનો કર્તા ઇશ્વર સાવયવ છે કે નિરવયવ છે ? યદિ નિરવયવ કહો તો સર્વથા કર્તૃત્વાભાવવાલો ઇશ્વર છે. યદિ સાવયવ કહો, તો ઇશ્વર કાર્યોન્તર્ગત થયો. કેમકે અવયવવાલી ચીજ કાર્ય ગણાય. માટે જો ઇશ્વર સાવયવ છે, તો કાર્ય રૂપ થયો. તેનો કર્તા અન્ય હોવો જોઇએ. તે કર્તા સાવયવ છે કે નિરવયવ છે ? ઇત્યાદિ વિકલ્પજાલ કોઈ જગાપર વિશ્રાન્તિ પામશે નહિં. નિરવયવ કહેવામાં આવે, તો કર્તા ઠરે નહિ. સાવયવ કહો તો તે કાર્યરૂપ થયો.

તેથી તેનો કર્તા અન્ય હોવો જોઇએ. અને તેમાં પણ તે સાવયવ કે નિરવયવ ? તેજ પ્રશ્ન રહે. માટે તેમ માનવામાં **અનવસ્થા** નામનું મોટું દૂષણ આવે છે. તેથી ઇશ્વર જગતના કર્તા કદાપિ સિદ્ધ થઇ શકતા નથી.

આમ ઇશ્વરને કર્ત્તા માનવાવાળાઓ પણ કર્મની સત્તાને સારી રીતે અનુભવે છે, તથાપિ આગ્રહગ્રહવશવર્તીઓ 'ઇશ્વરની તમામ લીલા છે.' 'ઇશ્વર કરે તેજ થાય છે.' 'ઇશ્વરનો પ્રેર્યો જીવ નરકે સ્વર્ગે જાય છે' 'મરણ જન્મ જરાદિ તમામ ઇશ્વરને આધીન છે' આશું શું કહેવું ? 'જે જે કાર્ય જગતમાં થાય છે, જીવો કરે છે, તે ઇશ્વરની પ્રેરણાથી થાય છે' 'આપણું કર્યું કાંઇ થતું નથી.' આમ કહેવાને તૈયાર થાય છે. પરન્તુ આમ કહેનારા પોતાના પુરૂષાર્થને મોટો ધકકો લગાડે છે, હિમ્મતને હારે છે, વિવેકને ભૂલી જાય છે, તથા સામાન્ય ન્યાયને પણ તિલાંજલી આપે છે. ધારો કે કોઇ પુરૂષે અજ્ઞાન તથા ક્રોધાદિને પરવશ થઇ કોઇ માણસનું ખુન કર્યું; તેનો કેસ જજ્જની સામે ચાલ્યો. તમામ પ્રકારના શાક્ષી તથા દર્શનીય પુરાવાથી સિદ્ધ થયું કે આ માણસે અમુક વ્યક્તિનું ખુન કર્યું છે. કાયદાનુસાર ફાંસીનો હુકમ થયો. તે વારે ખુની કહેશે કે–" મહારાજ, મારો દોષ નથી. ઇશ્વરની પ્રેરણાથી મેં ખુન કર્યું. મેં સ્વતંત્ર ખુન કર્યું નથી. માટે મને મુકત કરો. જે કરવું હોય તે ઇશ્વર ઉપર કરો. કદાચ મારનાર અને મરાવનાર બન્ને દોષી ઠરતા હોય તો તે પ્રમાણે થવું જોઇએ.

હું એકલો માર્યો જાઉં છું." આ પ્રમાણે ખુનીનાં વચનો સાંભળી જજ્જ ઈશ્વિરને જગતના કર્તા માનતો હોય, તો, 'પણ ઈશ્વિરની પ્રેરણાથી ખુન કર્યું', ઈશ્વર દૂષિત છે,' તેમ કબુલ કરશે ખરો કે ? એક સામાન્ય ન્યાય છે કે–બુદ્ધિ. કર્માનુસારિણી બુદ્ધિ કર્માનુસારી હોય છે. યથાઃ—

> यत्नानुसारिणी विद्या लक्ष्मीः पुण्यानुसारिणी ।
> दानानुसारिणी कीर्त्तिर्बुद्धिः कर्मानुसारिणी ॥

વળી પણ કહ્યું છે—

> किं करोति नरः प्राज्ञः प्रेर्यमाणः स्वकर्मणा ? ।
> प्रायेण हि मनुष्याणां बुद्धिः कर्मानुसारिणी ॥

અર્થાત્—ઉદ્યમને અનુસાર વિદ્યા, પુણ્યને અનુસાર લક્ષ્મી, દાનને અનુસાર કીર્તિ, તેમ કર્માનુસારિણી બુદ્ધિ હોય છે. પોતાના કર્મથી પ્રેરાએલો બુદ્ધિમાન્ પુરૂષ શું કરે ? પ્રાયઃ મનુષ્યોને બુદ્ધિ કર્માનુસારી હોય છે.

સમસ્ત દૂષણ્યુહથી મુકત ઈશ્વર કોઇનું ભલું બુરૂં કરતો નથી. જે ભલું બુરૂં થાય છે, તે પોતાના સુકૃત દુષ્કૃતથી થાય છે. જુઓ નીચેનું સુંદર સુભાષિતઃ—

> तुल्यप्रतापोद्यमसाहसानां केचिल्लभन्ते निजकार्यसिद्धिम् ।
> परे न, तामात्र निगद्यतां मे कर्माणि हित्वा यदि कोऽपि हेतुः ॥

તુલ્ય પ્રતાપ, તુલ્ય ઉદ્યમ અને તુલ્ય સાહસવાલા બન્ને શત્રુઓ જય માટે લડે છે, તેમાં એકને વિજય મલે છે અન્યને નથી મલતો, તેનું કારણ કોઇ મને કર્મ સિવાય અન્ય બતાવશો ?

જો ઈશ્વર કહેવામાં આવે, તો તે બન્નેપર સમદષ્ટિવાળો ; પ્રતાપ ઉદ્યમ અને સાહસાદિ તુલ્ય હોવાથી તે પણ કોઇ રણ થઇ શકે નહિ; માટે નિર્વિવાદ સિદ્ધ થાય છે કે જેનો ળ કર્મોદય, તે વિજયી અને બીજો અવિજયી. એક માતાના દરથી ઉત્પન્ન થએલ પરિવારમાં, એક પિતાના વિર્યથી પેદા એલ સમુદાયમાં, એક વંશથી પ્રભવેલ પ્રજામાં અથવા સમસ્ત નુષ્ય જાતિમાં વિચિત્ર આકૃતિ, વિચિત્ર પ્રકૃતિ, વિચિત્ર વૃત્તિ, વિચિત્ર વિપત્તિ, વિચિત્ર સંપત્તિ, વિચિત્ર વર્ણ, વિચિત્ર ધિ, વિચિત્ર સ્વર, વિચિત્ર પ્રતાપ, વિચિત્ર સ્વભાવ, વિચિત્ર આયુષ્યાદિ જોવાય છે, એનું કારણ ચિરંતન કર્મને છોડી અન્ય ઇ કારણ જગત્રયમાં કોઇ બતાવશે કે ? માતાના ગર્ભમાં વ માસ કલલાદિ પ્રકારે વધેલ-વૃદ્ધિ પામેલ ગર્ભ સ્વસ્થાનથી હાર આવે છે તેમાં કર્મ છોડી અન્ય કોઇ કારણ છે કે ? કોઇ હિ. કેવલ કર્મજ કારણ છે. અહિં કોઇકને શંકા થવાનો ભવ છે કે કર્મ સ્વયં જડ છે, તો જડમાં તેવું કયું જ્ઞાન છે ? અમુકને સુખ દેવું, અમુકને દુઃખ દેવું, સ્વર્ગે, નરકે લઇ વું, ઈત્યાદિ તે કરે છે. આ શંકા જેના હૃદયમાં થાય તેણે વેકપૂર્વક વિચારવું કે જેમ ચેતનમાં અનન્ત શક્તિ છે, તેમ ડમાં અનન્ત શકિત છે. તે યોગ્ય સામગ્રી પામી પોતાની ક્તિનો ઉપયોગ કરે છે. આ વાતનો તત્ત્વવેત્તાઓએ અનુભવ રેલ છે, એક વાત તો આબાલગોપાલ સમજી શકે તેવી છે. મ લોહ અને ચમક બન્ને જડ છે, છતાં યોગ્ય દેશને પામી

ચમક લોહને ખેંચે છે. તેમાં અન્ય કોઈ પ્રેરક નથી. તે વસ્તુનો સ્વભાવ છે. સૂર્ય વિકાશી કમલ સૂર્યની સન્મુખ ફરતું રહે છે. તેમાં અન્યની પ્રેરણાનું કામ નથી. જુઓ **ગીતાજીના** પાંચમા અધ્યાયના ૧૪–૧૫ એ શ્લોકઃ—

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥
नादत्ते कस्यचित्पापं न चैवं सुकृतं प्रभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ १५ ॥

અર્થાત્ પરમાત્મા લોકના કર્તા નથી, લોકોના કર્મોને પેદા કરતા નથી અને લોકના કર્મના ફળનો સંયોગ કરી આપતા નથી. સ્વભાવ પ્રવૃત્તમાન છે. ૧૪ પરમાત્મા કોઈનું પાપ કે પુણ્ય લઈ લેતા નથી. અજ્ઞાન વડે કરી જ્ઞાન ઢંકાએલ હોવાથી જીવો મોહ પામે છે. ૧૫

સત્યવક્તાઓ સ્પષ્ટ લખી દે છે, પરંતુ કદાગ્રહીઓ પોતા તરફ અર્થને ખેંચી જાય છે. પૂર્વોક્ત બે શ્લોકમાં સ્વાભાવિક જગત માનેલ છે. કુદરતનેજ માન આપેલ છે. તે કથંચિત ઠીક છે. જ્યાં પોતાનો હક્ક સાચો ઠરાવવો હોય ત્યાં અર્થને ફેરવવો પડે છે. અહિં 'પ્રભુ' શબ્દનો અર્થ **ઇશ્વર** છે, છતાં 'પ્રભુ'-શબ્દનો અર્થ **આત્મા** કરી, આત્માને પરતંત્ર બનાવી, ઇશ્વરમાં કર્તૃત્વ સિદ્ધ કરવા કોશીશ કરેલ છે; પરન્તુ વાસ્તવિક રીતે કર્તા, ભોક્તા, ભ્રમણશીલ, પરિનિર્વાતા આત્મા છે.

यः कर्ता कर्मभेदानां भोक्ता कर्मफलस्य च,
संसर्ता परिनिर्वाता स ह्यात्मा नान्यलक्षणः ॥

કર્મના ભેદો જ્ઞાનાવરણુ, દર્શનાવરણુ, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામકર્મ, ગોત્રકર્મ, અને અંતરાયરૂપ આઠ કર્મનો કરનાર, તેજ કર્મના ફલનો ભોક્તા, ચોરાશી લાખ જીવયોનીમાં ભ્રમણુ કર્તા, સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રજ, તપ વડે કર્મનો ક્ષય કરી નિર્વાણુનો લાભ લેનાર એજ આત્મા છે. અન્ય લક્ષણુ આત્માનું નથી.

લોકમાં કહેવત છે કે—'કરશે તે ભરશે' આત્મા શુભાશુભ કર્મ કરે છે, તેજ ભોગવે છે. અન્ય કોઇ ભાગીદાર થતું નથી. હા. લોકમાં એવો વ્યવહાર ચાલે છે કે—" પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર, ધન, ધાન્ય, દેશ, ભંડાર તમામ ઇશ્વરનું છે. "

પરન્તુ આ તો **ઔપચારિક** છે. અતદ્‌ભાવમાં તદ્‌ભાવનો આરોપ કરવો. તેને **ઉપચાર** કહે છે. ઇશ્વરનું કાંઇ નથી. છતાં તમામ ઇશ્વરનું છે. તેમ કહેવાય છે, એ પોતાની નમ્રતા મહાનુભાવતા બતાવવા માટે છે. જેમ કે કોઇને ઘેર કોઇ પરમત્યાગી મહાત્મા જઇ ચઢ્યા, તેણે સ્વાભાવિક પ્રશ્ન કર્યો કે " આ છોકરા કોના છે ? " ઘરનો માલીક એટલે છોકરાનો બાપ કહેશે કે ' આપના છે. ' તે મહાત્મા તો પરમ બ્રહ્મચારી છે, તેના છોકરા ક્યાંથી હોય? પરન્તુ વસ્તુનો ધણી સિદ્ધિ રીતે આ મારી વસ્તુ છે, તેમ પ્રકાશિત કરતા નથી. ધ્વનિ તેજ છે કે ' મારી વસ્તુ છે. ' ઇશ્વરના સંબંધમાં પણ તેમજ જાણવું. કેટલાક દેશમાં હજી સુધી ભાષા તેજ વપરાય છે કે જે કર્મસત્તાને

પ્રકટ પદ આપે છે. કોઇને પુછવામાં આવે "કે તને અમુક વાતની ખબર છે ?" ત્યારે તે ઉત્તર આપે છે કે "દઇ જાણે" અર્થાત દૈવ જાણે. દૈવ કર્મનું નામ છે.

पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते ।

અર્થાત્ પૂર્વ જન્મમાં કરેલ કર્મને દૈવ કહેવાય. કોઇ એક સ્થળે કહ્યું છે:—

यत् तत्पुराकृतं कर्म न स्मरन्तीह मानवाः ।
तदिह पाण्डवश्रेष्ठ ! दैवमित्यभिधीयते ॥ १ ॥

અર્થાતઃ—જે તે પહેલાં કરેલ કર્મ અહિં મનુષ્યોને યાદ આવતું નથી, તે આ હે યુધિષ્ઠિર! "દૈવ" આ પ્રમાણે કહેવાય છે. આમ ઘણા પ્રમાણ દૈવ માટે છે—જુવો **અમિતગતિ કૃત સુભાષિતરત્નસંદોહ**, પૃષ્ટ ૫૫૯ શ્લોક **ઔસ્નેવાનેરૂપણધાપિશતઃ**—

भवितव्यता विधाता कालो नियतिः पुराकृतं कर्म ।
वेधा विधिः स्वभावो भाग्यं दैवस्य नामानि ॥

ભવિતવ્યતા, વિધાતા, કાલ, નિયતિ, પૂર્વે કરેલ કર્મ, વેધ, વિધિ, સ્વભાવ અને ભાગ્ય આ બધાં દૈવનાં નામો છે.

'દૈવ' પુરાકૃત કર્મને કહે છે, તે માટે પ્રમાણો આપેલ છે. તથાપિ અમિતગત્યાચાર્ય આ પ્રમાણે કથન કરે છે.

यत्सौख्यदुःखजनकं प्राणभृता संचितं पुराकर्म ।
स्मरन्ति पुनरिदानीं तद्दैवं मुनिभिः समाख्यातम् ॥

સુખ દુઃખને ઉત્પન્ન કરનાર, પ્રાણિઓએ જન્માન્તરમાં

સંચિત કરેલ કર્મ; જે હમણાં વિપાક સમય યાદ આવે છે; તેને મુનિવરો ' દૈવ ' એવી સંજ્ઞા આપે છે.

કર્મનાં નામાન્તર દરેક દર્શનકારોએ ભિન્ન ભિન્ન રાખેલ છે. માયા, પ્રકૃતિ, અદષ્ટાદિ અને પૂર્વે બતાવેલ નવ નામ એ તમામ કર્મનાં નામ છે. અંતરદૃષ્ટિથી અવલોકશો તો જરૂર માલમ પડશે કે કર્મ પ્રધાન છે. બલ કે સ્થાન પ્રધાન નથી. લોકમાં પ્રચલિત વાત છે કે હર હરિ વિગેરે દેવોએ સમુદ્રનું મથન કર્યું; તેમાંથી અનેક ચીજો નિકલી; પરન્તુ ભાગ્ય પ્રમાણે વિભાગ થયો. હરને વિષ અને હરિને લક્ષ્મી. કર્મની ગતિ વિચિત્ર છે. અસલમાં પૃથ્વી, પરમાત્મા, આત્મા, કર્મ, જલ, અગ્નિ, વનસ્પતિ, આકાશાદિ પદાર્થો દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય છે, કોઇએ બનાવ્યા નથી, બનાવશે નહિં, કોઈ બનાવતું પણ નથી.

નિજ નિજ કર્માનુસાર સંયોગ વિયોગાદિ થયા કરે છે. દૈવાધીન તમામ ચાલતું આવેલ છે અને ચાલશે. પરન્તુ વચ્ચે વચ્ચે વાદીઓ જાગ્યા. બ્રહ્માની ઉત્પત્તિની કલ્પના કરી. " જગતરચના બ્રહ્માજીએ કરેલ છે. " ઈત્યાદિ માન્યતા પ્રચલિત થઇ; ત્યારે દૈવ શબ્દના **વિધાતા વેધા** અને **વિધિ** પર્યાયને બ્રહ્માના નામ સાથે જોડી દીધા. પરન્તુ વાસ્તવિક **વિધાતા વેધા અને વિધિ દૈવનાં** નામ છે. પૂર્વે કહેવાઈ ગયું છે કે જન્માન્તરે કરેલ કર્મનું નામ દૈવ છે.

કાર્યસિદ્ધિમાં જેમ કર્મ કારણ છે, તેમ ઉદ્યમ, કાલ,

**સ્વભાવ** અને **નિયતિ** પણ સહકારી કારણ છે. પાંચે કારણના સંયોગમાં કાર્યસિદ્ધિ થાય છે. તેમ કેટલાક આચાર્યો પ્રતિપાદન કરે છે. કેટલાક આચાર્યો **ઉદ્યમ, કાલ, સ્વભાવ,** અને **નિયતિ** આચારને કર્મમાં અન્તર્ભુત કરે છે. ઠીક શું છે ? તે નક્કી કરવાનું વાચક વર્ગ પર રાખીશું. આપણું કર્તવ્ય બન્ને વર્ગનો આશય ટુંકમાં બતાવવો તે છે. પ્રથમ પાંચ કારણ વાદી કહે છેઃ– કર્મ, ઉદ્યમ, કાલ, સ્વભાવ અને નિયતિ વિના કોઇપણ કાર્ય થતું નથી. એક ન્યૂનતામાં કાર્યની ન્યૂનતા છે. જેમ સાત નયના સમુદાયથી વસ્તુ સ્વરૂપ યથાર્થ જણાય છે. **નામ, સ્થાપના, દ્રવ્ય,** ભાવાદિ નિક્ષેપ સમૂહથી વસ્તુનો નિક્ષેપ સુંદર થાય છે. દાન, શીલ, તપ, ભાવથી ધર્મનું સાધન થાય છે. પૂર્વોક્ત કારણ સમુદાયમાં ન્યૂનતા રહેવાથી વસ્તુ સ્વરૂપ યથાર્થ જાણવામાં હરકત પડે છે. નામાદિ નિક્ષેપમાંથી એક નિક્ષેપનો અનાદર કરવામાં આવે, તો વસ્તુની સ્થાપના ઠીક થાય નહિ. દાન, શીલ, તપ, ભાવાદિમાંથી એકનો અનાદર કરવામાં આવે, તો ધર્મ સાધન ઠીક ગણાય નહિ. તેમ કર્મ, ઉદ્યમ, કાળ, સ્વભાવ, અને નિયતિ એ પાંચ કારણમાંથી કોઇ કારણની ઉપેક્ષા કરવામાં આવે તો કાર્યસિદ્ધિમાં ખલલ પહોંચે તથા એક એક નયનું કથન મિથ્યા છે, તેમ એક એક કર્મ, ઉદ્યમાદિથી કાર્યસિદ્ધિ મિથ્યા જાણવી. **સમ્મતિતર્ક**માં તેજ વાત બતાવી છે. ***યથાઃ—***

कालो सहावणियई पुव्वकयं पुरिसकार णेगंता ।
मिच्छत्तं ते चेव उ समासओ हुंति सम्मत्तं ॥

કાલ, સ્વભાવ, નિયતિ, પૂર્વ કરેલ કર્મ, અને પુરૂષાકાર, એ પાંચમાંથી એક એકને કારણ માને તો **મિથ્યાત્વ**, તે પાંચના સમુદાયને કારણ માને તો **સમ્યક્ત્વ** છે.

અહિં દૃષ્ટાન્ત પૂર્વક સમજાવવાની જરૂર છે. કુમારી કન્યામાં બાલકોત્પત્તિની શક્તિ છે; તે **કર્મ** સમજો. તે શકિતની સફલતા ઉદ્યમાધીન છે, એટલે પુરૂષનો સંયોગ થાય, તો તે શકિત ફલવતી થાય. કદાચ કુમારી કન્યા બાલબ્રહ્મચારિણી રહે, અથવા વિવાહ અનન્તર પતિનું મરણ થાય, કુલ મર્યાદાનુસાર પુનર્લગ્ન ન કરે, તો તે શકિત ઉપયોગમાં આવે નહિ. તેમ કર્મને પણ કેટલાંક સહકારી કારણ મલ્યા વિના તેનો વિપાકોદય અનુભવાય નહિ. પ્રદેશોદય અનુભવાય. જેમ તલમાં તેલ છે, પરન્તુ યંત્રના સંયોગ વિના તેલ નિકલે નહિ. પડયા પડયાં ખોખાં થઈ જાય. અર્થાત્–પ્રદેશ દ્વારા તેલની શકિત ઊડી જાય. તેમ કુમારી કન્યામાં રહેલ બાલકોત્પત્તિની શકિત વિખરાઇ જાય. હવે કન્યામાં બાલકોત્પત્તિની શકિત છે. પુરૂષનો સંયોગ પણ થયો, પરન્તુ ઋતુ કાલ વિના બાલકોત્પત્તિની શકિત અને પુરૂષનો સંયોગ બન્ને નિષ્ફલ છે. **यतः** **શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય**, દ્વિતીય સ્તબક, શ્લોક ૫૩ તથા ૫૪–

न कालव्यतिरेकेण गर्भबालशुभादिकम् ।
यत्किञ्चिज्जायते लोके तदसौ कारणं किल ॥ ५३ ॥
कालः पचति भूतानि कालः संहरति प्रजाः ।
कालः सुप्तेषु जागर्ति कालो हि दुरतिक्रमः ॥ ५४ ॥

અર્થાત્–કાલના વિના ગર્ભબાલશુભાદિક કોઇ કાર્ય થતું નથી. જે કાંઇ લોકમાં થાય છે, તેનું કારણ આ કાલ છે. કાલ ભૂતોને પચાવે છે. કાલ પ્રજાનો સંહાર કરે છે. સુતી પ્રજામાં કાલ જાગતો છે. કાલ દુરતિક્રમ છે. કરાલ કાલપિશાચના પ્રચંડ પ્રતાપે બાલ વૃદ્ધ થાય છે, નવીન વસ્તુ જુની થાય છે. જેમ કર્મ અને ઉદ્યમ કાર્યસિદ્ધિ પ્રત્યે કારણ છે; તેમ કાલ પણ કારણ છે. બાલકોત્પત્તિની શકિત છે, પુરૂષનો સંયોગ થયો, રૂતુકાલની પ્રાપ્તિ છે, પરન્તુ સ્વભાવની દરકાર છે. જો કન્યાનો ગર્ભાશય ગર્ભધારણ કરવાના સ્વભાવવાલો નથી, અર્થાત્ ગર્ભ-ધારણ કરવાનું સ્થાન અધોમુખ હોવાથી માતાનું રકત અને પીતાનું વીર્ય એકમાં રેહેવા સ્થાન શુદ્ધ નહિ હોવાથી કદાપિ માંસપેશી થવાનો સંભવ નથી, તો બાલકોત્પત્તિની શકિત, પુરૂષોદ્યમ અને ઋતુકાલ, ત્રણે કારણ વ્યર્થ છે. **यतः**—

**न स्वभावातिरेकेण गर्भबाल-शुभादिकम् ।**
**यत्किञ्चिज्जायते लोके तदसौ कारणं किल ॥**

સ્વભાવ વિના ગર્ભ, બાળ, શુભાદિક થતું નથી. જે કાંઇ લોકમાં ઉત્પન્ન થાય છે, તેનું કારણ આ **સ્વભાવ** છે. તમામ ભાવો પ્રત્યે સ્વભાવ કારણ છે. તેમ ગર્ભોત્પત્તિમાં પણ સ્વભાવ કારણ છે. બાલકોત્પત્તિની શક્તિ, પુરુષોદ્યમ, ઋતુકાલાદિ, તથા સ્વભાવ ચાર કારણનો સમુદાય એકત્ર થાય, છતાં ભવિતવ્યતારૂપ કારણ ન હોય, તો પુત્રોત્પત્તિરૂપ કાર્ય થાય નહિ. ગર્ભાશયથી ગર્ભ ચવી જાય, ખરી જાય, ગળી જાય, અથવા

માતાના પ્રાણ સાથ ગર્ભ નષ્ટ ભ્રષ્ટ થઇ જાય. આવીજ રીતે બીજું દષ્ટાન્ત લક્ષ્યમાં લ્યો.

બીજમાં અંકુરોત્પત્તિની શક્તિ વિદ્યમાન છે, પરન્તુ ઉદ્યમ વિના ફલવતી થાય નહિ. બીજ કોઠારમાં પડયું પડયું સડી જાય, પણ ત્યાં અંકુરોત્પત્તિનો સંભવ નથી. જ્યાં મૃત્તિકા જલાદિ સામગ્રી છે, તે જગ્યા પર બીજને નાખવામાં આવે, તો અંકુરોત્પત્તિ થવા સંભવ છે. ભલે બન્ને કારણની વિદ્યમાન દશા હોય; પરન્તુ કાલની પણ જરૂરીયાત છે. બીજમાં અંકુરોત્પત્તિની શક્તિ છે, ઉદ્યમ કરી યોગ્ય જગ્યાપર નાખવામાં આવ્યું, પણ કાલ અનુકૂલ નથી તો કાંઇ નથી. જુઓ પ્રથમ વરસાદ પુષ્કળ થયો ક્ષેત્રમાં બીજ વાવવાની યોગ્યતા થઇ. પરન્તુ કાલની અપેક્ષા ખેતીવાન્ રાખે છે. અર્થાત્ બાજરી જવાર વિગેરે વાવે છે, પણ ઘઉં ચણા અલસી વિગેરે થતું નથી તેથી કોઈ વાવતું નથી. કારણ તેનો સમય નથી, કાલ નથી. વિના સમય કાંઇ થતું નથી. જુઓ જગતમાં ચાલતી કહેવત—

ધીરે ધીરે રે મના, ધીરે સબ કુચ્છ હોય;
માલી સિંચે સો ગુણા ઋતુ આયા ફળ હોય.

ઋતુ વિના વનસ્પતિઓ ફલતી નથી. વૈદ્યો પણ ઋતુને અનુકૂળ અનુપાન ફેરવે છે. દવાના ગુણ—દોષ ઋતુને અનુકૂળ હોય છે. કિંબહુના ? ઋતુકાલ પણ કારણ છે. અંકુરોત્પત્તિની શક્તિ છે, બીજને યોગ્ય ક્ષેત્રમાં નાખેલ છે, કાળ પણ અનુકૂળ છે, પરન્તુ સ્વભાવ કારણ ન હોય તો કાંઇ થાય નહિ. જેમકે

**કોરડુ મગમાં** અંકુરોત્પત્તિની શકિત ફલીભૂત થવાનો સ્વભાવ નથી. કોરડુ મગ જળમાં નાખો, ભીંજવો, કે જ્યાં મૃત્તિકા-જળ છે, તેવા ક્ષેત્રમાં વાવો; પરન્તુ પલળે નહિ, કે ઉગે નહિ. કેમકે તેમા નરમ થવાનો કે ઉગવાનો સ્વભાવ નથી. જે ચીજમાં જે સ્વભાવ નથી, તે થાય નહિ. જેમ દુધનું દહી થાય, પરન્તુ પાણીનું દહી થાય નહિ. કદાચ કોઇ યુક્તિથી પ્રયોગથી પાણીનું દહીં બનાવે, પરન્તુ તેમાંથી ઘી નિકલે નહિ. તેમજ તેમાં તેવો સ્વાદ પણ હોય નહિ. ખર, ઉંટ, સસલા વિગેરેને શૃંગ આવતાં નથી. સ્ત્રીવર્ગમાં પુરૂષની માફક મૂછ હોતી નથી. આનું કારણ કે તે વસ્તુમાં તે સ્વભાવ હોતો નથી. માટે સ્વભાવની આવશ્યકતા છે. બીજમાં અંકુરોત્પત્તિની શક્તિ છે, યોગ્ય ક્ષેત્રમાં બીજ વાવેલ છે, કાલ પણ અનુકૂલ છે, સ્વભાવ પણ સુંદર છે, પરન્તુ ભવિતવ્યતા વિના ફલસિદ્ધિ થાય નહિ. અવશ્યભાવીભાવ પણ કાર્ય પ્રતિ કારણ છે. પૂર્વોક્ત ચાર કારણના સમુદાયથી કાર્ય થવાની સંભાવના થઈ છે; પરન્તુ હોણહાર ન હોય તો કોઈ અકસ્માત્ વિઘ્ન ઉપસ્થિત થાય જેથી થએલ કાર્યસિદ્ધિની આશા નિરાશારૂપ થઇ જાય. અવસ્યંભાવીભાવ પ્રાયઃ અન્યથા થતો નથી. કહ્યું છે કે—

> अवश्यम्भा विभावानां प्रतिकारो भवेद् यदि ।
> प्रतिकुर्युर्न किं नूनं नलराम-युधिष्ठिराः ॥

અવશ્યંભાવીભાવનો પ્રતિકાર હોતો નથી. જો હત,તો નલ-રામચંદ્રજી અને યુધષ્ઠિર કેમ ન કરત ? જરૂર કરત. અતએવ

નક્કી છે કે પાંચ કારણુના સમુદાય વિના કાર્ય થતું નથી. આ વાત યુક્તિસિદ્ધ નિર્વિવાદ છે. છતાં ઇશ્વરને જગતના પ્રપંચમાં કેમ પાડતા હશે ? ઘણા બુદ્ધિશાલીઓ તત્ત્વજ્ઞાનની સંસ્થા આગળ કે સ્કૂલો આગળ લખે છે કે " પુરુષપ્રયત્ન, ઈશ્વર ઇચ્છા " ' ઇશ્વિરમાં રાગ દ્વેષ નથી, તો ઇચ્છા કયાંથી હોય ? માટે " પુરુષપ્રયત્ન ઇશ્વર ઇચ્છા " રૂપ જે વાક્ય છે તેને બદલે આમ લખાય તો સુંદર ગણાય " **પુરુષ પ્રયત્ન, કર્મ-પ્રભાવ.** " શુભાશુભ કર્માનુસાર ફલની પ્રાપ્તિ થાય છે. પર્વોક્ત પાંચ કારણુમાંથી ચાર કારણુ વાસ્તવિક રીતે કર્મમાં અંત-ર્ભૂત થાય છે.

કાલ, સ્વભાવ, ઉદ્યમ અને ભવિતવ્યતા—આ ચારે કાર-ણુનો સમાવેશ કર્મમાં આ પ્રકારે થાય છેઃ—પ્રત્યેક જીવો પર આઠ આઠ કર્મ લાગેલ છે, તે આઠ કર્મની સ્થિતિ તત્ત્વજ્ઞાની આ પ્રમાણે બતાવે છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદની યકર્મ, તથા અંતરાય કર્મની ૩૦ કોડાકોડી સાગરોપમ સ્થિતિ છે. મોહનીય કર્મની ૭૦ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે. નામ અને ગોત્ર કર્મની વીશ કોડાકોડી સાગરોપ-મની સ્થિતિ છે. અને અયુષ્ય કર્મની ૩૩ સાગરોપમની સ્થિતિ છે. આ સ્થિતિ ઉત્કૃષ્ટ સમજવી. જઘન્ય યાને હલકામાં હલકી જ્ઞાનાવરણીય કર્મ, દર્શનાવરણ કર્મ, મોહનીય કર્મ અંતરાયકર્મ, અને આયુષ્ય કર્મની સ્થિતિ એક અંતર્મુહૂર્તની છે. વેદનીય કર્મની દ્વાદશમુહૂર્તની, નામ અને ગોત્ર કર્મની આઠ મુહૂર્તની સ્થિતિ છે. જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિની વચ્ચે

જે સ્થિતિ તે મધ્યમ સ્થિતિ ગણાય છે. સ્થિતિ કહો કે કાલ કહો. સ્થિતિના પરિપાક વિના ફલ સિદ્ધ થાય નહિ, માટે કર્મની સ્થિતિરૂપ જે કાલ, તે પણ કર્મમાં અન્તર્ભૂત થાય છે: હવે કર્મની આઠે પ્રકૃતિ ભિન્ન ભિન્ન છે. પ્રકૃતિ કહો કે સ્વભાવ કહો. આઠ કર્મની પ્રકૃતિ દૃષ્ટાન્ત પૂર્વક આ પ્રમાણે બતાવેલ છે. જ્ઞાનાવરણીય કર્મની પ્રકૃતિ જ્ઞાનને ઢાંકનાર હોવાથી પડદા તુલ્ય માનેલ છે. જેવો પડદો હોય, તેવું અવલોકન થાય છે. ગાઢ પડદો પડેલ હોય, તો વસ્તુનું સ્વરૂપ સમજાય નહિં, તેથી હલકો પડદો હોય તો યથા કથંચિત્ કાંઇક સ્વરૂપ સમજાય. એથી પણ કાંઇક સૂક્ષ્મ હોય તો વસ્તુનું સ્વરૂપ વિશેષ સ્પષ્ટ સમજાય. જેમ જેમ પડદો સૂક્ષ્મ થતો જાય, તેમ તેમ વસ્તુનું જ્ઞાન વધતું જાય છે. અત્યારે આપણે મનુષ્ય માત્રમાં જ્ઞાતગુણની કલા ન્યૂનાધિક દેખીએ છીએ. અનુભવીએ છીએ. તેથી જ્ઞાનાવરણીય કર્મની વિચિત્ર પ્રકૃતિ સિદ્ધ થાય છે. દર્શનાવરણીય કર્મની પ્રકૃતિ પ્રતિહાર યાને દ્વારપાલ જેવી છે. દ્વારપાલની પ્રતિકૂલતાનુકૂલતાએ રાજાદિનું અદર્શન, દર્શન થઇ શકે છે. તેમ દર્શનાવરણીય કર્મની પ્રતિકૂલતાનુકૂલતાએ આત્માનું અદર્શન દર્શન થઇ શકે છે. વેદનીય કર્મની પ્રકૃતિ મધુલિપ્ત તરવારની ધારા જેવી છે. તે તરવારની ધારા ચાટવાથી પ્રથમ મધુર લાગે છે, પરંતુ જીભ કપાવાથી પાછળથી દુઃખ થાય છે, તેમ શાતાવેદનીય કર્મના ઉદયથી જીવો સાંસારિક સુખ ભોગવે છે, તે સમય આનંદ અનુભવે છે; પરંતુ

પાછળથી વિપાકોદય સમય ભારે કષ્ટ સહે છે. મોહનીય કર્મની પ્રકૃતિ મદિરા જેવી છે. દારૂ પિનાર ઉલટું પુલટું દેખે છે, બોલે છે, અને અનુચિત કામ કરે છે. ગુપ્ત વાતને પ્રગટ કરે છે. તેમ જીવો મોહનીય કર્મના ઉદયથી અસાર સંસારને સારભૂત દેખે છે, વિષ તુલ્ય વિષયોને અમૃતનો કુંડ સમજે છે. કારાગાર રૂપ દારાઓને સુખની સેવધિ માને છે. શું ઝાઝું લખું ?

મોહનીય કર્મના ઉદયથી જાણકાર અજાણ બની બાળચેષ્ટા કરી અધોગતિમાં જાય છે. દારૂનો વ્યસની પ્રાયઃ તમામ વ્યસનમાં ધીમે ધીમે ફસે છે, તેમ જીવો મોહનીયકર્મના જોરથી તમામ કર્મનો બંધ કરે છે. એક દારૂના વ્યસનને છોડનાર તમામ વ્યસનથી મુકત થાય છે; તેમ મોહનીયકર્મનો ક્ષય કરનાર જીવ તમામ કર્મનો ક્ષય કરે છે. यथाः—

गर्भसूच्यां विनष्टायां यथा तालो विनश्यति ।
तथा कर्म क्षयं याति मोहनीये क्षयं गते ॥

અર્થાત્—જેવી રીતે વચ્ચેનો અંકુરો નાશ થયે છતે તાલવૃક્ષનો નાશ થાય છે, તેમ મોહનીય કર્મનો ક્ષય થયે છતે તમામ કર્મનો ક્ષય થાય છે. મદિરાપાન કરનાર ઘરમાં રહેલ લક્ષ્મી પ્રાપ્ત કરી શકતો નથી, તેમ જીવ મોહનીય કર્મના ઉદયથી સમ્યકૃત્વ તથા ચારિત્ર જે આત્માની લક્ષ્મી, તેને મેળવી શકતો નથી. પાંચમા આયુષ્ય કર્મની પ્રકૃતિ પગમાં બેડી તુલ્ય બતાવી છે, જેટલી મુદતની કેદ હોય ત્યાં સુધી કેદ ભોગવવી પડે છે. કદાચ કોઇ કારણસર મુદત પૂરી થયા વિના

છુટી જાય છે. તેમ આયુષ્યકર્મના કારણથી જીવ દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકગતિમાં જાય છે. ત્યાં તેને નિજ આયુષ્યાનુસાર અમુક વખત સુધી સુખ દુઃખની સ્થિતિમાં રહેવું પડે છે. કદાચ મનુષ્યગતિ અને તિર્યંચગતિમાંથી સોપક્રમ આયુષ્યકર્મના કારણુસર મુદ્દત પૂરી થયા વિના પણ તે છુટી જાય છે.

છઠ્ઠા નામકર્મની પ્રકૃતિ ચિત્રકાર–ચિતારા જેવી છે. ચિત્રકાર વિચિત્ર આકૃતિઓ બનાવે છે, તેમ નામકર્મના કારણથી એક જાતિમાં ભિન્ન ભિન્ન આકૃતિવાળા મનુષ્યો અને તિર્યંચો વિગેરે દેખાય છે, તે નામકર્મનો પ્રતાપ છે. ગોત્રકર્મની પ્રકૃતિ કુંભાર જેવી છે. કુંભાર જેમ નાના, મોટા, હલકા, ભારી, સુંદર, અસુંદર, ઘડા બનાવે છે, તેમ ગોત્રકર્મના કારણથી જીવો ઉચ્ચ નીચ ગોત્રમાં અવતાર લે છે. ગોત્રકર્મના કારણથી હલકો, ભારે, નાનો, મોટો, સુંદર, અસુંદર ગણાય છે. આઠમા અંતરાયકર્મની પ્રકૃતિ ભંડારી–ખજાનચી જેવી છે. રાજા અમુક રકમ અમુકને આપવાનો હુકમ કરે, પરન્તુ ભંડારીની મરજી ન હોય તો ધક્કા ખવરાવી દાન લેનારને થકવે, તથા પૂર્ણ આપે પણ નહિ. તેમ જીવરાજા અંતરાય કર્મના ઉદયથી વિદ્યમાન વસ્તુનો ઉપયોગ કરી શકે નહિ અંતરાય કર્મના પાંચ ભેદ છે. **દાનાન્તરાય કર્મ, લાભાન્તરાય કર્મ, ભોગાન્તરાય કર્મ, ઉપભોગાન્તરાય કર્મ અને વીર્યાન્તરાય કર્મ.** દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય આ પાંચ પૈકી જેના અંતરાયકર્મનો ઉદય થાય, તે વસ્તુને જીવ

યથાર્થ અથવા કાંઈક ન્યૂન સ્વરૂપમાં પણ મેલવી શકતો નથી. જેમકે દાનાન્તરાય કર્મનો ઉદય થાય, ત્યારે જીવ ચિત્ત, વિત્ત અને પાત્રની જોગવાઇ મળી હોય છતાં દાન દઇ શકે નહિં, તેમ બીજા ચાર ભેદમાં પણ સમજી લેવું.

ઉપર આઠ કર્મની પ્રકૃતિ ટુંકમાં બતાવી. પ્રકૃતિ કહો કે સ્વભાવ, કર્મમાં અંતર્ભૂત થાય છે. ઉદ્યમ કહો, પુરૂષાકાર કહો, પરાક્રમ કહો, તમામ ઉદ્યમનાં નામ છે, તે વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમરૂપ અથવા ક્ષયરૂપ છે. જો ઉદ્યમ વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમરૂપ હોય તો કર્મમાં સમાવેશ થાય છે, જો ક્ષય રૂપ હોય તો આત્મામાં અંતર્ભૂત થાય છે. ભવિતવ્યતા કર્મના વિપાકરૂપ છે, તેનો કર્મમાં સુતરાં સમાવેશ થાય છે. માટે કર્મ તે જ સકલ-કાર્યસિદ્ધિનું કારણ ગણાય, તો હરકત નથી. કેટલાંક સુભાષિત વાક્યો કર્મને પ્રધાનપદ આપે છે. યથાઃ—

कर्मणो हि प्रधानत्वं किं कुर्वन्ति शुभा ग्रहाः ? ॥
तस्मै नमः कर्मणे ॥
भाग्यं सर्वत्र कारणम् ॥
कर्मायत्तं फलं पुंसाम् ॥
न चलतीयं भाविनी कर्मरेखा ॥
कर्मैव शुद्धमतयो यतयो गृणन्ति ॥
फलति कपालं न भूपालः ॥

ઇત્યાદિ ગંભીરાર્થ વાક્યો કર્મને કારણ સમજે છે. યથાઃ—

नैवाकृतिः फलति नैव कुलं न शीलं,
विद्याऽपि नैव न च जन्मकृताऽपि सेवा ।

कर्माणि पूर्वतपसा किल संचितानि,
काले फलन्ति पुरुषस्य यथैह वृक्षाः ॥

સુંદરાકૃતિ ફલતી નથી, તેમ કુલ અને શીલ ફલતાં નથી; વિદ્યા પણ ફલતી નથી, જન્મપર્યન્ત કરેલ સેવા પણ ફલતી નથી; તપસ્યા વડે પૂર્વભવમાં એકઠાં કરેલ કર્મો સમયપર ફલે છે. જેમ વૃક્ષો પુરૂષને સમયપર ફલ આપે છે.

જૂઓ, પુરૂષો ઘણા પ્રકારના પ્રયત્ન કરે પણ પૂર્વોપાર્જિત કર્મમાં ફારફેર થાય નહિ.

विधत्तां वाणिज्यं भवतु नरनाथ प्रविहतु
द्युलोकं पातालं व्रजतु भजतां वा धनपतिम् ।
अधीतां शास्त्रौघं द्रढयतु तपोऽभ्यस्यतु कलाः
पुरोपात्तं कर्म स्फुरति न तथापि ह्यपरथा ॥

અર્થાત્ વેપાર કરો, પૃથ્વીપતિની સેવા કરો, દેવલોકમાં પ્રવેશ કરો, પાતાલમાં જાઓ, ધનપતિને ભજો, શાસ્ત્રના સમૂહનો અભ્યાસ કરો, તપોભાવના દ્દઢ કરો, કલાઓનું શિક્ષણ લ્યો, તો પણ પૂર્વે ઉત્પન્ન કરેલ કર્મ અન્યથા થતું નથી અર્થાત્ ગમે તેવો ઉદ્યમ કરો પરન્તુ કરેલ કર્મથી અધિક ફલ મળે તેમ નથી.

જેઓ ઇશ્વરને કર્તા હર્તા માને છે, તે પણ કબૂલ કરે છે કે જીવોના કર્મ કરતાં અધિક યા ન્યૂન ફલ દેવામાં ઇશ્વર સમર્થ નથી. જેવાં કર્મ હોય, તે પ્રમાણે ફળ આપે છે. ઇશ્વર નવાં કર્મ આપવામાં, તેમ જુનાં હરણ કરવામાં તથા કર્માધિક ફલ આપવામાં શક્તિમાન્ નથી. આ વાત તમામ દર્શનકારો

સ્વીકારે છે અને ફક્ત કર્મના ફળ દેનાર ઈશ્વર છે, એમ માને છે. પરન્તુ આ વાતનું નિરાકરણ આગળ કરેલ છે; છતાં અહિં કહેવું જોઇએ કે કર્મના ફલ દેવા માત્રથી ઇશ્વરમાં અપૂર્વ ચમત્કાર પ્રગટ થતો નથી.

અમારાં કર્માનુસાર ફળ આપનાર ઇશ્વર એક પ્રકારનો વેપારી ઠરશે. જેમ વેપારી દ્રવ્યાનુસાર માલ આપે છે, તેથી વેપારી ગ્રાહકનો ઉપકારી નથી, ગ્રાહકો વેપારીના ઉપકારી છે. તેમ કર્માનુસાર ફળ આપનાર ઇશ્વરે ઉપકાર કર્યો નથી. પ્રત્યુત જીવોએ ઇશ્વરને ઉદ્યમી બનાવ્યો છે. વલી એક દેશમાં અતિ-વૃષ્ટિ, બીજા દેશમાં અનાવૃષ્ટિ, અપર દેશમાં રોગોપદ્રવ, અન્યદેશમાં પૂર્ણ શાન્તિ, કોઇ દેશમાં યુદ્ધાદિ કોલાહલ, અ-ન્યત્ર પૂર્ણ પ્રેમ ભાવ, ઇત્યાદિ વિલક્ષણ દશ્યો આપણે અનુ-ભવીએ છીએ, તેનું કારણ ઇશ્વર કે કર્મ ? ઇશ્વર કહી શકાય નહિ કારણ તે તો સમદષ્ટિ છે. પરમકૃપાલુ–પરમદયાલુ છે. તેથી અમુક દેશમાં અતિવૃષ્ટિ, અમુક દેશમાં અનાવૃષ્ટિ, ઉપદ્રવ, અનુપદ્રવાદિ કર્તવ્ય ઇશ્વરનું હોઇ શકે નહિ. અનાયાસ કહેવું પડશે કે–**શુભાશુભ કર્મની તમામ લીલા છે. જેવો કર્મોદય હોય તેવાં ફળો મલે છે.** અર્થાત્ ઇશ્વર તમામ **શુભાશુભ કાર્યોનો સાક્ષી છે. પણ કર્તા નથી.**



# ધર્મ અને ધર્મીની ઓળખાણ.

પ્રિય વાંચનાર ! ધર્મની ઓળખાણ કરવા સારૂ આ લેખને સાદ્યન્ત વાંચવાની જરૂર છે. પ્રથમ કેટલેક દૂર સુધી આર્ય અનાર્યનો પ્રસંગ ચલાવ્યા પછી તેના ઉપરથી ધર્મ અને અને ધર્મીને જાણવાનું સહેલું થઇ પડશે. માટે પ્રથમ આર્ય અનાર્યનું વિવેચન કર્યા બાદ ધર્મ અને ધર્મીને સમજાવવામાં આવશે.

આ અસાર સંસાર રૂપ પારાવાર (સમુદ્ર)ના વિશાળ બેટમાં વસતા મનુષ્યો મુખ્ય બે ભેદોની અન્દર વહેંચાએલા છે. એક આર્ય, બીજા અનાર્ય. આર્યની સંખ્યા થોડી છે, જ્યારે અનાર્યની સંખ્યા તેના પ્રમાણમાં ઘણી વધારે છે. આર્ય અને અનાર્ય એ બે શબ્દો સ્વયં તેના અર્થના ગુણ દોષનું કથન કરે,

છે, છતાં સામાન્ય પ્રકૃતિવાળા મનુષ્યોને સ્પષ્ટતા થવા સારૂ તેનો થોડો અર્થ લખવામાં આવે તો તે અનુચિત ગણી શકાશે નહિ. જે ઠેકાણે તીર્થંકરાદિ ત્રિષષ્ટિ શલાકા પુરૂષો, ગણધરો અને ચરમ શરીરીની ઉત્પત્તિ છે, તેને આર્ય દેશ કહે છે, અને તે દેશની અન્દર જન્મ લેનાર મનુષ્યો આર્ય કહેવાય છે. જ્યારે તેનાથી ભિન્ન દેશમાં જન્મ લેનાર અનાર્યો કહેવાય છે. આ તેનો સામાન્ય અર્થ, ક્ષેત્ર આશ્રયી બતાવ્યો. પરંતુ 'આર્ય' એ શબ્દની વ્યુત્પત્તિદ્વારા એવો અર્થ ઉપલબ્ધ થાય છે કેઃ—

ऋच्छति दूरीभवति सर्वहेयधर्मेभ्य इति आर्यः ।

'સર્વ તજવા લાયક ધર્મથી જે દૂર રહે તેને આર્ય જાણવો.' તેનાથી ઉલટા આચરણ યુક્ત માણસને અનાર્ય સમજવો. હવે આપણે આ ભરતક્ષેત્રની વાત કરીએ. તેની અન્દર બત્રીશ હજાર દેશો છે, તે માંહેના કેવળ સાડી પચીશ દેશ આર્ય છે, જ્યારે તે સિવાયના તમામ અનાર્ય દેશો છે, એમ શ્રી મહાવીરસ્વામી ભગવાને કેવળજ્ઞાન દ્વારા જાણીને પ્રદર્શિત કર્યું છે. તેનાં નામો શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. જેવાં કે મગધદેશ અને રાજગૃહ નગર, અંગ દેશ અને ચંપાનગર, બંગદેશ અને તામ્રલિપ્તી નગરી, કાશી દેશ અને વારાણસી નગરી, ઇત્યાદિ દેશ તથા નગરીઓ સૂયગડાંગ સૂત્રના પહેલા શ્રુતસ્કન્ધના પાંચમા અધ્યયનની ટીકામાં શ્રીશીલાંકાચાર્યે બતાવેલ છે, તથા છેલ્લો કેકેય દેશનો અર્ધોભાગ આર્ય એમ મળી સાડી પચીશ આર્ય દેશ, એક ભરતક્ષેત્રમાં છે, જ્યારે ૩૧૯૭૪॥ અનાર્ય દેશ તેની

અન્દર છે. 'અનાર્ય' એટલા માટે કે તેની અન્દર ધર્મસંજ્ઞા યાને ધર્મચેષ્ટા નથી, અર્થાત્ શ્રી તીર્થંકર મહારાજે પ્રરૂપેલા વાસ્તવિક દાન, શીલ, તપ, ભાવાદિનો ત્યાં અભાવ છે. ત્યાં અધર્મને ધર્મ માનવામાં આવે છે, કારણ કે જંગલી મનુષ્યો પોત પોતાની મરજી મૂજબ દેવની કલ્પના કરે તો તેને ધર્મ-સંજ્ઞા ગણી શકાય નહિ. તીર્થંકર મહારાજે પ્રરૂપેલ ધર્મ તો માત્ર ૨પાા દેશની અન્દરજ ઉપલબ્ધ થાય છે. કદાચ પૂર્વોક્ત અનાર્ય દેશની અન્દર જો વાસ્તવિક ધર્મચેષ્ટા ઉપલબ્ધ થાય તો તેમાં આર્ય દેશનો વ્યપદેશ કરી શકાય. જે પ્રમાણે ૨પાા આર્ય દેશના કેટલાક વિભાગ જંગલ રૂપ થઇ પડયા અને કાલાંતરે તેની અન્દર જંગલી મનુષ્યો આવીને વસ્યા તે કારણથી તે પ્રદેશને અનાર્ય કહેવાય તોપણ કંઈ અડચણ નહિ. જેમ આર્ય દેશમાં સંખ્યાબન્ધ અનાર્ય છે, તેમજ અનાર્ય દેશમાં પણ આર્યભાષાદિની પ્રાપ્તિ થવાથી તેને આર્ય કહેવામાં કોઇ હરકત નથી.

પન્નવણાજી સૂત્રના પ્રથમ પદમાં પત્ર ૨૮ ઉપર 'આર્ય' ના ભેદ આ પ્રમાણે બતાવવામાં આવેલ છે મૂળ બે ભેદઃ—(૧) ઋદ્ધિમાન્ આર્ય (૨) અનૃદ્ધિમાન્ આર્ય. ઋદ્ધિમાન્ આર્યનો અર્થ એ થાય છે જે આત્મ ઋદ્ધિવાળા, (નહિ કે દ્રવ્યવાળા) પછી ભલે ધન ધાન્યાદિ ઋદ્ધિ તેની પાસે હોય યા ન હોય, તે આત્મ ઋદ્ધિવાળાના છ પ્રકાર બતાવવામાં આવેલા છે; જેમ કેઃ—

(૧) અરિહંત (૨) ચક્રવર્તી (૩) બલદેવ (૪) વાસુદેવ (૫) જંઘાચારણ (૬) વિદ્યાચારણ.

હવે બીજા અનૃદ્ધિસંપન્ન આર્ય નવ પ્રકારે છે તેનાં નામ:—(૧) ક્ષેત્રાર્ય (૨) જાત્યાર્ય (૩) કુલાર્ય (૪) કર્માર્ય (૫) શિલ્પાર્ય (૬) ભાષાર્ય (૭) જ્ઞાનાર્ય (૮) દર્શનાર્ય (૯) ચારિત્રાર્ય. વાંચનાર! આવા ભેદ પ્રભેદ વિગેરેના અપિરિચિત નામો સાંભળી ગભરાઇશ નહિ. તે દરેકના અર્થ પણ હવે બતાવવામાં આવે છે. પ્રથમ ક્ષેત્રાર્યની વાત. સાડી પચીશ આર્યદેશના સંબંધમાં વિસ્તારથી લખાઇ ગઇ છે, તેથી અહીંઆં તેને ફરીથી વર્ણવવાની જરૂર નથી. હવે બીજા જાતિઆર્ય યદ્યપિ અનેક પ્રકારના છે, તો પણ મૂલસૂત્રમાં તેના છ ભેદ પાડેલા છે, (૧) અમ્બષ્ઠ (૨) કલિંદ (૩) વૈદેહ (૪) વેદિક (૫) હરિક (૬) ચુંચુણ રૂપ ઇભ્યજાતિ અભ્યર્ચનીયાદિ અનેક જાતિઓ લોકમાં છે.

હવે ત્રીજા કુલાર્યના મુખ્ય પણે છ ભેદ બતાવેલા છે. (૧) ઉગ્ર કુલ (૨) ભોગ કુલ (૩) રાજન્ય કુલ (૪) ઇક્ષ્વાકુ કુલ (૫) જ્ઞાત કુલ (૬) કૌરવ કુલ.

ચોથા કર્માર્ય અનેક પ્રકારના શાસ્ત્રની અંદર કહેલા છે. જેવા કે:—દોસિકા, સૌત્તિકા, મુક્તિવેતાલિકા, ભંડવેતાલુકા વિગેરે.

પાંચમા શિલ્પાર્ય પણ અનેક પ્રકારના છે.—તંતુવાય, દરજી, પટ્ટકાર, દતિકારાદિ અનેક પ્રકારના જાણવા.

હવે છઠા ભાષાર્યના ભેદ ગણાવે છેઃ—

સંસ્કૃત પ્રાકૃતાદિ ભાષાના જાણનાર તથા બોલનાર ભાષાર્ય કહેવાય છે. તેમજ અર્ધમાગધી ભાષાના જાણનારને ભાષાર્ય કહેલ છે. અર્ધમાગધી ભાષા તેને કહેવાય છે કે જે ભાષા અઢાર દેશની ભાષાઓ એકઠી મળીને બોલવામાં આવે છે. અઢાર પ્રકારની લિપિ અને અઢાર ભાષા એ તમામના જાણકારને ભાષાર્ય કહેવાય છે, અથવા તો તે લિપિ કે ભાષાઓમાંના એક બેના જાણનારને પણ ભાષાર્ય કહેવાય છે.

હવે સાતમા જ્ઞાનાર્યના પાંચ ભેદ છે મતિજ્ઞાનાર્ય, શ્રુતજ્ઞાનાર્ય, અવધિજ્ઞાનાર્ય, મનઃપર્યાયજ્ઞાનાર્ય અને કેવલજ્ઞાનાર્ય.

તેમજ આઠમા દર્શનાર્યના મુખ્ય બે ભેદ છે–(૧) સરાગ દર્શનાર્ય (૨) વીતરાગ દર્શનાર્ય.

હવે પહેલા સરાગ દર્શનાર્યના દશ ભેદ પડી શકે છે, આ દશ ભેદો કારણમાં કાર્યનો ઉપચાર કરીને પાડવામાં આવેલ છે. જે પ્રમાણે દાનાદિ ચાર, ધર્મનાં કારણ હોવાથી લોકો તેને ચાર પ્રકારનો ધર્મ કહે છે, તેજ પ્રમાણે જેનાથી દર્શન રૂપ કાર્ય થાય છે, તે કારણને પણ દર્શન કહેવાય છે. તે સરાગ દર્શનના દશ પ્રકાર નીચે પ્રમાણે છેઃ—

(૧) નિસર્ગ રૂચિ–નિસર્ગ એટલે સ્વભાવ અર્થાત્ કોઇ એક જીવને ગુરૂના ઉપદેશ વિના માત્ર દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી જે દર્શનનો લાભ થાય તે નિસર્ગ રૂચિ. દાખલા

દરીકે કોઇ એક ચીજ આ સંસારાવર્ત્તમાં ભમતાં ભમતાં અમુક દર્શનીય રૂપવાળી સ્વાભાવિક રીતેજ થાય છે, તે જ પ્રમાણે જીવ જાતિસ્મરણાદિ વડે અથવા તો સ્વાભાવિક રીતેજ સત્ય પદાર્થનું પરિજ્ઞાન મેળવે, અર્થાત્ દેવ, ગુરૂ અને ધર્મ સંબંધે તત્ત્વજ્ઞાન પામે. તેમજ જીવાદિ નવ પદાર્થનું સ્વરૂપ વીતરાગ શાસનાનુસાર સદ્દહે, તે પહેલો નિસર્ગરૂચિનો ભેદ કહ્યો.

( ૨ ) ઉપદેશ રૂચિ–શ્રુતજ્ઞાનના જોરથી તથા સદ્દગુરૂના સમાગમથી કુદેવાદિનું સ્વરૂપ જાણી સુદેવાદિ તત્ત્વોનું પરિજ્ઞાન કરે તે શ્રદ્ધાનનું નામ ઉપદેશ રૂચિ.

( ૩ ) આજ્ઞા રૂચિ–જે માણસ વિશેષ સૂક્ષ્મ સૂક્ષ્મતમાદિ પદાર્થોને જાણતો નથી, તેમજ તર્ક વિતર્કમાં પણ જેની બુદ્ધિ આગળ વધતી નથી, પરન્તુ કેવળ તીર્થંકર પ્રરૂપિત સકળ પદાર્થ યથાર્થ છે, એવી જેને સંપૂર્ણ આસ્થા હોય તે ત્રીજો આજ્ઞા રૂચિ.

( ૪ ) સૂત્રરૂચિ–અંગપ્રવિષ્ટ તેમજ અંગબાહ્ય પ્રકરણાદિ સમસ્ત ગ્રન્થોનો અભ્યાસ કરવાથી તેની અન્દર રહેલ પરસ્પર અવિરૂદ્ધ વાક્યો તથા કર્મ વિગેરેની સુંદર વ્યાખ્યા જોવાથી જે સમ્યક્ત્વ ઉત્પન્ન થાય તે. સૂત્રરૂચિ.

( ૫ ) બીજ રૂચિ–દાખલા તરીકે ઇશ્વરસિદ્ધિ જેના મનમાં થઇ તેને જેમ સમસ્ત તત્ત્વોનું જ્ઞાન થઇ જાય, તેજ પ્રકારે એક પદથી હજારો પદનો નિશ્ચય જેના વડે થાય તે બીજરૂચિ સમજવું.

ર્થની પીછાણુ કરનાર અધિગમ રૂચિ ગણાય છે.

(૭) વિસ્તાર રૂચિ—ધર્માસ્તિકાયાદિ ષડ્દ્રવ્યનાં ગુણ પર્યાયાદિનો જેણે પ્રત્યક્ષાદિક પ્રમાણો વડે નિશ્ચય કર્યો છે તથા નયોવડે જેણે પદાર્થ રત્નની કસોટી કરેલી છે, તેમજ સ્યાદ્વાદશૈલી રૂપ હિંડોળાખાટ ઉપર પદાર્થ રૂપ બાળકને જેણે ખૂબ ઝૂલાવેલ છે તે પુરૂષને વિસ્તાર રૂચિ ગણવામાં આવે છે.

(૮) ક્રિયારૂચિ—આ આઠમો ભેદ બહુજ સૂક્ષ્મદૃષ્ટિથી તપાસવાનો છે. કારણ કે ક્રિયા કરવી, કરાવવી ઘણીજ કઠણ છે. ક્રિયાના અનેક ભેદો છે, તેમાંના થોડાએક આગળ જતાં બતાવવામાં આવશે, પરન્તુ ત્યાર પહેલાં ક્રિયાનું થોડું વિવેચન અહીં રજુ કરવામાં આવે છે.

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ રૂપ સમાધિની નિર્મળતા પૂર્વક વૃદ્ધિ કરવી, પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિ રૂપ જે અષ્ટ પ્રવચન માતા, તેની રક્ષા કરવી, પ્રાણાંતે પણ સ્વપ્રતિજ્ઞા છોડવું નહિ, તથા તીર્થંકર મહારાજે જે સમય સમયની ક્રિયા બતાવેલ છે તેને આદર પૂર્વક કરવી. સારાંશ કે મુક્તિ હેતુ એવી અમૃત ક્રિયા કરવી; વળી તે પૂર્વોક્ત ક્રિયા, વિષક્રિયાદિ જે હેય ક્રિયાઓ છે, તેના પરિહાર પૂર્વક કરવી, પરંતુ ક્રિયાહીન થવું નહિ. ક્રિયા રૂચિ મનુષ્ય શુકલપક્ષી ગણાય છે. જેને માત્ર અર્ધપુદ્ગલપરાવર્ત્ત સંસાર બાકી છે, તેવા માણસનું નામ શુકલપક્ષી છે. જ્યારે કૃષ્ણપક્ષી જીવને

અર્ધપુદ્ગલ પરાવર્ત્તથી અધિક, યાવત્ અનન્તે પુદ્ગલપરાવર્ત્ત સુધી સંસારમાં ભટકવાનું બાકી છે, એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. શ્રી વીતરાગ ભગવાનના માર્ગમાં ક્રિયાને પ્રધાન પદ, કહો કે સર્વોત્તમ પદ આપવામાં આવેલ છે. જેણે ક્રિયા લોપી તેણે સર્વ લોપેલું છે એમ સમજવું. શાસ્ત્રકારો મુક્ત કંઠથી પોકારે છે કેઃ— **यः क्रियावान् स पण्डितः** જે ક્રિયાવાન્ હોય તેને જ પંડિત જાણવો.

હવે ક્રિયાના થોડા એક ભેદો બતાવે છેઃ—

પ્રયોગ ક્રિયા, ઉપાય ક્રિયા, કરણીય ક્રિયા, સમુદાન ક્રિયા, ઇર્યાપથિક ક્રિયા, સમ્યક્ત્વ ક્રિયા, મિથ્યાત્વ ક્રિયા વિગેરે.

પ્રયોગ ક્રિયાના બે ભેદ પડી શકે છેઃ—(૧) દ્રવ્યપ્રયોગ ક્રિયા (૨) ભાવ પ્રયોગ ક્રિયા. પ્રથમ દ્રવ્ય પ્રયોગ ક્રિયા એટલે, અમુક પુદ્ગલોનું બીજા પુદ્ગલોની સાથે પ્રેરણાથી અથવા સ્વાભાવિક રીતે મળવું તે. (૨) ભાવ પ્રયોગ ક્રિયાના ત્રણ ભાગ પડે છેઃ-( ૧ ) મનોદ્રવ્ય સાથે આત્માનો જે શુદ્ધ ઉપયોગ કરવો તે, ( ૨ ) વચન વર્ગણા વડે આત્માનો શુદ્ધ ઉપયોગ, તેમજ ( ૩ ) કાયથી જે શુભગમનાત્મક ક્રિયા કરવી તે.

ઉપાય ક્રિયા—જે ઉપર પ્રમાણે બીજી ગણાવવામાં આવી છે તે ઉપયોગ પૂર્વક વાંચવા ભલામણ કરવામાં આવે છે. જે ઉપાય વડે કરીને કોઇ પણ ચીજ કરાય તેને ઉપાય ક્રિયા કહીએ. દાખલા તરીકે જેમ ઘટ બનાવવા વાસ્તે પ્રથમ માટી

ખાણમાંથી કાઢવી, પછી તેમાં જળ મેળવવું, બાદ ખૂબ મર્દન કરવું, ત્યારબાદ એક નાજુક માટીનો પિંડો ચક્રપર મૂકી ચક્ર ફેરવવું, ત્યાર પછી શિક્ષિત કુંભાર હાથ વડે કરીને તે મૃત્પિંડને ઘટાકાર બનાવે તે સર્વ ઉપાયક્રિયા સમજવી. તેજ પ્રમાણે દરેક કાર્યની અન્દર સ્વબુદ્ધિ વડે વિચારી લેવું.

હવે ત્રીજી કરણીયક્રિયા તે આ પ્રમાણેઃ—જે વસ્તુથી અમુક કાર્ય થતું હોય તે જ વસ્તુથી તે થઈ શકે. જેમકે, ઘટ માટી વડે બને છે, પરન્તુ તે કાંઇ વેળુથી બની શકે નહિ; તે જ પ્રમાણે દાન, શીલ, તપ, ભાવ, વૈરાગ્ય, શાંતિ, ઇન્દ્રિય-નિગ્રહ, પરોપકાર, તથા સત્યાદિ સુન્દર ગુણગણથી ધર્મ થઈ શકે છે; પરન્તુ તે શું પરનિન્દા, વિકથા, અસત્યોપદેશ, હિંસા, ચોરી, મૈથુન, પરિગ્રહાદિથી થઇ શકે ખરો કે ? નહિ, કદાપિ નહિ. આજકાલ પ્રાયઃ કેટલા એક અલ્પજ્ઞો સત્યને બાજુએ મૂકી સર્વજ્ઞપણાનો ડોળ કરી મહીમંડળની અન્દર નવા પંથો, તથા નવા કલેશો ઉત્પન્ન કરે છે. કેટલા એક દોઢ ચતુરો પોતે માની લીધેલા કેટલા એક આચાર્યોના જીવન વૃત્તાંતો લખી સ્વયં પોતાના શિરપર મિથ્યા વાતની પ્રરૂપણા કરવાનો ભાર વ્હોરી લે છે, તેવા જીવો વાસ્તવિક દયાને પાત્ર છે, એમ કહ્યા વિના ચાલશે નહિ. હું અત્યારે વલ્લભાચાર્યજીનું ચરિત્ર લખનારનો એક દાખલો અહિં આપું છું. આનો લેખક જો કે સાક્ષર ગણાય છે, છતાં નિરક્ષરની પંક્તિમાં બેસે તો ના નહિ. આના લેખકે, તેના લખાણ ઉપરથી માલુમ પડે છે કે, જૈનધર્મ સંપૂર્ણતયા જાણેલ નથી. અરે ! તેણે તો નથી જાણેલ એમાં તો

આશ્ચર્ય શું? પરંતુ જે પુરૂષનું ચરિત્ર પોતે લખેલ છે, તેણે પણ યથાસ્થિત જાણેલ હોય એમ અનુમાન થઇ શકતું નથી. કારણ કે જો જૈનધર્મના સ્વરૂપને તેઓ સારી પેઠે જાણતા હોત તો પ્રથમ તેમણે જૈનોનાં અવિસ્તર મંતવ્ય લખવાં જોઇએ, અને ત્યાર બાદ તેના ખંડનમાં અનુક્રમવાર ઉતરવું વ્યાજબી ગણાય. પરંતુ અત્યાર સુધીમાં કોઇ પણ આચાર્યે તેમ કર્યું હોય એમ મારી દષ્ટિમાં આવતું નથી. શ્રીમાન્ શંકરાચાર્યે બ્રહ્મસૂત્ર પર ભાષ્ય રચ્યું છે તેની અંદર, ખુદ, શંકરસ્વામી સ્યાદ્વાદ શૈલીને યથાર્થ સમજી શક્યા નથી. તેમણે, મારે કબૂલ કરવું જોઇએ કે, નવ તત્ત્વ, સાતનય, સપ્તભંગી વિગેરેનાં નામ માત્ર જાણેલ છે; પરંતુ તેનો ગંભીર આશય પોતે સમજી શક્યા હોય એમ માનવું મુશ્કેલ છે, ખરૂં છે કે, સર્વજ્ઞના પ્રરૂપેલ પદાર્થોને છદ્મસ્થો જેવી જોઇએ તેવી રીતે સ્વયં સમજી શકે નહિ, જો તેઓ સમજવા, ભાગ્યશાલી થયા હોત તો કદાપિ જૈનો ઉપર અઘટિત આક્ષેપ કરવા ઇચ્છા કરત નહિ, કારણ કે તેઓ સ્યાદ્વાદના ખંડનમાં લખે છે, કે—' જળની અંદર શીત તથા ઉષ્ણ એવા બે વિરૂદ્ધ ધર્મો એક કાળમાં ઉપલબ્ધ ક્યાં થઇ શકે છે ?' ઇત્યાદિ. પરંતુ આ કથન તેમનું સ્વયં કલ્પિત છે, કારણ કે જૈનો કોઇ રીતે તેમ માનતાજ નથી, સ્યાદ્વાદ શૈલીનું આલંબન તેઓ સાપેક્ષ રીતે કરે છે, તે તો ગમે તેવા પ્રતિવાદીને પણ માટે સ્વીકાર્યા વિના ચાલશે નહિ, કેમકે જો નહિ સ્વીકારશે તો તેઓનાજ મંતવ્યની હાનિ થશે. લ્યો, આપણે એક પ્રસ્તુત દૃષ્ટાન્ત લઇએ. શ્રી વલ્લભાચાર્યજીમાં ગુરૂત્વ અને

શિષ્યત્વ એ બે વિરૂદ્ધ ધર્મો હતા યા નહિ ? કદાચ કહેશો કે નહિ; તેમનામાં તો કેવળ ગુરૂત્વજ હતું, અને શિષ્યત્વ ધર્મ નહોતો, એમ કહેશો તો તેઓ વિનાગુરૂના કોઈ સ્વતંત્ર મનસ્વી ગણાશે, અને હવે કહેશો કે તેમને ગુરૂ હતાં, તો હવે બતલાવો કે તેમના ગુરૂની અપેક્ષાએ પોતે શિષ્ય ખરા કે નહિ ? આ પ્રમાણે તેમનામાં શિષ્યત્વ ધર્મ સિદ્ધ છે, વળી પ્રત્યક્ષ પોતે તેમના શિષ્યોના ગુરૂ હોવાથી તેમનામાં ગુરૂત્વ પણ છે. અલબત, અમે જૈનો આ વાત સાપેક્ષ રીતે માનીએ છીએ; તે જે પ્રમાણે જળની અન્દર પણ જે સમયે શીતત્વ છે તે જ સમયે ઉષ્ણત્વ તેની અન્દર જૈનો માનતાજ નથી. એ તો અન્ય આચાર્યોએ ઘોડાને શિંગડાં સિદ્ધ કરવાની જેમ આ વાત ગમે ત્યાંથી ઉઠાવી સિદ્ધ કરેલ જણાય છે. આજ સુધી ઘણા એક મનુષ્યોએ ઉતાવળા થઇ જૈનધર્મ પર આક્ષેપ કરવા વખતનો ભોગ આપેલ છે, પરંતુ થોડા દિવસની અન્દર તેઓ તમામ મધ્યસ્થ તથા તત્ત્વજિજ્ઞાસુની દૃષ્ટિમાં મિથ્યા ભાસમાન થશે. બેશક, આગ્રહી અને મિથ્યા અભિમાની જનો પોતાની પકડેલી વાતને છોડશે નહિ, તો પણ તેટલા સારૂ સત્યવાતનો પ્રકાશ નહિ કરવાથી પ્રાયશ્ચિત્તના ભોગી થવા જેવું થાય છે, વાસ્તે સાધુજનોની ફરજ છે કે આજ સુધીમાં ગુજરાતી; હિન્દી, અંગ્રેજી, યા સંસ્કૃત હરકોઇ ભાષાના ગ્રંથોમાં પ્રમાદ વશ થઇ, જે લોકોએ જૈનધર્મ પર ખોટા આક્ષેપો કરી મોટું પાપ વ્હોરી લીધું હોય, તેઓને તેમાંથી બચાવી; તેઓની ભૂલો યુક્તિપૂર્વક સમજાવવી જોઈએ. સત્યના નિર્ણય

સારૂ એક સ્વતંત્ર પુસ્તક લખી બહાર પાડવાનું હોવાથી તે વિષે અહીંઆં લંબાણ નહિ કરતાં માત્ર એટલુંજ કહેવું બસ થશે કે જૈનાચાર્યોએ જે કોઇ અન્યમતનું ખંડન કરેલ છે તે તે મતના પ્રથમ તમામ મંતવ્યો પ્રતિપાદન કરી પછી તેના ખંડનમાં પોતાની કલમ ચલાવી છે. જુઓ, સ્યાદ્વાદમંજરી, રત્નાકરાવતારિકા, સ્યાદ્વાદરત્નાકર, અનેકાન્તજયપતાકા, સમ્મતિતર્ક, દ્વાદશારનયચક્ર, પ્રમાણમીમાંસા, નયરહસ્ય, સ્યાદ્વાદકલ્પલતા, પ્રમાણસુંદર વિગેરે ગ્રંથો. આજ કાલ લોકો સામા મતના પુસ્તકોના અધ્યયનને બાજુ પર રાખી માત્ર ખંડન પરત્વેજ દૃષ્ટિ રાખે છે, પરંતુ તેઓએ જાણવું જોઇએ કે ઉપર કહેલા જબરદસ્ત ગ્રંથોનું અધ્યયન કર્યા સિવાય સભાની અન્દર કોઇ પણ ધર્મ વિરૂદ્ધ ભાષણ આપવા અથવા લખવા તૈયાર થવું, અથવા તો આચાર્યોનાં ચરિત્ર લખવા હિમ્મત કરવી તે હાસ્યપાત્ર થવા બરાબર છે. સ્વમંતવ્ય પર વિશ્વાસ કરો. કેવળ દ્વેષદાવાનળમાં પડી સત્ય માર્ગને જલાંજલિ આપો નહિ. જો કે મને લખતાં સંકોચ થાય છે, તો પણ આ પ્રસંગ તેવો હોવાથી મારે લખ્યા વિના ચાલે તેમ નથી. અણછુટકે મારે કહેવું પડે છે કે બ્રાહ્મણોએ સચ્છાસ્ત્રને અસચ્છાસ્ત્ર બનાવેલાં છે. શું રાગદ્વેષ કરવાથી ધર્મ થાય છે? શું ડર દેવાથી ધર્મ રક્ષા થઇ શકવાની હતી? કદાપિ નહિ. તે સમય ગયો. હવે જમાનો બદલાયો છે. આ સમય પરીક્ષાનો આવ્યો છે. તેની અન્દર પણ જો પક્ષપાતનાં ચશ્માં ચઢાવી અંધ શ્રદ્ધાને આગળ વધારી આપના કૂવામાં ડુબી મરશો તો જરૂર

જન્મ વ્યર્થ જશે. જુઓ લોકોની સ્વાર્થાંધતા અને પક્ષપાત, તેઓ કહે છે કેઃ—

हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरम् ।
न वदेद्यावनीं भाषां प्राणैः कण्ठगतैरपि ॥ १ ॥

આ શ્લોક પ્રાચીન નથી, પરંતુ જ્યારે જૈનાચાર્યોએ દિગ્વિજય કરી સત્યદેવ, સત્યગુરૂ, તથા સત્યધર્મની ઉદ્ઘોષણા સમસ્ત ભૂમંડળમાં કરી, તે વખતે સ્વવર્ગને સત્ય ઉપદેશથી વંચિત રાખવા તથા સ્વોદરની પૂર્તિને માટે પૂર્વોક્ત કલ્પના કરી. અને તેની વાત બાળકોને મુખ પાઠ કરાવી તેના દઢ સંસ્કાર તેઓના મન ઉપર પાડી તેનો ફેલાવો કર્યો, જેથી લોકો રાગદ્વેષ ધારણ કરવા લાગ્યા, અનેક કલ્પના કરવા લાગ્યા. તો પણ લોકોની રૂચિ જૈનધર્મ પરથી હઠી નહિ, ત્યારે કોઈ એક મહાદ્વેષાગ્નિ પ્રજ્વલિત પુરૂષે લોકોમાં એવી વાત ચલાવી કે—જૈનલોકો પોતાના મંદિરમાં બ્રાહ્મણોનું બલિદાન આપે છે, માટે બ્રાહ્મણોએ તેમના મંદિરમાં જવું નહિ. આ વાત હજુ સુધી પૂર્વદેશમાં પ્રચલિત છે. મેં ખુદ દશ વીશ બ્રાહ્મણોના મુખથી આ વાત સાંભળી છે. તેઓ મને કહેતા હતા કે "જ્યારે જૈનમંદિર પાસેથી અમે નીકળતા હતા ત્યારે અમે પણ ડરતા હતા."

ત્રીજી વાત પારાશર સ્મૃતિની ટીકામાં એ પ્રમાણે લખી છે કે જૈનોને અડકવાથી વસ્ત્ર સહિત સ્નાન કરવું. ચોથી વાત એવી લોકોએ જોડી કાઢી છે કે મગધમાં મરે તે ગધેડો થાય. પાંચમી કલ્પિત વાર્તા એ પણ છે કે વેદનિંદકને નાસ્તિક સમ-

જવો. ઇત્યાદિ ઘણી વાતો દ્વેષ પ્રયુક્ત જોડી કાઢવામાં આવેલી છે, તે પ્રસંગે ઉપયોગમાં લાવવામાં આવશે. હવે વાચક ! જરા દીર્ઘદષ્ટિથી નિહાળી લે, કે સ્વાર્થને માટે અન્યને કલંક આપવું તે શું ધર્મ કે અધર્મ ?, માત્ર અમુક ધર્મ ઉપર દ્વેષની ખાતર આખા મગધ દેશનો એકડો કાઢી નાંખવો, તેમ વેદવિષયક કોઇને શંકા પણ કરવા દેવી નહિ અને મૂંગે મોઢે વેદને મનાવવા અને ન માને તો 'નાસ્તિક'નું ઉપનામ આપવા તૈયાર થવું, એ કોના ઘરનો ન્યાય ? શું આવી કલ્પિત વાતોનો ઉત્તર જૈનાચાર્યોને આપતાં આવડતો નહોતો ! પરંતુ તેઓએ ધોબીની સાથે ધોબી થવાનું વ્યાજબી ન ગણી કેવળ સત્ય પદાર્થના પ્રકાશમાં તથા તપ, જપ, જ્ઞાન, ધ્યાનમાં હમેશાં મગ્ન રહેવાનુંજ પસંદ કર્યું છે. જુઓ, શ્રી મહાવીરનાં મૂળ સૂત્રો. તેની અંદર શું કોઇની નિંદા છે ? નહિ, બિલકુલ નહિ. તેમાં ફક્ત જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપની પુષ્ટિ છે, બીજું કપોલ કલ્પિત કાંઇ પણ છેજ નહિ. જો તેઓને પૂર્વોક્ત લોકોની માફક ઉન્મત્ત થવું હોત તો તેઓ પણ નીચે પ્રમાણે વાક્યો જરૂર બનાવી શકતઃ—

सिंहेनाऽऽताड्यमानोऽपि न गच्छेच्छैवमन्दिरम् ।
न वदेद्विसकीं भाषां प्राणैः कण्ठगतैरपि ॥ १ ॥

તથા એમ પણ કહી શકત કે **नास्तिको जैननिन्दकः ।** બસ. હવે મારે કહેવું જોઇએ કે જૈનશાસ્ત્રમાં કોઇ પણ સ્થળે હત્યા કરવાનું લખવામાં કદી આવ્યુંજ નથી, પરન્તુ જૈનો પર

ખોટો આક્ષેપ કરનારા તમામ લોકોનાં શાસ્ત્રમાં નિર્દય રીતે જીવોને મારવાનું લખવામાં આવેલ છે. છેવટ, નરમેધ, નરબલિ, સતી રીવાજ તથા કમલપૂજાદિ પ્રકરણો જો તત્ત્વદષ્ટિથી નિહાળશો તો સ્પષ્ટ જણાશે કે–स्वलग्न मूलं स्वकपादयोस्च यूरयेत गृहेन परस्य गेहम्–પોતાના પગમાં બળતું હોય તે કોઈ જોતું નથી, પરન્તુ બીજાનું ઘર બળતું જોવા તૈયાર થાય છે. બ્રાહ્મણોએ જે ટાઢા પહોરના ગપાટા અમુક સ્થળે હાંકયા છે, તેવા ગપાટા હાંકવાથી શું તત્ત્વજ્ઞાન થાય છે ? નહિ, કદાપિ• નહિ. આટલી વાત **કરણીય** ક્રિયાના સંબંધમાં પ્રસંગોપાત્ત કહેવામાં આવી. હવે ઉપર કહેવાઇ ગએલી ચોથી **સમુદાન** ક્રિયા કહેવાય છે.

મન વચન અને કાયા એ ત્રણ ભેદ વાળી પ્રયોગ ક્રિયા વડે કરીને જીવ જે કર્મ ઉપાર્જન કરે છે, તે કર્મ સમુદાયવાળું થયું છતું પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ રૂપે બંધ કરે છે. આ ક્રિયા મિથ્યાદષ્ટિ જીવથી લઇ સૂક્ષ્મસંપરાય નામના દશમાં ગુણસ્થાનક સુધી થાય છે.

ત્યાર પછી **ઇર્યાપથિક ક્રિયા**—

આ ક્રિયા અગ્યારમા ગુણસ્થાનકથી લઈ તેરમા સયોગી ગુણસ્થાનક સુધી ઉપલબ્ધ થઇ શકે છે.

તત્પશ્ચાત **સમ્યક્ત્વ ક્રિયા** બતાવાય છે. આ ક્રિયા, શ્રી વીતરાગ દેવે પ્રરૂપેલા પદાર્થ ઉપર રૂચિવાળા, યથાસ્થિત

વસ્તુના પ્રરૂપક, દેશકાલાનુસાર તેમજ વર્તમાન સમયાનુસાર તપ, જપ, જ્ઞાન, ધ્યાન, સ્વાધ્યાય, પ્રતિક્રમણ, સામાયિક તથા પોષધાદિ ધર્મ કૃત્યોમાં લીન થનાર જીવોને પ્રાપ્ત થાય છે, પરંતુ તેમાં એટલી વાત ધ્યાનમાં રાખવી, કે જો તેઓ દુર્નયવાદી ન થાય તો. અન્યથા નહિ. આજ કાલ જીવો પ્રાયઃ કૃષ્ણપક્ષીઆ ઘણા હોય છે, તેને લીધે તેઓ કથંચિત્ સમ્યક્ત્વ રત્નની પ્રાપ્તિના સમયમાં એક અંશને માન આપી, ઇતરાંશનું અપમાન અથવા ઉત્થાપન કરવાથી દુર્નયવાદી બને છે, તેમ બનવાથી ધર્મ અને ધર્મી કહેવાતા નથી. પરંતુ તે કેવળ મિથ્યાત્વભાવને સેવનાર ગણાય છે. વર્તમાન કાળમાં તેવા જીવોની બહુલતા દૃષ્ટિગોચર થાય છે. વળી કેટલાએક જીવો સ્વયં વ્યવહારિક કૃત્ય કરતા નથી અને અન્ય વ્યવહારિક ક્રિયા કરનારને શિથિલ કરે છે. વળી સામાયિક, પોષધ, તપ, જપાદિ વ્યવહારિક ક્રિયા કરનારની અનુમોદનાને ઠેકાણે ઉલટું ઉપહાસ્ય કરનાર દુર્ભવ્ય જીવો અધ્યાત્મ, ભક્તિ, વિનય, વિચારાદિ માંહેના માત્ર એક ભાવને ટેકો આપે છે. અને બીજા ભાવોની ઉપેક્ષા કરે છે.

વળી કેટલાએક એવા જીવો છે કે જેઓ સ્વયં વ્યવહારિક ક્રિયા કરતા નથી, તથા ક્રિયા કરનાર અન્યને શિથિલ કરે છે. પરન્તુ વ્યવહારિક ક્રિયા કરનારની હાંસી કરતા નથી. તેવા ગૃહી તથા સંયમી પુરૂષો છે, જેઓ ક્રિયાકાંડથી થાકી તથા કેટલાએક થાકીને શરણાગત થએલને " દ્રવ્યક્રિયા ન થાય તો હરકત નથી, કંચન કામિનીથી વેગળા રહેવું " ઇત્યાદિ ઉપદેશ

કરનાર પહેલાં કરતા ઠીક છે, પરન્તુ તેને હજુ બહુલ સંસાર બાકી છે, તેમ કહ્યા વિના છુટકો નથી.

તે સિવાય કેટલાએક જીવો સ્વયં પ્રતિક્રમણ પડિલેહણાદિ વ્યવહારિક ક્રિયા કરવામાં શિથિલ છે પરન્તુ અન્ય પ્રાણિઓને વ્યવહારિક ક્રિયામાં દૃઢ કરવા સાથ ધાર્મિક વર્ગને જોઇ જેનાં શરીરની રોમરાજી વિકસ્વર થાય છે તેવા પુરૂષો નિકટ ભવવર્ત્તી સમજવાં.

તથા કેટલાએક જીવો અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચારથી દૂર રહી નિર્મળ ચારિત્ર ધર્મને પાલન કરે છે. પ્રતિક્રમણ, પ્રતિલેખનાદિ ક્રિયા અપ્રમત્તભાવથી કરે છે. અન્ય ધાર્મિક વર્ગપર સમભાવવાળા થઈ મન, વચન, કાયાની શુદ્ધિ પૂર્વક અનુમોદના કરે છે. અધ્યાત્મભાવ, ભકિતભાવ, સદ્‌વિચાર, વિવેક, વિનયાદિ સમસ્ત ગુણ કરનાર વસ્તુસમૂહને સમય સમયપર માન આપે છે, અને એક પણ વસ્તુની ઉત્થાપના નહિ કરતાં સર્વ મુકિતસાધનને સાધનરૂપેજ માને છે.

શ્રી વીરપ્રભુના શાસનમાં સમસ્ત વસ્તુસમૂહ રહેલ છે. અન્ય સ્થળમાં એવી કોઈ પણ વસ્તુ નથી કે જેને માટે અન્યને ઘેર જઇ આપણે યાચના કરવી પડે. વીરપ્રભુના શાસન રૂપ મહાભંડારમાં સમસ્ત ચીજ છે તેની ખાતરી રાખો. અન્ય સ્થળે જે ત્યાગ, વૈરાગ્ય, શાંતિભાવ, અનિત્ય ભાવના, પ્રભુ પ્રેમ વિગેરે છે તે વીરશાસન રૂપ સમુદ્રના બિન્દુઓ ઉડીને ત્યાં

ગએલાં છે, તેજ કારણથી ધુરન્ધર આચાર્યશ્રીએ આપણને ભલામણ કરે છે કે જૈનેતરદર્શનમાં જે સામાન્ય ગુણો છે તેનું ખંડન કરશો નહિ. જો ખંડન કરશો તો દ્વાદશાંગીનો અનાદર કરનાર થશો, કારણ કે દ્વાદશાંગીમાંથી વસ્તુસમૂહ ત્યાં ગએલ છે. આ પ્રમાણેની ભાવનાવાળું જેનું અન્તઃકરણ હોય તેઓને સમ્યક્ત્વદૃષ્ટિ સમજવા, જ્યારે તેનાથી વિપરીત ક્રિયાવાળાઓને મિથ્યાત્વક્રિયાવાળા જાણવા.

જીવોને મિથ્યાત્વના જોરથી દેવ તે અદેવ અને અદેવ તે દેવ, ગુરૂ તે અગુરૂ અને અગુરૂ તે ગુરૂ, ધર્મ તે અધર્મ અને અધર્મ તે ધર્મ પ્રતિભાસે છે. તેમજ ક્રિયાકાળને અક્રિયાકાળ ગણે છે. હવે વિચારવાનો સમય છે કે ખેડુત વર્ગ પણ સમયની ઓળખાણ રાખે છે. જેમ કે અમુક સમયમાં અમુક ધાન્ય વવાય છે, પરંતુ તેથી ઉલટું કરવાથી ફળ પણ ઉલટુંજ મળે છે. તેમ શ્રી વીતરાગ પ્રભુએ પ્રરૂપેલા પ્રતિક્રમણના કાળમાં સ્વાધ્યાય કરનાર વિપરીત ચાલે છે, તેનું ફળ વિપરીત થશે. અહિં પ્રતિક્રમણની ક્રિયામાં શિથિલ પુરૂષ જરૂર પ્રશ્ન કરશે કે, કોઈ પણ કાર્ય વિધિ પૂર્વક કરવામાં આવે તો ઠીક, નહિ તો ન કરવું બહેતર છે, કારણ કે વિશેષ દોષ ન લાગે. તથા કેટલાએકનું એવું કહેવું છે, કે પ્રતિક્રમણ બાર વ્રતની આલોયણ રૂપ છે માટે વ્રતધારીએ પ્રતિક્રમણ કરવું, પરંતુ અવ્રતીને તે કરવાની શી જરૂર છે ?. કેટલાકોની દલીલ એવી છે કે પાપ દશ શેર જેટલું છે તો તેને વાસ્તે મણ જેટલી

આલોયણુ કરવી વાજબી નથી. ઈત્યાદિ પ્રશ્નો કરનાર માણુસે નીચે લખેલાં ગીતાર્થનાં વાકયો તથા યુક્તિ ઉપર ધ્યાન દઇ સુમાર્ગનું સેવન કરવું જોઇએ. પ્રથમ સાધુ અને પછી શ્રાવક બન્નેને બે વાર પ્રતિક્રમણુ કરવાની ભલામણુ કરવામાં આવે છે, તે પણુ આવસ્યક સૂત્રાનુસાર ભલામણુ કરવામાં આવે છે, નહિ કે વિચાર રૂપ. વ્રતના સંબંધમાં જાણુવાનું કે જ્યારથી શ્રાવકના કુળમાં જન્મ લીધો ત્યારથી વ્રતોચ્ચારણુ નથી કર્યું, છતાં વ્રતપાલન તો છેજ. એ પ્રમાણેનો લેખ હીરપ્રશ્નમાં છે. તે આ પ્રમાણેઃ—

तथा देशविरतिमन्तरेण ये प्रतिकान्ति कुर्वन्ति श्राद्धास्तेषां प्रतिक्रान्तिः फलवती न वा ? इत्यत्र सा फलवतीति विज्ञायते, श्राद्धकुलोत्पन्नत्वेन व्रतोच्चारामावेऽपि दशविरतिपरिणामसद्भावात्, सामायिकोच्चारस्य विरति रूपत्वाद् भावविशुद्धेश्चेति ।

इति हीरप्रश्न पत्र १८ ।

વળી પ્રતિક્રમણુ અવિધિએ પણુ કરવું. કારણુ કે જે પુરૂષ પ્રતિક્રમણુ કરે છે તે લઘુ પ્રાયશ્ચિત્તવાળો ગણાય છે, તથા જે નથી કરતો તે ગુરૂ પ્રાયશ્ચિત્તવાળો છે એમ ગીતાર્થ કહે છે. તેમજ અવિધિથી પ્રતિક્રમણુ ન કરવું, એ વચનને ગીતાર્થ પુરૂષો ઉત્સૂત્ર કહે છે. કહ્યું છે કેઃ—

अविहिकया वरमकयं उस्सुयवयणं वहंति गीयत्था ।
पायच्छित्तं जम्हा अकए गुरुअं कए लहुअं ॥ १ ॥

प्रतिक्रमणगर्भहेतुः ।

અપવાદ પદમાં એવો લેખ છે કે રાત્રીના બાર વાગ્યા સુધી દેવસી પ્રતિક્રમણ કરે અને દિવસના બાર વાગ્યા સુધી રાત્રિક પ્રતિક્રમણ કરે. હવે જો વિધિ માર્ગ જોવા જશો તો એવો પાઠ છે કેઃ—" **दो तिन्नि तारा दिस्सन्ति** " ।

મહાનુભાવો ! વિધિપૂર્વક ભોજન ન થયું તો શું ભોજન ન કરવું ? જો કરવાની ટેવ છે તો ક્યારેક વિધિપૂર્વક પણ જરૂર થશે. પરંતુ અવિધિ અવિધિનો પોકારકરી સર્વથા છોડી દેશો તો કદાપિ વિધિથી થનાર નથી. વાસ્તે નવીન કલ્પના છોડી પ્રતિક્રમણાદિની ક્રિયાની સાથ સાથ અધ્યાત્મ, પ્રભુપ્રેમ, સમાજ સુધાર વિગેરે કરો, જેથી સ્વપરનું કલ્યાણ થાય, તથા મિથ્યાત્વક્રિયાવાન્ ન ગણાઇ સમ્યક્ત્વક્રિયાવાન્ ગણાઓ. આ પ્રમાણે આઠમા **ક્રિયારૂચિ**ના ભેદમાં અનેક પ્રકારની ક્રિયાઓનું ઉપર મુજબ વિવેચન કર્યા બાદ હવે **સંક્ષેપરૂચિ** નામના સરાગ દર્શનાર્યના નવમા ભેદ ઉપર આવું છું.

સંક્ષેપ રૂચિ એટલે થોડા માત્રથી તત્ત્વજ્ઞાન કરવાની જેની શકિત છે, પરંતુ દર્શનાદિના સત્યાસત્ય સંબંધી નિર્ણય કરવાની જેની શકિત નથી, માત્ર જૈનદર્શનને આપ્ત વચનથી સત્ય સમજે છે, તે સંક્ષેપ રૂચિ જાણવો. હવે **ધર્મરૂચિ** નામનો દશમો ભેદ કહેવાય છેઃ—

શ્રુતધર્મ તથા ચારિત્રધર્મ જેના મનોમંદિરમાં યથાસ્થિત સ્વરૂપ વડે અવસ્થિત છે તે, તેમજ તીર્થંકર મહારાજ પ્રકાશિત

સમસ્ત અર્થો બરાબર છે, વળી શ્રુતધર્મ સ્વપર ઉપકારી હોવાથી તેનો વિશેષે અભ્યાસ કરવો તથા ચારિત્રધર્મ જે ચરણ સિત્તરી તથા કરણ સિત્તરી રૂપ તેની સમસ્ત પ્રકારે આરાધના કરવી એ દશમો ધર્મરૂચિનો ભેદ કહ્યો. આ પ્રમાણે દશ પ્રકારના સરાગ દર્શનાર્ય કહ્યા.

હવે બીજા **વીતરાગદર્શનાર્ય**ના પણ ભેદાનુભેદ વિચારતાં ઘણા ભેદ થાય છે તે **પન્નવણા સૂત્રથી** જાણી લેવા.

હવે આપણે અહિંઆં ઘડીભર વિચાર કરીએ તો માલૂમ પડશે કે **આર્ય** શબ્દનો પ્રયોગ ઘણે ઠેકાણે થઈ શકે છે. પરંતુ વાસ્તવિક **આર્ય** તો તેજ છે કે જે સર્વ હેય ધર્મથી દૂર થએલ છે; જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ રત્નત્રયના આરાધનમાંજ કેવળ કટીબદ્ધ છે, લોકોપકાર કરવામાં જેનો વિચાર પરિપુષ્ટ છે, ઇંદ્રિયના સુખને દુઃખરૂપ માને છે, સંસારને કારાગૃહ માને છે, વિષયને વિષ સમજે છે, પુદ્ગલભાવ અર્થાત્ જડભાવને જે પરવસ્તુ માને છે, તેમજ આત્માને નિત્ય શુદ્ધ બુદ્ધ નિરંજન વિગેરે વિશેષણ વિશિષ્ટ માને છે, તેવા પુરૂષને આર્ય સમજવો. વળી આર્ય પુરૂષ કોને કહેવો, તે માટે વિશેષ માહિતી આપે છેઃ—ભોગને રોગ, આભૂષણને તનુંભાર, તથા નૃત્ય ગીતને જે કાયકલેશ સમજે છે, જેની પાસે અનિત્યતા મહાદેવી રાતદિવસ પ્રિય પ્રિયાનું કામ કરે છે; જેને વિવેક વિનયાદિ પુત્રરત્નો છે; તથા ક્ષમા, દયા, શાંતિ આદિ જેને બાલિકાઓ છે; જ્ઞાન ધ્યાન તપ જપાદિ જેનું કુટુંબ છે; વળી

જે વ્યવહાર અને નિશ્ચય રૂપ રથમાં બેસી આત્મા રૂપ બગીચામાં હમેશાં બે ચાર કલાક અપૂર્વ આનંદ અનુભવે છે; જ્યાં આગળ પદાર્થના વિચાર રૂપ સુંદર હવાની લહેરીઓ આવી રહી છે; જેની અંદર તત્ત્વજ્ઞાન રૂપ સુન્દર પુષ્પાવલી બનેલ છે; વળી જે સ્થળે સુમતિ પોતાની અનિત્યતા સહચારિણી સાથે જ્યાં ત્યાં વિહાર કરી રહી છે; જે જગ્યાએ જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ નિર્મળ અને સ્વાદુ ફળોના ગુચ્છાઓ લટકી રહ્યા છે: જ્યા આત્મા સદ્‌વિચાર રૂપ બાજી રમી રહ્યો છે; તેવા સુન્દર બગીચાનો જે હમેશાં આનંદ લૂટે છે, શત્રુ મિત્રભાવ જેના અંતઃકરણથી દૂર થએલ છે, તથા સમય સમયની દ્રવ્ય તથા ભાવક્રિયા જે પ્રેમ પૂર્વક કરે છે, તે આર્યની અન્દર ધર્મ છે, એમ કહી શકાય. એટલે તેનેજ ધર્મી ગણી શકાય. કારણ કે ધર્મનું કોઇ રૂપ નથી. તેમજ ધર્મીને વાસ્તે કોઇ કમળ ચિહ્ન અથવા શૃંગ ચિહ્ન પ્રભૃતિ નથી. સાધુ, **સાધુની ક્રિયા કરવાથી; તેમજ ગૃહસ્થ, ગૃહસ્થની ક્રિયા કરવાથી ધર્મી કહી શકાય** કેવળ શુષ્ક વિચારોથી કાંઇ થઇ શકે નહિ શાસ્ત્રકારોની પૂર્ણ આજ્ઞા છે કે ધર્મી બનવું હોય તો વ્યવહારને લક્ષ્યમાં રાખી નિશ્ચય નયને મનમાં ધારણ કરો. ખ્યાલ કરો કે ગૃહસ્થાવાસમાં કેવળી પૂજનીય નથી, અને તેટલાજ સારૂ શાસન દેવો તેમને મુંનિવેષ અર્પણ કરે છે, જેને કેવલી ભગવાન પોતાના આયુષ્ય પર્યન્ત આદર પૂર્વક રાખે છે. આજ કાલના કેટલાક બહુલ સંસારી જીવો ઘડી ઘડીમાં નટની માફક નવા નવા વેષ ધારણ કરી તથા તેના

ફોટાઓ ખેંચાવી જૈનશાસનને વગોવે છે. તેવા નટો આર્ય કહી શકાય કે નહિ તેનો વિચાર કરવાનું કામ વાંચનારની મુનસફી ઉપર છોડીએ છીએ. વળી વિના કપડાના સાધુ, એ પ્રમાણે કહેનાર મૃષાવાદી ખરો કે નહિ ? તેનો પણ આપણે વિચાર કરીએ. કદાચ સાધુ શબ્દનો વાચ્યાર્થ સજ્જન પરત્વે કરવામાં આવે તો પણ તેમ કહેનારાઓ સત્યવાદી ઠરી શકશે નહિ. કારણ કે સજ્જનો તેટલાજ નથી, પરંતુ લાખો સજ્જનો છે, તો શું તે તમામને વિના કપડાના સાધુ કહેશો ? પરંતુ અલબત, હું ભુલું છું. જ્યાં આગળ કેવળ અજ્ઞાનજ વિસ્તૃત થએલ છે, ત્યાં રત્નની તથા કાચની ઓળખાણ રહેતી નથી. આજકાલ જ્યાં જશો ત્યાં માત્ર શબ્દની મારામારી રહી ગઇ છે. કોઇ આર્ય બને છે, કોઇ સનાતની કહેવડાવે છે, કોઇ માર્ગી તો કોઇ સત્યપ્રકાશી, ત્યારે કોઇ શ્રેયઃસાધક બને છે. ઇત્યાદિ નામોની કલ્પના કરી મનગમતા વિચારો કરવાથી ખરૂં ધર્મ તથા ધર્મીનું સ્વરૂપ સમજી શકાય નહિ. જો ધર્મ તથા ધર્મીનું વાસ્તવિક સ્વરૂપ સમજવામાં આવે તો તમામ ઝગડા શાન્ત થઈ જાય, એટલુંજ નહિ પરંતુ તેઓ તમામ ખરેખરા આર્યો, ભક્તો તથા ભક્તરાજો સનાતનીઓ તથા શ્રેયઃસાધકો બની શકે. ' જે જેવું કાર્ય કરે તે તેવું પદ અનુભવે ' એ સામાન્ય નિયમ છે. પરંતુ વિના કાર્ય જે આડંબર કરવો છે તે કેવળ આત્માને છેતરવા જેવું છે, માટે સર્વત્ર સત્ય વિસ્તરો એવું અન્તઃકરણથી ઇચ્છી શાંતિ ચાહું છું.

## હું કોણ? મારૂં મૂળ સ્વરૂપ શું છે?

જે પ્રાણીની અન્દર વિચારશક્તિ હોય છે, તેને કોઇ પણ કાળે એવો વિચાર જરૂર આવતો હશે કે 'હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? અને મારૂં શુદ્ધ સ્વરૂપ શું છે?' આવો વિચાર ઘણું કરીને જ્યારે મનુષ્ય, દેહાદિ બાહ્ય પદાર્થોથી પોતાને અલગ સમજીને, અન્તર્દષ્ટિ કરે છે, ત્યારે ઉત્પન્ન થઇ શકે છે, અને જેમ જેમ તે પોતાની શક્તિને તેની અન્દર વધારે કામે લગાડે છે તેમ તેમ તેને પોતાના આત્મિક ગુણોનું ભાન થાય છે. સંપૂર્ણ આત્મિક ઉન્નતિએ પહોંચેલા માણસને કેવળ-જ્ઞાન ઉત્પન્ન થાય છે. 'હું કોણ' નો વાસ્તવિક જવાબ તો તેઓજ આપી શકે. 'હું કોણ' નો અર્થ 'આત્મા કોણ'

એવો થઇ શકે છે, કારણ કે ' હું ' એવી પ્રતીતિ આત્માને લીધેજ થાય છે. આટલું પ્રાસંગિક વાંચકોને જણાવ્યા બાદ ' હું કોણ ' એ વિષય ઉપર પ્રવૃત્તિ કરીશ.

' હું શુદ્ધ સ્વભાવી, જ્ઞાની, ધ્યાની, વિનયી, વિવેકી, પૂર્ણાનન્દી, સચ્ચિદાનંદમય, જ્ઞાનકોષ, દર્શનરત્નરત્નાકર, ચારિત્રરત્ન રોહણાચળ, અચ્છેદી, અભેદી, વીર્યવાન્, સત્યપ્રકાશક, પક્ષપાતરહિત. સ્ફટિક મણિની માફક નિર્મળ સ્વભાવી, અણાહારી, અકષાયી, વિગેરે અનેક વિશેષણ વિશિષ્ટ શુદ્ધ બુદ્ધ નિરંજન નિરાકાર એક મુસાફર છું; પરંતુ કર્મરાજાને વશવર્તી થએલો હોવાથી મારા અસલ સ્વરૂપથી ભ્રષ્ટ થયો છું. મારૂં સ્વરૂપ યથાસ્થિત જાણનાર બે ચાર વ્યકિત હોય તો ના નહિં; જ્યારે મુકિત નગરની અન્દર અનન્ત પુરૂષો મારૂં સ્વરૂપ જાણે છે, અને આ તેઓનોજ પ્રતાપ છે કે હું પણ કંઇ થોડું ઘણું મારૂં સ્વરૂપ જાણવા ભાગ્યશાળી થયો છું; છતાં દિલગીરી એટલીજ છે કે હું જે યતકિંચિત્ જાણું છું તે પ્રમાણે આદરતો નથી. ક્રોધ રૂપ ભૂત, માનરૂપ જન, માયા શાકિની તથા લોભ પિશાચ મારી પૂંઠે પડયા છે, રાગ કેશરી તથા દ્વેષ હસ્તી પણ ઉપદ્રવ કરે છે. મોહ મહાશત્રુએ સંસાર રૂપ ઘોર વનની અન્દર ફેરા મારવાને માટે મને હુકમ કર્યો છે, તે ઉપરાંત સ્ત્રી, ધન, પુત્ર, પરિવારાદિ મૂર્છા રૂપ બેડી મારા પગમાં નાંખી છે, ઇર્ષ્યા, પરનિન્દા, વિકથા રૂપ ત્રિપુટીના ફાંસામાં મને નાંખ્યો છે, તેમજ જન્મ રૂપ નગરમાં મને કેદ કર્યો છે,

તે હું કદાચ તેની બહાર જાઉં તો બંધુવર્ગ રૂપ મંત્રી લોક મને પકડીને પાછો કેદખાનામાં લાવીને ઠેકાણે નાંખે છે. વળી મોહરાજાનો પ્રાઇવેટ સેક્રેટરી મિથ્યાત્વ મારી પછવાડે લાગ્યો છે, તે કોઇ પણ વખતે સદ્‌વિચારને મારી પાસે આવવા દેતો નથી. હમેશાં મને કુમતિ રૂપ લીલાગરના ઘેનમાં ચકચૂર રાખે છે, જેને પરિણામે હું ઉન્મત્ત ભાવમાંજ મારો સમય વ્યતીત કરૂં છું. મને ખરેખર સદ્‌બોધ નામના પરોપકારી [illegible] ઓળખાણ કરવા ઇચ્છા છે, પરંતુ પૂર્વોક્ત પરવશતાની [illegible] હું પડેલો હોવાથી કાંઇ કરી શકતો નથી.

રાગદ્વેષ રૂપ ચોરોએ મને મોહરાજાની નજરમાં [illegible] છે. તેઓ દયા, દાક્ષિણ્ય, અનુકંપા આદિ [illegible] શમ, દમાદિ વસ્ત્રો વિગેરે તમામ મારી [illegible] છે મેં મારી ગએલી વસ્તુને માટે જ્યારે [illegible] કરી ત્યારે તેણે મને એક તૃષ્ણા રૂપ [illegible] આપી, તે ઉપરાંત ઇર્ષ્યા, નિન્દા, વિકથાદિ [illegible] સેવા કરવા તેણે સૂચવ્યું તથા ક્રોધ, [illegible] આદિ મંત્રિવર્ગને સ્વાધીન મને કરવામાં [illegible]

ધીમે ધીમે તે લોકોના સંસર્ગથી [illegible] લાગી, અને મોહરાજાના પ્રાઇવેટ [illegible] કુમતિ રૂપ લીલાગરમાં વ્યસની [illegible] પડયો છતો બકવાદ કરવા લાગ્યો [illegible] ન્યાયાનુસાર હું પણ ક્રોધી, માની, [illegible]

ધારણ કરવા લાગ્યો. પૂર્વોક્ત સત્ય બિરૂદોને વિસરી ગયો. કુમતિ રૂપ લીલાગરની ઉન્મત્ત દશામાં દેવને અદેવ, ગુરૂને અગુરૂ તથા ધર્મને અધર્મ સમજવા લાગ્યો, અર્થાત્ જેમ નેત્ર રોગી શ્વેત વસ્તુને પણ પીળી દેખે છે, તેમ હું સત્યને અસત્ય તથા અસત્યને સત્ય સમજવા લાગ્યો. કોઇ વખતે કુમતિ અને સુમતિ બંનેના વિયોગમાં ક્ષણવાર સત્યાસત્યનો નિર્ણય છોડી નાળીએર દ્વીપના મનુષ્યો જેવો બનું છું. નાળીએર દ્વીપના મનુષ્યોને જેમ અન્ન ઉપર રાગદ્વેષ નથી, તેમ મને ધર્મ અને અધર્મ પર રાગદ્વેષ થતો નથી. આવી અવસ્થા થોડી વાર રહી પાછો હતો તેવો ને તેવો. આ પ્રમાણે મારો કેટલોક કાળ વ્યતીત થયો.

એક દિવસે કુમતિ રૂપ લીલાગરનો કૈફ ઉતર્યો અને સુમતિ મારી નજીક આવીને ઉભી રહી. આ વખતે મારા મનોમંદિરમાં તત્કાળ વિચાર આવ્યો જે 'હું કોણ છું ? આ મારી શી દશા ? હજુ ચેતવાનો અવસર છે' ઇત્યાદિ જ્ઞાન થતાંજ હું નાઠો. પરન્તુ મોહ રાજાએ મને પકડીને જન્મસ્થાન રૂપ કારાગૃહમાં પૂર્યો. સ્ત્રી રૂપ બેડી નાંખી, ધનરૂપ બંધનથી બાંધ્યો. બંધુ વર્ગ રૂપ ચોકીદારોના પહેરામાં રાખ્યો. તે લોકો હમેશાં મને સમજાવવા લાગ્યા, તથા કેટલાએક હીન પ્રાણીના દૃષ્ટાન્ત આપવાં શરૂ કર્યાં. ધર્મ મહારાજાના સૈન્યની નિર્બળતા બતાવવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે 'પ્રત્યક્ષ સુખ તજી પરોક્ષ સુખને વાસ્તે તજો છો; પરન્તુ, જેમ પેલો જંબુક માંસના કક-

ડાને છોડી માછલી લેવા ગયો, તે કર્મ જોગે બન્નેથી વંચિત થયો, તેમ તમે ઉભય ભ્રષ્ટ થશો' ઈત્યાદિ વાર્ત્તાથી મને મૂંઝાવ્યો. હું પણ મૂંઝાયો. પ્રાણીને જેવો અનાદિકાળનો સ્વભાવ હોય છે તે તરફ તે ખેંચાય છે. તેઓના આ પ્રમાણે ભંભેરવાથી હું પાછો મિથ્યાત્વને આધીન થયો. મોહરાજાના તમામ વર્ગનો હું કિંકર બન્યો. અંતમાં તન્દ્રા અને નિદ્રા નામની મોહરાજાની દાસીઓએ મને વશ કર્યો. જ્યાં જાઉં ત્યાં મારા શરીરમાં આલસ્ય અને નિદ્રા લાગેલ હોવાથી કોઇ પણ કાર્ય સિદ્ધ થાય નહિ. તેને લીધે ક્રોધ થાય, અને ક્રોધ બાદ માન, માયા અને લોભાદિકે મને ઘેરી લીધો. અંતમાં હું જડ જેવો થયો. કૃત્યાકૃત્યનો વિચાર મારા અંતઃકરણમાં રહ્યો નહિ, કિંકર્તવ્યમૂઢ બન્યો. તૃષ્ણા કોપીન ઉપર મારૂં મન જવા લાગ્યું. જ્યાં બેસું ત્યાં તૃષ્ણાનુ સ્મરણ થઇ આવે. કુમતિ સીલાગરના કટોરા પીવા લાગ્યો. સુકૃત કુસુમની મનોહર ભૂમિ છોડી, દુષ્કૃત રૂપ કિચ્ચડમાં હું પડયો. મન, વચન, અને શરીર મલીન થયાં. અશુભ ભાવના રૂપ દુર્ગંધી પવન ઉછળવા લાગ્યો. કુવિકલ્પ રૂપ દુશ્મને મારી પાસે આવી કુયુક્તિ રૂપ શસ્ત્ર વડે મારૂં ગળું કાપ્યું. હું મૂર્છિત થયો. આમ મારો કેટલોક સમય મૂર્છિત ભાવમાં ગયો. ત્યાર બાદ શુભોદય રૂપ સુંદર પવનની લહેરીથી હું સાવચેત થયો, અને વિચાર વમળમાં ગોથાં મારવા લાગ્યો. વિચાર કરવા લાગ્યો કે કોઇ શુભ પુણ્યના ઉદયથી આ ફંદમાંથી છુટું તો સારૂં. પરંતુ છુટવું કેવી રીતે ? વૈદ્ય વિના રોગ જાય નહિ; તેમ સત્યોપદેશક

વિના મારા ભાવ રોગ છુટી શકે નહિ. આમ વિચારમાં ને વિચારમાં પ્રાતઃકાળ થયો.

શહેરમાં પવનની માફક સર્વત્ર વાર્તા પ્રસરી કે પાંચસો મુનિવરોના પરિવારથી પરિવરેલ શ્રીધર્મઘોષસૂરિ પુરીના પરિસરમાં આવીને સમોસર્યા છે. નગર લોકો સમસ્ત પ્રકારનાં સાંસારિક કાર્યો છોડીને વંદના કરવા નીકળ્યા. સૂરીશ્વરનાં ચરણ કમળથી સુગંધિત અને પવિત્ર થએલ દિશા તરફ તેઓ ચાલી રહ્યા છે, તેવા સમયમાં હું પણ મુસાફરના લેબાસમાં ચુપચુપ ઘરથી બહાર નીકળ્યો, અને દુઃખાતો શંકાતો આચાર્ય પુંગવની સન્મુખ આવ્યો. જલદી વંદણા કરી એક જગ્યા ઉપર જઈને બેઠો કે જ્યાં આગળથી તમામ ઉપદેશામૃતનું પાન થઈ શકે. હું તમામનો રંગ ઢંગ જોઇ શકું. પરંતુ બીજા લોકો મને ભાગ્યે જ જોઈ શકે. સમસ્ત પરિષદ્ વંદન કરી પોતપોતાને યોગ્ય સ્થાનકે બેઠી. તે વખતે શ્રી ધર્મઘોષસૂરિએ પ્રાણીઓને મેઘધારાની જેમ દેશના આપવા માંડી:—

" હે ભવ્યો ! કાચા તાંતણાથી ભરેલ ખાટલા ઉપર બેસનાર જેમ નીચે પડે છે તેમ વિષયસેવનથી જીવો અધોગતિમાં જાય છે.

" જુદા જુદા ગામથી આવેલા વટેમાર્ગું એક સ્થાનમાં ભેગા થાય, પરંતુ સવાર થતાં જેમ પોતપોતાના ગામ પ્રત્યે ચાલતા થાય છે, વળી પક્ષિઓ ભિન્નભિન્ન દિશાઓમાંથી આવી એક વૃક્ષ પર વિશ્રામ કરે છે, પરંતુ સૂર્યોદય થયા બાદ

પોતાની ઇષ્ટ દિશા તરફ ચાલ્યાં જાય છે તે પ્રમાણે કુટુંબ પરિવારનું પણ સમજો.

"સ્વાભાવિક રીતે જ અપવિત્ર મદિરાના ગાડવા જેવી આ કાયાને નવા નવા સંસ્કારો વડે કયાં સુધી ઠીક રાખશો ? હંમેશાં સત્કારને ચાહનાર આ કાયા દુર્જનની ઉપમાને વહન કરે છે. દુર્જનનો આખા જન્મ સુધી સત્કાર કરવામાં આવે છતાં જો કમનસીબે એક દિવસ તેના મન ગમતો સત્કાર ન થાય તો કરેલા તમામ ઉપકારને અપકારના રૂપમાં બતલાવે છે. તેમ આ કલેવરનો સત્કાર જન્મપર્યંત કરો, પરંતુ એક દિવસ સત્કાર ન થઈ શકે તો જાણે કે, આત્મા સાથે તેની કદી ઓળખાણ જ ન હોય શું ? એ પ્રમાણે ઢોંગ કરી બેસે છે.

હે ભવ્યો ! જેની સાથે તમારો નિત્ય સંબંધ છે, તે શરીર પણ જ્યારે તમારી સાથે ચાલનાર નથી તો ઇત્વર કાળના સંબંધી માતા, પિતા, ભાઇ, બહેન, સ્ત્રી, પુત્ર, પરિવાર શું તમારી સાથે ચાલશે ખરાં કે ? ખ્યાલ કરો કે મોહરાજા તમારા ઉપર કેવળ જુલમ ગુજારનાર છે, છતાં તેની કીર્તિ કરો છો, તેનું તમે બહુમાન કરો છો, તથા તેના સુભટો ક્રોધ, માન, માયા, લોભ, રાગ અને દ્વેષાદિનો સત્કાર કરી તેઓને મનોમંદિરમાં પેસવા દો છો એ તમારી કેટલી બધી મૂર્ખતા ?

મોહરાજાની નસેનસમાં તથા રોમરાજી સુધીમાં તપાસવાનું મારી પાસે સદાગમ નામનું એક સૂક્ષ્મદર્શકયંત્ર છે, તેની અન્દર તમે વિશ્વાસ રાખી નિર્મળ દૃષ્ટિથી જોશો તો તે મહાપુરૂષનો તમામ અન્યાય તમને દૃષ્ટિગોચર થશે. આ

સદાગમ રૂપ સૂક્ષ્મદર્શક યંત્ર મૂલ્ય ખરચવાથી મળતું નથી. વિનય રૂપ મૂલ્ય વડે તે ખરીદી શકાય છે. તે યન્ત્ર જેની પાસે હોય છે, તેનાથી મોહરાજા હજારો ગાઉ દૂર રહે છે, તોપણ પોતાના સેવકો જે મિથ્યાત્વ, દંભ, ઇર્ષ્યા, પ્રમાદ અને વિકથાદિક છે, તેઓને ગુપ્તરીતે મોકલે છે, અને જો લાગ આવે તો સદાગમ રૂપ સૂક્ષ્મદર્શક ઉપર અવિશ્વાસ ઉત્પન્ન કરાવી કલ્પિતાગમ રૂપ યંત્ર તેઓની સામે રજુ કરે છે. આ કલ્પિતાગમ રૂપ યંત્રમાં સદાગમ રૂપ યંત્ર કરતાં ઉલટો પ્રતિભાસ થાય છે, અને તેને પરિણામે સદ્વિચાર રૂપ ધર્મરાજાનો પ્રાઇવેટ સેક્રેટરી ભવ્ય રૂપ પ્રજા વર્ગને નીતિ રીતિવાળા વિશુદ્ધ માર્ગ પર લઈ ગયેલ ત્યાંથી પાછા કાઢી અશુદ્ધ માર્ગ પર લાવે છે. ઇર્ષ્યા નિન્દા અને વિકથાદિ અનાદિ કાળની વૈરિણી સ્વૈરિણીઓનો સમાગમ કરાવે છે, સુમતિ અને કુમતિ રૂપ સહચરીઓમાંથી કુમતિનું બહુમાન અને સુમતિનો અનાદર કરાવે છે. આથી કુમતિ સાથે વિલાસ કરનાર પુરૂષને અન્યાયરૂપ પુત્ર તથા મમતા રૂપ પુત્રીના જન્મ સમયે ક્રોધ, માન, માયા, લોભ, રાગ અને દ્વેષાદિ પરિવાર તથા અજ્ઞાન, ઇર્ષ્યા, નિન્દા અને વિકથાદિવર્ગ સ્વસંપત્તિ અનુસાર ભેટણું કરે છે. જેથી કુમતિનું જોર વધે છે. મમતા ઉપર કુમતિનો પ્યાર વધવો શરૂ થાય છે, તેમ મમતા તરૂણાવસ્થાને પ્રાપ્ત થતી જાય છે, તેની સાથે અન્યાય પુત્ર પણ અનુક્રમે તરૂણ બને છે. બન્ને ભાઈ બેનની તરૂણ અવસ્થા થાય છે કે તુરતજ શીલ, સત્ય, દાન, પુણ્ય, વિવેક,

ભવાભિનંદી જીવોના ફાંસામાં ફસાશો નહિ. પૂર્વોક્ત ચેષ્ટાઓ કરનાર ઉપર મોહરાજાનું પ્રકારાન્તરે શાસન છે, બીજું કાંઈ સમજશો નહિ. માટે સદા સર્વત્ર મોહરાજાના પ્રપંચથી બચજો. "

ઇત્યાદિ દેશના આપી આચાર્યવર વિરમ્યા, એટલે તત્કાળ પેલો એક બાજુએ મુસાફરના લેબાસમાં બેઠેલો પુરૂષ આચાર્ય મહારાજની સંમુખ આવી બોલ્યો:–' હે પૂજ્ય પ્રવર ! પૂર્વોક્ત બીના અક્ષરશઃ મારા ચરિત્રનોજ જાણે ફોનોગ્રાફ હોયની તેવી છે તે શું આપે કોઈના દ્વારા સાંભળેલી છે કે યોગ દ્વારા તેનું અવલોકન આપે કરી લીધું ? અથવા આપને શું અવધિ, મનઃપર્યવ તથા કેવળ જ્ઞાન માંહેનું કોઈ પ્રત્યક્ષ જ્ઞાન છે ? અથવા આપમાં શું એવી કોઈ દૈવી શક્તિ છે કે જેના પ્રભાવથી સાક્ષાત્ મારૂં જીવન આજે આપે પ્રરૂપ્યું ? '

સૂરિ મહોદય બોલ્યા:–"તું કોણ છે ?" મુસાફર હાથ જોડી બોલ્યો:–"મહારાજ ! હું સંસારારણ્યમાં પરિભ્રમણ કરનાર એક મુસાફર છું. મારે માથે વિપત્તિઓ વીતવામાં કાંઇ બાકી રહી નથી. પરંતુ આજે કાકતાલીય ન્યાયવડે પૂર્વ પુણ્યોદયના જોરથી આપનું આગમન થયું છે, હજારો પ્રાણીઓ વચ્ચે આપે જે ઉપદેશ આપ્યો તે મને અક્ષરશઃ રૂચ્યો છે, પરન્તુ આપે આ તમામ જાણ્યું કયાંથી ? તે મને જલદી બતાવો."

સૂરિવરે કહ્યું:–"હે મહાનુભાવ ! મેં જે કાંઇ જાણ્યું છે, તે જૈનાગમથી જાણેલ છે. જૈનાગમના જેવું કલ્યાણ કરનારૂં,

સત્યમાર્ગનો પ્રકાશ કરનારૂં, તથા મુક્તિ માર્ગની સીધી સડક બતાવનારૂં કોઇ પણ શસ્ત્ર ભૂપીઠ ઉપર છેજ નહિ, એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ અથવા પક્ષપાત સમજીશ નહિ. હું જે કહું છું તે સ્વાનુભવ પૂર્વક કહું છું. કેવળ રાગને લીધે હું જૈનાગમનો સ્વીકાર કરૂં છું એમ નથી, અથવા દ્વેષને લઇને પરાગમનો ત્યાગ કરૂં છું એમ પણ નથી. મધ્યસ્થ દૃષ્ટિથી ત્યાગ અથવા સ્વીકાર કરૂં છું. તેં પ્રથમથીજ જો જૈનાગમને જોયું હોત તો આટલી બધી વિપત્તિઓ તારા શિરપર પડત નહિ, એ હું હિંમતથી કહું છું. ખેર ! ભાવિ ભાવ અન્યથા થતો નથી. જો અન્યથા થતો હોત તો નલ, રામ, યુધિષ્ઠિર વિગેરે પ્રતીકાર કરવામાં શું કમ હતા ? ગઇ વાતનો અફસોસ ન કર, હજુ સમય છે, ખ્યાલ કર, ચેતી જા અને તત્ત્વાતત્ત્વનો નિર્ણય કર. ”

આમ સાંભળી મુસાફર બોલ્યોઃ–“મહારાજ ! કંઇક વિસ્તાર પૂર્વક સમજાવો, જેથી મારૂં કલ્યાણ થવા સાથે ઇતર જીવો પણ સત્યાદર્શની અંદર પોતાના સ્વરૂપને નિહાળી શકે.”

આ પ્રમાણે મુસાફરનાં યુક્તિયુક્ત તથા જિજ્ઞાસા પ્રેરિત વચનો સાંભળી પરોપકારપ્રવીણ આચાર્યપુંગવ તત્કાળ ઉપદેશામૃતની વૃષ્ટિ ફરીને કરવા ઉજમાળ થયાઃ—

“ આધિ, વ્યાધિ, ઉપાધિ, જન્મ, જરા તથા મરણાદિ રૂપ જ્વાળાસમૂહથી વ્યાપ્ત એવો આ સંસાર સર્વ પ્રાણીઓને કેવળ દુઃખકર છે. માટે વિવેકી પ્રાણીઓએ એક સમય માત્ર

પણ પ્રમાદ કરવો નહિ. એવો કોણ મૂર્ખ હોય કે જે રાત્રિએ ચાલી શકાય એવા મારવાડના માર્ગમાં પ્રભાતની વાટ જોઈને બેસી રહે ? ચોરાશી લાખ જીવયોનિરૂપ આવર્ત્ત જેની અન્દર રહેલ છે, તેવા સંસાર સમુદ્રમાં પડી ગએલું મનુષ્ય જન્મ રૂપ રત્ન પાછું જલદી મળવું દુર્લભ છે.

"મનુષ્ય જન્મ રૂપ કલ્પવૃક્ષને વિષય કષાય રૂપ ખારા જળથી કોણ સુકાવા દે ? તત્ત્વવેત્તાઓ મનુષ્ય જન્મ રૂપ કલ્પવૃક્ષની મનોહર છાયામાં રહી દેવગુરૂની સેવા રૂપ સુગન્ધી ફુલોની માળા સ્વકંઠે આરોપે છે, તથા દાન, શીલ, તપ તથા ભાવાદિ ઉત્તમ ફળોનો આસ્વાદ શાંત રીતે લે છે.

"સંસાર મધ્યવર્તી સમસ્ત પદાર્થના સંયોગો વિયોગાન્ત સમજવા, કહ્યું છે કેઃ—

સર્વે ક્ષયાન્તા નિચયાઃ પતનાન્તાઃ સમુચ્છ્રયાઃ ।
સંયોગા વિપ્રયોગાન્તા મરણાન્તં ચ જીવિતમ્ ॥ ૧ ॥

"વૃદ્ધિ પામેલા સર્વે દશાઓ અન્તે ક્ષય થવા વાળા છે, ચડતીના અંતમાં પડતી છે, અને સંયોગો વિયોગાંત છે, તેમજ જીવતર મરણરૂપ અંત વાળું છે.

"માટે વિવેકી પ્રાણિઓએ ઇષ્ટના સંયોગમાં રાગ ન કરવો અને વિયોગમાં દ્વેષ ન ધરવો; તેમજ અનિષ્ટના સંયોગમાં દ્વેષ ન

ની બે શુભ છે; ત્યારે તીર્યંચ ગતિ અશુભ અને નરક ગતિ અશુભતર માનવામાં આવેલ છે. તોપણ તત્ત્વવેત્તાઓની દ્રષ્ટિમાં ચારે ગતિ સાક્ષાત્ અથવા પરંપરાએ દુઃખનું કારણ માનવામાં આવેલી છે. જે ઠેકાણે જન્મ, જરા, મરણ, અને દારિદ્રયાદિ અનિષ્ટ વસ્તુનો અનુભવ રહેલો છે, ત્યાં શું સ્વપ્નમાં પણ સુખ મળે ખરું ? દુનિયા, સુખની આશામાં, અને તેના અભિમાનમાં સમય ગુમાવે છે, તેમજ કોઈવાર દુઃખમાં સુખની ભ્રાન્તિ થવાથી પોતે પોતાને સુખી સમજે છે.

"માટે હે ભવ્યો ! પોતાના જન્મ તથા મરણાદિ વડે સંસારનું પોષણ કરો નહિ, દૂધ પાઇ સર્પને ઉછેરવામાં ફાયદો નથી.

"સંસારવાસથી ઉત્પન્ન થએલ દુઃખ પરંપરાનો સૂક્ષ્મ દ્રષ્ટિથી વિચાર કરી, મોક્ષને માટે ભવ્ય પુરૂષોએ પ્રયત્ન કરવો સર્વથા ઉચિત છે. સિદ્ધિગતિ યાની મુક્તિવાસ સર્વોત્તમ છે; જ્યાં આગળ નરકાવાસની તુલનાને ધારણ કરનાર ગર્ભાવાસથી થએલું જન્મ દુઃખ છે નહિ, તેમજ અનન્ત વેદના યુક્ત મરણ દુઃખ પણ નથી, યમરાજની અગ્રદૂતી, પરાધીનતા કરાવવામાં પ્રવીણ, તથા શરીરશક્તિને નષ્ટ કરનારી જરા ( વૃદ્ધાવસ્થા ) પણ ત્યાં નથી. ક્ષુધા નથી, તૃષા નથી, શત્રુ નથી, મિત્ર નથી, પિતા નથી, પુત્ર નથી, લેવું નથી, દેવું નથી, અર્થાત્ કોઇપણ જાતનું દુઃખ નથી, તેની અન્દર ફક્ત મહાનન્દ, અનુપમેય સુખ, શાશ્વત સ્વરૂપ, પરમજ્યોતિર્મય, લોકાલોકપ્રકાશક જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યાદિ રૂપ અનંત આત્મલક્ષ્મીનો

વિલાસ છે, તે સ્થાન મેળવવાને સારૂ જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ રત્નત્રય કે જે આત્મસત્તામાં રહેલ છે, તેને પ્રકટ કરવાનો ઉદ્યમ કરવામાં આવે તો જરૂર મહાનન્દ પદની પ્રાપ્તિ થઈ શકે: પ્રથમ જ્ઞાનને બદલે કોઇ ઠેકાણે પ્રથમ દર્શન બતાવેલ છે, તે નિસર્ગ સમ્યક્ત્વની અપેક્ષાએ. તો પણ તેના કરતાં અધિગમ સમ્યકત્વ પ્રાયઃ ઘણા જીવોને થાય છે, તો તેની અપેક્ષાએ પ્રથમ જ્ઞાનની વ્યાખ્યા થાય તો અનુચિત નથી. જ્ઞાન કરતાં દર્શન પૂજ્ય છે, કારણ કે દર્શન વિના જ્ઞાન થતું નથી.

"પૂર્વોકત યુકિતને અનુસરી હવે જ્ઞાન કોને કહેવું તથા તેના ભેદ વિગેરેની વ્યાખ્યા સ્થૂલ રીતિ અનુસાર કરવામાં આવે છે:—

'જ્ઞાયતે પદાર્થઃ અનેન ઇતિ જ્ઞાનમ્' જીવાદિ પદાર્થોને વિસ્તારથી અથવા સંક્ષેપથી જેના વડે યથાર્થ જાણીએ તેને સમ્યકજ્ઞાન સમજવું. તેના મૂલ પાંચ ભેદ છે:—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યયજ્ઞાન અને કેવળજ્ઞાન. પ્રથમનાં બે જ્ઞાન, પરોક્ષ પ્રમાણમાં અંતર્ગત થએલાં માનવામાં આવેલ છે; જ્યારે છેલ્લાં ત્રણ જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ રૂપ છે. તેની અંદર પણ સૌથી છેલ્લું કેવળજ્ઞાન સંપૂર્ણ પ્રત્યક્ષ પ્રમાણ રૂપ છે, જ્યારે અવધિજ્ઞાન અને મનઃપર્યયજ્ઞાન વિકલ પ્રત્યક્ષ રૂપ છે.

"અહિં જિન વચનના અનભિજ્ઞ પુરૂષોને જરૂર શંકા થશે કે-ઘટ પટાદિનું જે પ્રત્યક્ષ જ્ઞાન ઇન્દ્રિય દ્વારા થાય છે તેને

મતિજ્ઞાન કહેવાય છે, તેટલા વાસ્તે આ જ્ઞાનને પ્રત્યક્ષ કહેવું જોઈએ, છતાં તેને પરોક્ષ કેમ કહ્યું ? તેના ઉત્તરમાં જાણવાનું જે:

"આત્માને સ્વતંત્ર રીતે જે જ્ઞાન થાય તેનું નામ પ્રત્યક્ષ જ્ઞાન લેખવવામાં આવ્યું છે, જ્યારે ઈન્દ્રિયાદિની સહાયથી જે જ્ઞાન થાય તે પરોક્ષ છે. આ પ્રમાણે તત્ત્વવેત્તાઓએ વાસ્તવિક પરોક્ષ અને પ્રત્યક્ષ જ્ઞાનનો વ્યપદેશ કરેલો છે, તેથી કરીને મતિજ્ઞાનને પારમાર્થિક પ્રત્યક્ષ કહેવાય નહિ. અલબત, અપારમાર્થિક રીતે તેને લૌકિક પ્રત્યક્ષ કહેવામાં કાંઇ હરકત નથી.

પૂર્વોક્ત પાંચ જ્ઞાનના ૫૧ ભેદ થાય છે, તે નીચે પ્રમાણે:—મતિજ્ઞાનના અઠ્ઠાવીશ, શ્રુતજ્ઞાનના ચૌદ, અવધિજ્ઞાનના છ, મનઃપર્યવજ્ઞાનના બે તથા કેવળ જ્ઞાનનો એક, તેનો વિસ્તાર નન્દિસૂત્રમાં છે, વિશેષાવશ્યકમાં પણ શંકા સમાધાન પૂર્વક નિશ્ચય કરેલો છે, માટે ત્યાંથી જિજ્ઞાસુઓએ તેના ભેદ તપાસી લેવા.

મતિજ્ઞાન, સ્મૃતિજ્ઞાન, સંજ્ઞાજ્ઞાન, ચિન્તાજ્ઞાન, અથવા આભિનિબોધિકજ્ઞાન, એ બધાં મતિજ્ઞાનનાંજ નામાંતર છે. તેના મૂળ બે ભેદ છે. (૧) ઇન્દ્રિયજન્ય અને (૨) મનોજન્ય. અથવા તો ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી, એ ચાર પ્રકારની બુદ્ધિના ભેદ આશ્રયીને મતિજ્ઞાનના ચાર ભેદ પણ બતાવેલા છે.

મતિજ્ઞાનના અઠ્ઠાવીશ ભેદ આ પ્રમાણે છે:—અર્થાવગ્રહ, ઈહા, અપાય અને ધારણા એ દરેકના છ છ ભેદ. તેમજ

પહેલા વ્યંજનાવગ્રહના ચાર ભેદ થાય છે, કારણ કે મન અને ચક્ષુરિન્દ્રિયથી વ્યંજનાવગ્રહ થતો નથી, તેનું કારણ એમ છે કે વ્યંજનાવગ્રહ તો પ્રાપ્યકારી ઇન્દ્રિયો વડેજ થઈ શકે; જ્યારે મન અને ચક્ષુરિન્દ્રિય તો અપ્રાપ્યકારી છે, અર્થાત્ દૂરથી વિષયનો પરિચ્છેદ કરે છે. અને વિષયનો સ્પર્શ ઇન્દ્રિયો સાથે થયા વિના વ્યંજનાવગ્રહ થતો નથી, માટે મન અને ચક્ષુઇન્દ્રિયથી વ્યંજનાવગ્રહ થાય નહિ. ચક્ષુ સિવાય ચાર ઇન્દ્રિયોથી વ્યંજનાવગ્રહ થઈ શકે. વિશેષાવશ્યક, સ્યાદ્વાદરત્નાકર તથા રત્નાકરાવતારિકા વિગેરેમાં ચક્ષુની અને મનની અપ્રાપ્યકારિતાનો સયુક્તિક નિશ્ચય કરવામાં આવેલ છે. વળી આ મતિજ્ઞાનના બહુ, બહુવિધાદિ ભેદો લઈ ૩૩૬ ભેદ પણ બતાવેલા છે.

હવે શ્રુતજ્ઞાન, મતિજ્ઞાનપૂર્વક થાય છે. આપ્તવચન, આગમ, ઉપદેશ, ઐતિહ્ય, આમ્નાય, પ્રવચન તથા જિનવચન વિગેરે શ્રુતજ્ઞાનનાંજ નામાન્તર છે, તેના મૂળ બે ભેદઃ-(૧) અંગપ્રવિષ્ટશ્રુત, (૨) અનંગપ્રવિષ્ટશ્રુત. અનંગપ્રવિષ્ટના અનેક ભેદ છેઃ-સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ, પ્રત્યાખ્યાન, ઉત્તરાધ્યયન, દશાકલ્પ, વ્યવહાર, નિશીથ તથા ઋષિભાષિત પ્રકરણાદિ.

અંગપ્રવિષ્ટ દ્વાદશવિધ છેઃ-(૧) આચારાંગ (૨) સૂત્રકૃતાંગ (૩) સ્થાનાંગ (૪) સમવાયાંગ (૫) વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (૬) જ્ઞાતાધર્મકથા (૭) ઉપાસકદશાંગ (૮) અંતકૃતદશાંગ (૯) અનુત્તરૌપપાતિક (૧૦) પ્રશ્નવ્યાકરણ (૧૧) વિપાક

(૧૨) દષ્ટિવાદ. એ બાર મળીને દ્વાદશાંગ કહેવાય છે. તેમાં બારમું અંગ દષ્ટિવાદ વિચ્છેદ ગએલ છે.

તીર્થંકરોએ પ્રરૂપેલ અને ગણધરોએ રચેલ શ્રુતને અંગપ્રવિષ્ટ ગણવામાં આવે છે; જ્યારે આયુષ્ય, સંઘયણ તથા પ્રાણિઓની અલ્પબુદ્ધિ વિગેરે જોઈ સુવિહિતાચાર્યોએ સિદ્ધાંતથી અવિરૂદ્ધ પણે જે પ્રકરણો વિગેરે બનાવેલાં છે, તે અનંગપ્રવિષ્ટ શ્રુતજ્ઞાન કહેવાય છે.

વળી અક્ષરશ્રુત ઇત્યાદિ શ્રુત જ્ઞાન ચૌદ ભેદે છે; આ પ્રમાણે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પરસ્પર ભિન્ન છે, તો પણ તેનું વિશેષ સ્વરૂપ બતાવે છે કે—મતિજ્ઞાન સાંપ્રતકાળ વિષયક છે, અને શ્રુતજ્ઞાન ત્રિકાલવિષયક છે.

ત્યારબાદ ત્રીજું અવધિજ્ઞાન. ગુણ પ્રત્યય અને ભવપ્રત્યય એ બે પ્રકારે થાય છે; તેમજ વળી હીયમાન, વર્ધમાન, અનુગામિ, અનનુગામિ, પ્રતિપાતિ અને અપ્રતિપાતિ એ છ ભેદ વાળું અવધિજ્ઞાન છે.

મનઃપર્યવ બે પ્રકારનું:—(૧.) ઋજુમતિ (૨) વિપુલમતિ.

ઉપર પ્રમાણે કહેવામાં આવેલા જ્ઞાનવાળા પુરૂષોને જિનોક્ત તત્ત્વની અંદર જે રૂચિ થાય છે, તે દર્શન અથવા સમ્યક્ત્વ કહેવાય છે.

તેમજ વળી નામ અને ગોત્ર કર્મની જે વીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય,

વેદનીય અને અંતરાય કર્મની ત્રીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે, અને મોહનીય કર્મની સીત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે, તે તમામ ઉત્કૃષ્ટ સ્થિતિને ખપાવીને, 'નદી પાષાણ' ન્યાય વડે (એટલે કોઈવાર જેમ નદીનો પાષાણ સ્વાભાવિક રીતે ગોળ થઈ જાય છે, તે પ્રમાણે ) કોઇક સ્વાભાવિક શુભ પરિણામને યોગે, જ્યારે માત્ર એક કોડાકોડી સાગરોપમની સ્થિતિ બાકી રહે છે, અર્થાત મોહનીય કર્મની ૭૦ કોડાકોડી સાગરોપમની સ્થિતિ ઘટીને જ્યારે એક કોડાકોડી રહી જાય, તેને ' યથાપ્રવૃત્તિ કરણ ' એવા નામથી ઓળખવામાં આવે છે. પ્રાયઃ વ્યવહારરાશિમાં રહેલા સર્વ જીવો આ યથાપ્રવૃત્તિ કરણ તો કરી ચૂકેલ છે, પરંતુ અપૂર્વ કરણ નામનો જે આત્માનો અધ્યવસાય વિશેષ છે, તે હજુ તેને પ્રાપ્ત થયો નથી, તે પ્રાપ્ત થાય તો જીવ જરૂર આગળ વધે.

યથાપ્રવૃત્તિ કરણને કરનાર જીવો રાગદ્વેષના પરિણામ રૂપ જે ભારે ગાંઠ છે, ત્યાં આવીને ઉભા રહે છે. કેટલાક તો રાગદ્વેષના જોરને લીધે તુરત ત્યાંથી પાછા ફરે છે, જ્યારે કેટલાક જીવો થોડા કાળ સુધી ત્યાં ઊભારહીને પાછા ફરે છે. જ્યારે કેટલાક જીવો એવા પણ હોય છે કે જેઓ અપૂર્વ કરણ નામના આત્માના પરિણામ રૂપ શસ્ત્ર વડે તે રાગદ્વેષના પરિણામ રૂપ ભારે ગ્રન્થિને તોડી નાંખી, આગળ વધી અનિવૃત્તિ કરણ કરે છે અને અંતરકરણને સમયે મિથ્યાત્વને હલકું કરી અંતર્મુહૂર્તના કાલપ્રમાણ વાળું સમ્યકત્વ પામે છે, તેને ' નિસર્ગસમ્યકત્વ ' કહે છે.

ગુરૂ આદિકના ઉપદેશથી જે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, તે અધિગમ સમ્યક્ત્વ ગણાય છે.

સમ્યક્ત્વના પાંચ પ્રકાર છેઃ-ઔપશમિક, સાસ્વાદન, ક્ષાયોપશમિક, વેદક અને ક્ષાયિક, તેનો વિસ્તાર પૂર્વક અર્થ 'સમ્યક્ત્વ સપ્તતિ' વિગેરે ગ્રંથોથી જાણવો. સમ્યક્ત્વવંત જીવોમાં સમ્યક્ત્વનાં પાંચ લક્ષણ હોય છે. (૧) શમ (૨) સંવેગ (૩) નિર્વેદ (૪) અનુંકપા (૫) આસ્તિક્ય.

(૧) સ્વાભાવિક રીતેજ અથવા કષાયના વિપાકનું નિરીક્ષણ કરવાથી અનંતાનુબંધિ કષાયનો જે અનુદય તે 'શમ' કહેવાય છે.

(૨) કર્મનાં ફ્લોને વિચારતાં તથા સંસારની અસારતાનું ધ્યાન કરતાં વિષય ઉપર જે વૈરાગ્ય થવો અર્થાત્ ઉદાસીનતા થવી તે 'સંવેગ'.

(૩) આ સંસાર કારાગૃહ રૂપ છે, બાંધવો બંધન રૂપ છે, તથા સ્ત્રી સ્નેહનિગડ રૂપ છે, એવા પ્રકારની જે ચિંતા સંવેગવાળા પ્રાણીને થાય છે, તેનું નામ 'નિર્વેદ' છે.

(૪) એકેન્દ્રિયથી લઇને પંચેન્દ્રિય પર્યન્ત જીવોનું સંસાર સમુદ્રમાં ડૂબતા જોઇ, તથા તેઓના દુઃખોનું દર્શન થતાં પોતાને જે દયાર્દ્રભાવ ઉત્પન્ન થાય; અર્થાત્ તેઓના દુઃખમાં જે દુઃખી થવા પણું, તથા તેનો પ્રતીકાર ઉપાયોનાં કારણોની અન્દર મન, વચન અને કાયા વડે જે પ્રયત્ન કરવો તેનું નામ 'અનુકંપા' છે.

(૫) વીતરાગ પ્રણીત તત્ત્વોની અંદર, કીર્તિવાદ, યશોવાદ, તથા સ્વર્ગાદિકની ઇચ્છા વિના કેવળ આત્મકલ્યાણને વાસ્તે, જે પ્રેમભાવ થવો તે 'આસ્તિકતા' સમજવી.

આ પાંચ લક્ષણો જેની અન્દર હોય તે નિશ્ચયથી સમ્યકત્વવંત જાણવો. તાત્પર્ય એ છે કે આ પૂર્વોકત પાંચ લક્ષણો જેની અન્દર હોય ત્યાં સમ્યકત્વ જરૂર હોય; પરંતુ જ્યાં સમ્યકત્વ હોય ત્યાં આ પાંચ–શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય હોય યા ન હોય. દાખલા તરીકે જ્યાં ધૂમ હોય છે, ત્યાં અગ્નિ જરૂર હોય, પરંતુ જ્યાં અગ્નિ હોય છે ત્યાં ધૂમ હોય યા ન પણ હોય. જેમકે તપાવેલા લોઢાના ગોળાની અન્દર અગ્નિ છે, પરન્તુ ધૂમ નથી,

આ જ નિયમને લઈને શ્રી કૃષ્ણ મહારાજ આદિકમાં સમ્યકત્વ છે, પરન્તુ તેઓની અન્દર શમ, સંવેગ અને નિર્વેદાદિ જોવામાં આવતા નથી, કારણ કે અનેક યુદ્ધો કરવાને સમયે શમ સંવેગાદિ રહી શકે નહિ.

સમ્યગદષ્ટિ જીવને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન તો નિશ્ચયથી હોય છે; વળી વિશેષ ગુણની પ્રાપ્તિમાં અવધિ યા તેથી વિશેષ જ્ઞાન થાય તો પણ કાંઈ ના નહિ. જ્યારે મિથ્યાદષ્ટિ જીવને મત્યજ્ઞાન અને શ્રુતાજ્ઞાન ગણાય છે. વળી કોઇ એક મિથ્યાદષ્ટિ જીવને ભવપ્રત્યયથી, અથવા દયા, દમ તથા ઇંદ્રિયનિગ્રહાદિ સામાન્ય ગુણો વડે ગુણપ્રત્યયથી જે અવધિજ્ઞાન પ્રાપ્ત થાય તેને વિભંગ જ્ઞાન કહેવાય છે.

અહિં જરૂર શંકા થશે કે મિથ્યાદષ્ટિને પણ ઘટ, પટ, ગૌ, અશ્વ, સ્ત્રી, પુરૂષ વિગેરેનું જ્ઞાન થાય છે, વ્યાખ્યાન આપે છે, અભિનવ ગ્રંથોની રચના કરે છે, તેમજ લોકોની અંદર તે સર્વજ્ઞ તુલ્ય ગણાય છે, તેથી તેની અંદર જ્ઞાનનું સંપૂર્ણ લક્ષણ ચાલ્યું જાય છે. કારણ કે જેનાથી પદાર્થ જણાય તેનું નામ જ્ઞાન છે, તો શું તેઓ પદાર્થ નથી જાણતા ? જરૂર જાણે છે; આમ છે તો પછી મિથ્યાદષ્ટિને અજ્ઞાની કહ્યા અને સમ્યગ્‌દૃષ્ટિને જ્ઞાની કહ્યા એ કેવો પક્ષપાત ?

ઉત્તર—આ વાત સ્વાનુભવ સિદ્ધ, શાસ્ત્રસંમત તથા યુક્તિયુક્ત હોવાથી પક્ષપાત નથી. સમ્યગ્‌દૃષ્ટિનો અર્થ ઉત્તમ પ્રકારે પદાર્થોને જોનાર એવો થાય છે, જ્યારે મિથ્યાદષ્ટિનો અર્થ વિપરીત રીતે પદાર્થ જોનાર એવો છે. આ પ્રમાણે સામાન્ય રીતે શબ્દાર્થ ઉપરથી પણ એક જ્ઞાની અને બીજો અજ્ઞાની સિદ્ધ થાય છે. મિથ્યાદષ્ટિ કોઇ વાર કોઇ એક પદાર્થને કાકતાલીય ન્યાયે બરાબર રીતે દેખે છે, પરંતુ અન્ય પદાર્થને વિપરીતપણે દેખતો હોવાથી અજ્ઞાની ગણાય છે. દાખલા તરીકે જેમ કોઇ એક નિશાબાજ માણસ લવારો શરૂ કરે, તેની અંદર સેંકડો વચનો સ્વેચ્છાનુસાર બોલી નાંખે તેમાં બે ચાર વચનો ઠીક પણ આવે, પરંતુ તેને સત્ય મનાય નહિ. સુંદર પયઃપાક તૈયાર હોય છતાં તેમાં બે રૂપિયાભાર સોમલ પડે તો તમામ વિષ કહેવાય. તેમ વ્યાખ્યાન ભલે આપે, ચાહે ગ્રંથ રચના કરે, પરંતુ તે મિથ્યાત્વરૂપ વિષ મિશ્રિત હોવાથી

પ્રામાણિક નથી. લોકમાં પણ જેની ખાતાવહીની અંદર એકાદ રકમ ફારફેર માલૂમ પડે છે તે અપ્રમાણિક ગણાય છે. શાસ્ત્રરીતિથી વિચારીએ તો ભગવતીમાં પહેલે શતકે ખુદ શ્રી ગૌતમ સ્વામીએ પ્રશ્ન કરેલો છે તે આ પ્રમાણે:—

सम्मद्दिट्ठी णं भंते ! किं नाणी अन्नाणी ? । गोयमा ! नाणी नो अन्नाणी । मिच्छादिट्ठी णं भंते ! किं नाणी अन्नाणी ? गोयमा ! नो नाणी, अन्नाणी ।

ભાવાર્થ:—હે ભગવાન્ ! સમ્યગ્દૃષ્ટિ જીવ જ્ઞાની કે અજ્ઞાની: ભગવાને જવાબ આપ્યો ? હે ગૌતમ ! ન અજ્ઞાની, તે જ્ઞાની છે. તેવીજ રીતે મિથ્યાદૃષ્ટિને માટે પ્રશ્ન કર્યો ત્યારે ભગવાને કહ્યું:—' નથી જ્ઞાની, અજ્ઞાની છે ' વળી તત્ત્વાર્થ સૂત્રની અંદર પ્રથમ અધ્યાયમાં તથા વિશેષાવશ્યકમાં નીચે પ્રમાણે બતાવેલ છે:—

" सदसतोरविशेषाद्यदृच्छोपलब्धेरुन्मत्तवत्" सूत्र ३३।
सदसदविसेसणाओ भवहेउजदिच्छिओवलम्भाओ ।
नाणफलाभावाओ मिच्छद्दिट्ठिस्स अन्नाणं ॥

गाथा ११५ पृष्ठ ७५.

ભાવાર્થ:—સદ્, અસદ્ રૂપ વિશેષ રહિત હોવાથી મરજી મૂજબ માનવાથી, તેમજ ભવનું કારણ હોવાથી અને જ્ઞાનનું ફલ જે વિરતિ તેનો અભાવ હોવાથી મિથ્યાદૃષ્ટિને ભલેને સંશયાત્મક હોય કે નિશ્ચયાત્મક હોય, પરંતુ તે અજ્ઞાન છે.

સમ્યગ્દૃષ્ટિ જીવ વસ્તુને સ્યાદ્વાદ સ્વરૂપ વડે સદસદ્વિ-

શેષણ વિશિષ્ટ માને છે. તથા નિત્યાનિત્યત્વ વિશેષણ સહિત માને છે; તેઓને જ્ઞાનનું ફળ વિરતિ મળે છે; તથા તેઓ દયા, દમ, શમ તથા બ્રહ્મચર્યાદિક મુક્તિનાં કારણોને કારણ રૂપેજ સમજે છે.

મિથ્યાદષ્ટિ જીવો પશુવધાદિ અધર્મને ધર્મ સમજે છે, તથા પશુવધ, તિલદહન, તથા જલાદિઅવગાહન વિગેરે જે સંસારનાં કારણ છે તેને મુક્તિના કારણ સમજે છે.

સમ્યગ્દષ્ટિ જીવ વસ્તુને જેમ અનંતધર્માત્મક સમજે છે તેમ મિથ્યાદષ્ટિ સમજતા નથી. માટે સમ્યગ્દષ્ટિ જ્ઞાની છે અને મિથ્યાદષ્ટિ અજ્ઞાની છે.

અહિંઆં વળી શંકા થશે કે સમ્યગ્દષ્ટિને જે સંશય, વિપર્યય અને અનધ્યવસાય થાય છે તેને જ્ઞાન રૂપ કેવી રીતે કહી શકાશે ?

આના ઉત્તરમાં સમજવું કે જ્ઞાન રૂપ તો કહી શકાય તેમાં કાંઇ વાંધો નથી, કારણકે જ્ઞાનનું લક્ષણ તો તેમાં જઇ શકે છે. પરંતુ તે જ્ઞાન પ્રમાણ છે કે અપ્રમાણ છે, તે બાબતમાં વિવાદ છે, પરંતુ તે ચર્ચાની અહિંઆં જરૂર નથી.

હવે આ પ્રમાણે જ્યારે સંશયાદિને જ્ઞાન માનવામાં આવે છે, તો બીજી નવી શંકા ઉત્પન્ન થઇ શકે છે કે મતિ-જ્ઞાનના સંબંધમાં વ્યંજનાવગ્રહ, અર્થાવગ્રહ, ઇહા, અપાય અને ધારણાના મળીને જે ૨૮ ભેદ બતાવ્યા હતા, તેની

અંદર પાછા સંશય, વિપર્યય અને અનધ્યવસાય કે જે જ્ઞાન રૂપ છે તે દરેકના અર્થાવગ્રહ વિગેરેની માફક છ છ ભેદો ગણવાથી ૬×૩=૧૮ ભેદો મતિજ્ઞાનના, પૂર્વોક્ત ૨૮ ભેદોની અંદર ઉમેરવા પડશે. જેથી કુલ ૪૬ ભેદ મતિજ્ઞાનના થશે. પરન્તુ શાસ્ત્રમાં તો ૪૬ ભેદ બતાવેલ નથી; તેના ભેદ ૨૮, ૧૬૮, ૩૩૬ અથવા ૩૪૦ એ ચાર વિકલ્પમાં બતાવેલા છે. આવી રીતે શાસ્ત્રમાં બતાવેલ ભેદો, સંશયાદિકને જ્ઞાન સ્વરૂપ માનવાથી સંગત થશે નહિ, અને નહિ કહેલા ભેદો ઉભા થશે, માટે સંશયાદિને અજ્ઞાન માનવામાં આવે તોજ શ્રેયસ્કર છે.'

ઉપર મુજબની શંકાનું હવે સમાધાન આપવામાં આવે છેઃ– સંશયાદિ જ્ઞાન છે,તેમાં જરા પણ વાંધો નથી. અવગ્રહાદિક ભેદો ગણાવેલા છે, તેમાં જરા પણ વધઘટ થતી નથી. કેવલીકથિત વસ્તુમાં ફારફેર હોય જ નહિ, જે ફેરફાર દેખાય છે તે આપણી સમજનોજ ફેર છે, કારણ કે સંશયાદિનો અન્તર્ભાવ અર્થાવગ્રહાદિમાં થઈ જાય છે. જેમકે, અનધ્યવસાયનો અન્તર્ભાવ અર્થાવગ્રહમાં, સંશયનો ઇહામાં, અને વિપર્યયનો અપાયમા સમાવેશ થાય છે. અનધ્યવસાય સામાન્યમાત્ર ગ્રાહી હોવાથી તેને અર્થાવગ્રહમાં દાખલ કરી શકાય. વળી સંશય કથંચિત પ્રકારે ઇહા સ્વરૂપ છે, અથવા તો ઈહાનું કારણ સંશય હોવાથી, કારણનો કાર્યમાં ઉપચાર કરવાવડે ' સંશય ' ઈહામાં અન્તર્ભૂત થાય છે. ઇહા અને સંશયનો જે ભેદ બતાવવામાં આવ્યો છે, તે વ્યવહારિક મનુષ્યોની પ્રવૃત્તિ અનુસાર

છે, સર્વથા ભેદ નથી. વળી ' વિપર્યય ' નિશ્ચય સ્વરૂપ હોવાથી તેની અપાયમાં ગણતરી થઇ શકે. આ પ્રમાણે સંશયાદિને જ્ઞાન માનવા છતાં મતિજ્ઞાનના ૨૮ ભેદ યથાસ્થિત છે, તેથી ૪૬ નો ભ્રમ કરવાની કાંઇ જરૂર નથી.

જ્ઞાન અને દર્શનનું વિવેચન કર્યા બાદ હવે **ચારિત્ર** રત્નની મીમાંસા કરવાનો સમય પ્રાપ્ત થાય છે.

સર્વ સપાપ યોગનો ત્યાગને ચારિત્ર કહે છે. તે સર્વથી અને દેશથી બે પ્રકારે છે. મુનિવરો સર્વથા સાવદ્ય વેપારનો ત્યાગ કરે છે, ત્યારે ગૃહસ્થો તેનો દેશથકી ( થોડા અંશથી ) ત્યાગ કરે છે, છતાં તેઓની અભિલાષા તો હમેશાં મુનિધર્મ ઉપર લાગેલજ હોય છે. મુનિવરો જ્યારે પંચ મહાવ્રતોનો સ્વીકાર કરે છે, ત્યારે ગૃહસ્થો સમ્યક્ત્વ મૂલ દ્વાદશવ્રતનો સ્વીકાર કરે છે, મુનિઓએ સર્વપ્રકારે પાપકર્મનો ત્યાગ કરેલો હોવાથી મહાવ્રતધારી ગણાય છે, જ્યારે ગૃહસ્થોએ વ્રતોની અન્દર કેટલાંક બારી બારણાં રાખેલ હોય છે, તેથી તેઓ અણુવ્રતી ગણાય છે, બન્નેનાં વ્રતોની અન્દર ઉત્સર્ગ અને અપવાદ તો રહેલાજ છે, કેવળ ચતુર્થવ્રતની અન્દર અપવાદ નથી, કારણ કે તે રાગ-દ્વેષ રહિત પણે બની શકતું નથી. જ્યારે ઇતરવ્રતમાં અપવાદ-રાગદ્વેષ રહિતપણે થઇ શકે છે.

પંચ મહાવ્રતની વ્યાખ્યા નીચે પ્રમાણે:—

દ્વીન્દ્રિયથી લઇ પંચેન્દ્રિય પર્યન્ત ત્રસજીવોનું તથા પૃથિવીથી લઇ વનસ્પતિ સુધી સ્થાવર જીવોનું પ્રમાદ વડે

જીવિતવ્ય દૂર ન કરવું તેનું નામ 'અહિંસા' વ્રત શ્રીભગવાને કહેલ છે. પ્રમાદ પાંચ પ્રકારના જગતની અંદર પ્રસિદ્ધ છે. પરંતુ ભગવતી તથા યોગશાસ્ત્રની અંદર તે આઠ પ્રકારના બતાવેલ છે. તે આઠ પ્રકારના પ્રમાદ વડે પ્રાણિઓનો પ્રાણથી જે વિયોગ કરવો તે હિંસા, અને તેથી ભિન્ન અહિંસા જાણવી.

પ્રિય, પથ્ય અને તથ્ય વચન બોલવું તે સુનૃતવ્રત કહેવાય છે. જે વચન તથ્ય હોય છતાં પથ્ય અને પ્રિય ન હોય તો તે મૃષા સમજવું.

બીજાએ નહિ આપેલી વસ્તુ ગ્રહણ કરવી તે અસ્તેયવ્રત કહેવાય છે. અદત્ત વસ્તુ લેનાર, પરના પ્રાણ લેનાર છે, એમ કહેવોમાં હરકત નથી, કારણ કે દ્રવ્ય, પ્રાણિઓને પ્રાણભૂત છે.

મન, વચન અને કાયા વડે સર્વથા દિવ્ય અને ઔદારિક ભોગનો સ્વયં ત્યાગ કરવા પૂર્વક, ભોગ કરનારને સારો જાણે નહિ તે બ્રહ્મવ્રત કહેવાય છે.

અવિદ્યમાન વસ્તુમાં ચિત્તની ડામાડોળતા થાય છે, માટે સર્વ ભાવની અંદર મૂર્છાનો જે ત્યાગ કરવો તે અપરિગ્રહ વ્રત કહેવાય છે.

પૂર્વોક્ત પંચ મહાવ્રતની સાથે ૨૫ ભાવનાઓ અથવા અનિત્યાદિ દ્વાદશ ભાવનાઓ તથા મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય ભાવનાપૂર્વક સાધુ ધર્મ છે. હવે શ્રાવકના બાર વ્રતનું યત્કિંચિત્ વિવેચન કરવામાં આવે છે.

(૧) હિંસા કરવાથી જીવો લૂલા, લંગડા તથા કોઢિયા ઈત્યાદિક થાય છે, એવું આપ્તપુરૂષો પાસેથી સાંભળીને, અથવા સ્વયં પ્રત્યક્ષ જોઇને ત્રસ જીવોની હિંસાથી નિવૃત્તિ કરે તે સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ નામનું પ્રથમ વ્રત બતાવેલ છે.

(૨) સ્ખલિત વક્તા, ગુંગણાપણું, સર્વથા મૂંગાપણું, તથા મુખમાં ચાંદાદિકનું થવું, એ તમામ અસત્ય વચનનું ફળ છે, એમ જાણી કન્યાદિ સંબંધી અસત્ય વચનનો ત્યાગ કરવો, તે બીજું વ્રત. તાત્પર્ય એ છે કે કન્યા નાની અથવા કદરૂપી હોવા છતાં તેને મોટી અને સુંદર રૂપાળી કહેવી, તેવી જ રીતે પશુ સંબંધી જૂઠ, ભૂમિ સંબંધી જૂઠ, થાપણ ઓળવવી તથા ખોટી સાક્ષી એમ પાંચ મોટાં જુઠાણાંનો ત્યાગ કરવો, તે સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત ગૃહસ્થોને માટે છે.

(૩) ભવાન્તરમાં દૌર્ભાગ્ય, દાસત્વ તથા દરિદ્રતા અને આ ભવમાં ચોરી કરનારનાં અંગનો છેદ ઇત્યાદિ જોઇ સ્થૂલ સ્તેયનો ત્યાગ કરવો, તે ત્રીજું વ્રત છે.

(૪) પરભવમાં નપુંસકત્વ, તથા આ ભવમાં રાજાદિકને જાણ થવાથી ઇંદ્રિય છેદ વિગેરે ઉગ્ર દંડ જોઇ સર્વથા પરસ્ત્રી તથા વેશ્યાદિનો ત્યાગ કરવો તથા સ્વદારામાં સંતોષ કરવો તે ચતુર્થ બ્રહ્મવ્રત જાણવું.

(૫) લોકમાં અવિશ્વાસ તથા અસંતોષ, આરંભ, સંરંભ અને સમારંભ તેમજ દુઃખનું કારણ વિગેરેને મૂર્છાના ફળો જાણી વિવેકી મનુષ્ય 'પરિગ્રહ પરિમાણ' લે તે પાંચમું વ્રત છે.

( ૬ ) દશ દિશાની અરિહંત દેવ ગુરૂની સાક્ષીએ જે મર્યાદા કરી હોય તેને ઓળંગવી નહિ, તે દિગ્વ્રત.

( ૭ ) ભોગ અને ઉપભોગનો નિયમ કરવો, તે એમ જે આટલી વસ્તુઓ ખાવી, આટલી ભોગવવી વિગેરે, તે સાતમું ભોગોપભોગ વ્રત.

( ૮ ) વિના પ્રયોજન કેવળ પાપનું આગમન જેનાથી થાય તેનું વિરમણ કરવું, તે આઠમું અનર્થદંડ વિરમણ વ્રત જાણવું.

પૂર્વોક્ત ત્રણે વ્રતો ગુણવ્રત કહેવાય છે, કારણ કે પ્રથમનાં જે પાંચ અણુવ્રતો છે તેને આ ત્રણ વ્રતો ગુણ કરનારાં છે. હવે ચાર શિક્ષાવ્રત કહે છે—

( ૯ ) આર્ત્ત અને રૌદ્રધ્યાનના ત્યાગ પૂર્વક સર્વ પાપની નિવૃત્તિ કરી બે ઘડી સુધી સમતા પૂર્વક એક આસને બેસવું તે સામાયિક નામનું વ્રત નવમું છે.

( ૧૦ ) પૂર્વોક્ત છઠા વ્રતનો, દિવસ અથવા રાત્રીમાં અને બન્નેને સાથે લઈ જે ઇત્વર કાળને માટે, નિયમ કરવો કે— આટલે સુધી જવું અથવા આવવું; બીજાને માટે ત્યાગ. તે દેશાવકાશિક દશમું વ્રત જાણવું.

( ૧૧ ) એક દિવસ અથવા અહોરાત્રી સુધી, આરંભાદિ ક્રિયા તથા સ્નાનાદિના ત્યાગ પૂર્વક તથા બ્રહ્મચર્યના સ્વીકાર સાથે જે યથાશક્તિ તપ કરવો તે અગ્યારમું પૌષધ વ્રત.

(૧૨) પંચમહાવ્રતધારી મુનિવરોને બેંતાલીસ દોષ રહિત આહાર, પાણી તથા વસ્ત્ર પાત્રાદિક શુદ્ધ ભાવ પૂર્વક આપવાં, તે અતિથિસંવિભાગ નામનું બારમું વ્રત સમજવું.

પૂર્વોક્ત બાર વ્રતને ધારણ કરનાર ગૃહસ્થ, ગૃહસ્થ-ધર્મની અન્દર કુશલ છે એમ જાણવું, વળી ઉપર કહેલા દ્વાદશ વ્રત માંહેના બે ચાર વ્રત યથાશક્તિ ધારણ કરે તો પણ તેને શ્રાવક કહી શકાય. પરંતુ મુનિવરોએ તો પાંચે મહાવ્રત પાળવાંજ જોઇએ, તેમાં જેટલી ન્યૂનતા તેટલીજ મુનિ પદમા ન્યૂનતા સમજવી. "

ઉપર પ્રમાણે શ્રીધર્મઘોષસૂરિજી મહારાજ દેશના દઇ વિરામ પામ્યા, એટલે પેલો મુસાફર નાચતો અને કૂદતો થકો સભા સંમુખ આવ્યો અને આનન્દાશ્ચર્ય પૂર્વક સૂરીશ્વરની સ્તુતિ કરવા લાગ્યો:

" હે સ્વામિન્ ! કષાયદાવાનલથી દગ્ધ થએલ આ ભવારણ્યમાં આપ નૂતન મેઘ સમાન છો. આપે અત્યારે તત્ત્વરૂપ અમૃતનો વરસાદ વરસાવી ભવ્ય પ્રાણી રૂપ વનરાજીને નવપલ્લવ કરી છે. ભવસમુદ્રમાં ડૂબતા પ્રાણીઓ પ્રત્યે આપ નાવ સમાન છો. તૃષ્ણા રૂપ અગ્નિ વડે તૃષ્ણાતુર થએલા પ્રાણીઓ પ્રત્યે આપ પાનીયશાલા (પરબ) સમાન છો. કર્મ રૂપ શરદી વડે ઠુંઠવાઇ ગએલા પ્રાણીઓને આપ અગ્નિ તુલ્ય છો. આધિ, વ્યાધિ અને ઉપાધિથી તપ્ત થએલ જીવોને આપ કલ્પવૃક્ષ

સદૃશ છો અજ્ઞાન રૂપ અંધકારમાં મુંઝાએલા પ્રાણીઓ પ્રત્યે આપ પ્રદીપ રૂપ છો; જ્વરાદિ રોગોથી પીડિત રોગી જીવો પ્રત્યે આપ અમોઘ વૈદ્ય સ્વરૂપ છો, તેમજ ભયંકર દુશ્મનોના સપાટામાં સપડાએલા મારા જેવા જીવોની રક્ષા કરવામાં આપ એક વજ્રમય કિલ્લાનું કામ સારો તેવા છો. હે દયાનિધે ! **માં રક્ષ ! રક્ષ !!** " એ પ્રમાણે બોલતાંની વારંજ મુસાફર આચાર્ય મહારાજનાં ચરણ કમળમાં જઇ પડયો.

આચાર્યવર્યે તેની પીઠ ઉપર હાથ રાખીને કહ્યું:

"હવે ડર નહિ, ઉભો થા, તારૂં કલ્યાણ થોડા સમયમાં થનાર છે." આવાં વચનો સાંભળી મુસાફર મહાકષ્ટે ઉભો થયો. એક આંખમાંથી શ્રાવણ અને બીજી આંખથી ભાદરવો વરસાવવા લાગ્યો. મનુષ્યોને, સંતના સમાગમમાં, પૂર્વ અનુભવેલ કષ્ટો બેશક, અશ્રુપાત કરાવે છે. મુસાફર શાંતિ પકડવા જાય છે, તો પણ તેના શરીર પર જેટલા રોમ હતા, તે તમામ ખડા થયા. મુસાફરનો દેખાવ જોઇ સભા ચકિત થઇ, થોડી વારમાં મુસાફરના દુઃખનો ઉભરો શાંત થયો.

ધર્મઘોષસૂરિ શાંત ચહેરાથી બોલ્યાઃ—"તારે માથે જે વિપત્તિઓ આજ સુધી પડેલ છે, તે તમામ મોહ મહાચંડાળને લીધેજ. તને મોહનો જાતિ અનુભવ છે, તો પણ મોહના સંપૂર્ણ મર્મને દર્શાવનાર સદાગમ રૂપ સૂક્ષ્મદર્શક યન્ત્ર હું તને સોંપું છું. તુ સ્વયં જોજે અને બીજાઓને પણ બતાવજે.

કેટલાએક માનશે, અને કેટલાએક નહિ પણ માને, તેમ છતાં તારા દુઃખનો અન્ત આવશે.

હું કોણ છું ? તેના પર્યાલોચનમાં તેં તારૂં સ્વકીય મૂળ સ્વરૂપ પ્રકટ કર્યું હતું, તેવોજ તું વાસ્તવિક રીતે થઇશ. અને મુક્તિનગરીમાં નિવાસ કરીશ. ઉપદેશ સમયે જે સ્વરૂપ મેં કથન કરેલ છે, તેના કરતાં અનન્તગુણું સ્વરૂપ તું સાક્ષાત્ અનુભવીશ. અત્યારે મારી તને શીખામણ એટલીજ છે કે થોડા કાળ સુધી પૂર્વોક્ત મુનિ વ્યવહારનું પાલન કરજે. મોહરાજાથી જરા પણ દબાઇશ નહિ. તેના કામ, ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષ્યા, નિન્દા, વિકથા, નિદ્રા તથા તન્દ્રા આદિ વર્ગનો તું તીરસ્કાર કરજે. પૂર્વ પ્રરૂપિત જ્ઞાન અને દર્શન રત્નની સંભાળ રાખજે. તેમ નહિ થાય તો યાદ રાખજે કે ચારિત્ર પણ ભવભ્રમણનું કારણ છે. માટે જ્ઞાન અને દર્શનની શુદ્ધિ ઉપર ધ્યાન આપજે. પૂર્વોક્ત જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ત્રિપુટીનો યોગ થવાથી જીવો સમસ્ત કર્મનો ક્ષય કરી, કૈવલ્ય પ્રાપ્ત કરી, ત્રણ લોકના અગ્રભાગમાં સાદિ અનન્ત સ્થિતિવાળા થઇ બિરાજમાન થાય છે. ”

ઇત્યાદિ હિતશિક્ષા પામવાથી તે મુસાફર મુનિવેષ લઇ, મુનિના આચાર વિચાર ઉપર દત્તચિત્ત થયો. અને શિવપુર નગર તરફ પ્રયાણ શરૂ કર્યું. રસ્તામાં કોઇ કોઇ વાર ક્રિયા શિથિલતા, શંકાદિથી દર્શન માલિન્ય વિગેરે ખરાબાઓ આવે

છે, પરન્તુ પૂર્વના ૬૮ સંસ્કાર જામેલા હોવાથી પાછો સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર રૂપ મોક્ષમાર્ગ ઉપર આવે છે.

ઉપરના લેખ ઉપરથી વાંચક વૃન્દે સાર એ ગ્રહણ કરવાનો છે કે યથાશક્તિ સ્વાત્મકલ્યાણમાં ઉદ્યમવંત થવું. દરેક વખતે આય-વ્યયની તપાસ રાખવી. જે પ્રમાણે સાંસારિક કાર્યો અવશ્ય કરવાં પડે છે તેમ દેવપૂજા, ગુરૂભક્તિ, ધાર્મિકવાત્સલ્ય, પ્રતિક્રમણ, સામાયિક, દાન, શીલ, તપ, ભાવ, જ્ઞાન, ધ્યાન, વિનય અને વિવેકાદિ વ્યવહારિક કૃત્યો કરવાં, તથા એકાન્તમાં બેસી આધ્યાત્મિક વિચારો પણ કરવા; અર્થાત્ જ્ઞાન અને ક્રિયા બેઉ ઉપર ધ્યાન આપવું, જેથી જન્મ સફળ થાય; એવી ભલામણ કરવા સાથે વાંચનારની રજા માગું છું.



# श्रीयशोविजय जैन ग्रंथमाला.

## सूचीपत्र.

### संस्कृत.

| नाम. | किमत. |
|---|---|
| १ गुर्वावली ... | ०-४-० |
| २ रत्नाकरावतारिका-त्रे परिच्छेद टिप्पणपञ्जिका सहित. | १-०-० |
| ३ सिद्धहेमशब्दानुशासन-( मूळ ) | ०-५-० |
| ४ मुद्रितकुमुदचन्द्रप्रकरण | ०-८-० |
| ५ स्तोत्रसंग्रह भाग २ | ०-१२-० |
| ६ क्रियारत्नसमुच्चय ... | २-०-० |
| ७ श्रीसिद्धहेमव्याकरणसूत्रोनो अकारादिक्रम... | ०-४-० |
| ८ कविकल्पद्रुम | ०-४-० |
| ९ सम्मतितर्काख्यप्रकरण भाग १ | ३-०-० |
| १० श्रीजगद्गुरुकाव्य ... | ०-४-० |
| ११ शालिभद्रचरित्र | २-०-० |
| १२ पर्वकथासंग्रह | ०-६-० |
| १३ षड्दर्शनसमुच्चय ... | ०-४-० |
| १४ शीलदूतकाव्य | ०-४-० |
| १५ श्रीशान्तिनाथचरित्र-पद्य ... | ३-०-० |
| रत्नाकरावतारिका संपूर्ण...(१६+१७) | ५-०-० |
| १८ गुरुगुणरत्नाकरकाव्य | ०-८-० |
| २० उपदेशतरङ्गिणी ... | ३-०-० |
| २३ मल्लिनाथमहाकाव्य | ३-०-० |
| २५ श्रीपार्श्वनाथचरित्र-पद्य ... | ३-०-० |
| २७ नेमिनाथ महाकाव्य (पत्राकारे तथा पुस्तकाकारे)... | ०-१२-० |
| विशेषावश्यक (भाष्य, सटीक) ( १९-२१-२२-२४-२६-२८-२९-३०)- | |

×३१ अनेकान्तजयपताका (पूर्वार्द्ध) कर्ता श्रीहरिभद्रसूरि... १-८-०
३२ अभिधानचिंतामणि कोश (भा.१लो स्वोपज्ञ टीका सहित) ४-०-०
३३ अभिधानचिंतामणि कोश ( बीजो भाग ) ... ३-०-०
३४ रत्नचूडकथा ( पत्राकार, श्लोकबद्ध श्रीज्ञानसागरसूरि कृत) ०-८-०
३५ पृथ्वीचन्द्रचरित्र (सत्यराजगणिकृत) ... ... २-०-०
३६ उत्तराध्ययनसूत्र भा १ लो (कमलसंयमी टीकायुक्त) ३-८-०
३७ „ भा २ जो ... ... ... ३-८-०
३८ „ भा. ३ जो ... .. ... ३-८-०
३९ विवेकमंजरी भाग १ लो... ... ... २-०-०
४० श्रीधर्ममहोदय .. ... ... ... ०-४-०
४१ शृंगारवैराग्यतरङ्गिणी ... ... ... भेट
४२ धर्मदीपिका ( व्याकरण ) ... ... २-०-०
४३ भरटक द्वात्रिंशिका ( जर्मनीमां छपायेल ) ... ३-०-०
४४ पेघाख्यान वार्तिक ( जर्मनीमां छपायेल ) ... ३-१२-०
४५ पर्युषणाष्टाह्निका व्याख्यान ... ... भेट
४६ प्राकृतमार्गोपदेशिका ... ... ... १-४-०
४७ जैनतत्त्वज्ञानम् ... ... ... ... भेट
४८ स्यादिशब्दसमुच्चय ... ... ... ०-१२-०
४९ जैनस्तोत्ररत्नाकर ... ... ... ०-१२-०
५० जैन तर्कवार्तिक ( शान्त्याचार्यनी टीकायुक्त ) ... २-०-०

हिन्दी.

५१ सूरीश्वर और सम्राट् ... ... ... ४-८-०
५२ जैनतत्त्वदिग्दर्शन ... ... ... ०-३-०
५३ जैनशिक्षादिग्दर्शन ... ... ... ०-२-०
५४ पुरुषार्थदिग्दर्शन... ... ... ... ०-४-०
५५ तेरापंथ-मतसमीक्षा ... ... ... ०-२-०
५६ तेरापंथी हितशिक्षा ... ... ... ०-८-०
५७ शिक्षाशतक ( कविता ) ... ... ... ०-१-०

५८ विवेकविलास ... ... ... ... २-०-०
५९ गौतमपृच्छा ... ... ... ... ० १२-०
६० धर्मशिक्षा ... ... ... ... १-०-०
६१ जैनरामायण ... ... ... ... ४-०-०
६२ बाल नाटको ... ... ... ... भेट
६३ मेघमहोदय ( वर्ष प्रबोध )... ... ... ४-०-०
६४ विजयप्रशस्तिसार ... ... ... ०-६-०
६५ जैनधर्मप्रकाश स्तवनावली ... ... ०-२-०
६६ आदर्श-साधु ... ... ... ... १-४-०
६७ ब्रह्मचर्यदिग्दर्शन... ... ... ... ०-८-०
६८ गंगाधरजी के असत्य आक्षेपों के उत्तर ... ०-१-०
६९ अहिंसादिग्दर्शन... ... ... ... ०-८-०
७० सुजन संमेलन ... ... ... ... ०-१-०

## गुजराती.

७१ सूरीश्वर अने सम्राट् ... ... ... ३-८-०
७२ जैनशिक्षा दिग्दर्शन ... ... ... ०-२-०
७३ प्राचीनश्वेताम्बर-अर्वाचीन दिगम्बर ... ०-२-०
७४ विजयधर्मसूरि-जीवन ... ... ... ०-४-०
७५ ऐतिहासिक राससंग्रह भाग १ लो ... ०-१ ००
७६ " " भाग २ जो ... ०-१०-०
७७ " " भाग ३ जो ... २-०-०
७८ " " भाग ४ थो ... २-८-०
७९ प्राचीन तीर्थमाळा संग्रह भाग १ ... ... २-८-०
८० आत्मवीरनी कथाओ ... ... ... ०-५-०
८१ विहारवर्णन ... ... ... ... १-०-०
८२ शाह के बादशाह... ... ... ... ०-४-०
८३ त्रिभुवनदीपक प्रबंध ( रास ) ... ... ०-८-०
८४ जयसेन कथा ... ... ... ... ०-५-०